# જન્નતના નવજવાન

અથવા

# શવકતે ઇસ્લામ

પ્રકાશક અને સંપાદક

મુન્શી. ઉમરજી મોહમ્મદ

ઉર્દૂ ટ્રેઈનિંગ કૉલેજ પ્રેક્ટિ૦ સ્કૂલ. આસિ૦ મા૦

અહમદાબાદ.

કિંમત રૂ. ૧—૨—૦

# જન્નતના નવજવાન

અથવા

# શવકતે ઇસ્લામ



પ્રકાશક અને સંપાદક

**મુન્શી. ઉમરજી મૉહમ્મદ**

ઉર્દૂ ટ્રેઇનિંગ કૉલેજ પ્રેક્ટિ૦ સ્કૂલ. આસિ૦ મા૦

**અહમદાબાદ.**

કિંમત રૂા. ૧–૨–૦

: પ્રકાશક :
મુન્શી ઉમરજી મૉહમ્મદ
પી. આર. ઉર્દૂ ટ્રેઇનીંગ કૉલેજ
પ્રેકટીસિંગ સ્કૂલ આસિ. અ

: મુદ્રકો :
પાન ૧ થી ૨૮૮ ધી અરૂણોદય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. નાનાલાલ સોમાલાલે છાપ્યાં કાળુપુર ડોશીવાડાની પોળમાં અમદાવાદ. અને પાન ૨૮૯ થી ૩૦૪ સુધી તથા પાન ૧ થી ૧૬ ટાઇટલ, અર્પણ વિગેરે ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ મણીલાલ છગનલાલે છાપ્યા ઘીકાંટા રોડ—અમદાવાદ.

# નહ્‌મદોહૂ વનોસલ્લી અલા રસૂલેહિલ્‌કરીમ વલ્લઝીના આમનૂ વ અમેલુસ્સાલેહાતે ઉલાએક અસ્‌હાબુલ્‌જન્નાહ-હુમ્‌ફીહા ખાલેદૂન

અર્થાત—જેઓ ઇમાન લાવ્યા અને નેક કામ કર્યા તેઓ જન્નતી છે; ત્યાં હંમેશાં રહેશે.

## સલફે સાલેહીન

( અઝ-જનાબ મૌલાના ઝફરઅલી ખાનસાહબ )

વોહ મુસલ્‌માન કહાં અગલે ઝમાનેવાલે.
ગર્દનેં કયસરો કસ્‌રાકી ઝુકાનેવાલે.

ઇમ્તેયાઝ અબ્‌યદો અસ્વદકા મિટાનેવાલે,
સબક ઇન્સાંકો ઉખવ્વતકા પઢાનેવાલે.

બાતક્યાથી કે ન રૂમાસે ન ઇરાંસે દબે,
ચંદ બે તર્બીયત ઉટોંકે ચરાનેવાલે.

પેશ્વાઇ કો નિકલ આઇ ખુદાઇ સારી,
ઘર સે નિકલે જો મોહમ્મદકે બિરાને વાલે.

કયા સિખાતે હંય તમદ્દુનકી હકીકત હમ્‌કો,
આજ કુર્આનકી દવલતકો ચુરાનેવાલે.
કૂયઝ કિસ્‌કા હય યેહ ઉસ્પર ભી કભી ગૌર કરેં,
અપ્‌ની તહઝીબકા અફસાના સુનાનેવાલે.

બાદશાહીમેં ફકીરીકા ચલન રખ્‌તે હયેં,
દોશ પર બારે અમાનત કે ઉઠાને વાલે.
ન દબે હયેં કભી બાતિલ સે ન દબ સકતે હંય,
ગર્દન અલ્લાહકે રસ્તેમેં કટાને વાલે.
ભૂકે રહતે થે ખુદ અવરોંકો ખિલા દેતે થે,
કયસે સાબિર થે મોહમ્મદકે બિરાનેવાલે.

૭૮૬

# અર્પણ પત્રિકા

**મુબારેક હંય જો કવમી કામ કર્તે હંય બિલા ઉજરત**
**જો ફર્ઝે મન્સબી સમઝે હંય અપના કવમકી ખિદમત**



## નેકનામ મોકર્રમી જનાબ શેઠ
## અલ્લારખભાઈ કાસમભાઈ સાહેબ

**અહમદાબાદ**

જનાબે આલી ! મારી અને આપની પ્રથમ મુલાકાત એવા પ્રસંગો વચ્ચે થએલી હતી, કે હું જ્યારે જ્યારે તે પ્રસંગ યાદ કરૂં છું, ત્યારે ત્યારે મને જનસેવા પ્રત્યેની આપની ધગશનો ચિતાર મારી નજર સમક્ષ ઉત્સાહી વાતાવરણ ઉપસ્થિત કરે છે. હું અત્રેના વસવાટ દર્મ્યાન ઇસ્લામી, અંગ્રેજી, સામાજિક, રાજદ્વારી સંસ્કારના વિશાળ સમુહ સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે હળ્યો મળ્યો છું. તદુપરાંત મારા પીસતાલીસ વર્ષના જીવનકાળ દર્મ્યાન મેં આધુનિક સમયના ઇસ્લામી સમાજના અગ્રેસરોનાં જીવનચરિત્રો પ્રત્યે અનેકવાર ડોકીઆં કર્યાં છે. મને તેમાંથી ઘણુંએ જાણવાનું મળ્યું છે. સારાસાર ગ્રહણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. હું એકંદર વિદિત કરૂં છું કે મારા કરતાં સર્વ સંસાર સારો છે. કોઈ ઇલ્મથી તો કોઈ અનુભવથી તો કોઈ સદાચારથી ભરપૂર છે, છતાં મારે મુક્ત કંઠે એટલું તો કહેવું જ પડશે

જનાબ શેઠ ખોજા અલારખભાઇ કાસમભાઇ સાહેબ



જેમણે આ પુસ્તકના પ્રકાશન માટે વારંવાર પ્રોત્સાહન આપ્યું છે.

કે મારા અઝીઝ જનાબ નેકનામ અલ્લાહરખભાઈ સાહેબના જેવી જનસમાજ સેવાની ધગશ, કવમી હમ્દર્દી મને ભાગ્યે જ અન્ય વ્યક્તિમાં દષ્ટિગોચર થઈ હશે. કોઈ પણ મુસ્લિમ બિરાદરનું ભલું થતું હોય તેમાં હું રાઝી છું. તેવા શબ્દો વારંવાર ઉચ્ચારનાર જનાબ અલ્લારખભાઇ જેવા નવયુવકોની ઇસ્લામને અનિવાર્ય જરૂર છે. શું આ આદર્શ જીવન નથી?

મોહતરમી જનાબ શેઠ અલ્લારખભાઇ સાહેબ! હું આપની માત્ર પ્રશંસા કરવાના હેતુથી જ આ પ્રમાણે આલેખવા પ્રેરાયો નથી, પરંતુ ગુલાબના પુષ્પની સુગંધ જેમ જેમ પવન પડે વધુ સ્થળે પ્રસરે તેમ તેમ સૃષ્ટિને વિશેષ લાભ થાય છે, તે હેતુ સિદ્ધિ માટે જ અત્રે કિંચિત પ્રયાસ આદર્યો છે. હું અત્રે અતિશયોક્તિ કરવા માગતો નથી, પરંતુ સત્ય વસ્તુના પ્રકાશ ખાતર મારે કહેવું જોઇએ છે, કે આધુનિક સમયના ઇસ્લામી નવજવાનો પૈકી ભાગ્યે જ સદ્‌ભાગ્યે થોડા એવા નવજવાનો મળી આવશે, કે આપ સાહેબની માફક જાતમહેનતથી કામ કરવામાં ઉમંગ માનતા હોય. મેં જ્યારે જ્યારે આપ સાહેબની મુલાકાત લીધી હશે, ત્યારે મને આપ પોતાના કામમાં રચ્યા પચ્યા જણાયા છો. શ્રીમંતાઈની રહેમત પ્રાપ્ત થવા છતાં ઉમંગભેર પોતાના કામમાં મગ્ન રહેવાનો સદ્‌ગુણ આપ જેવા ભાગ્યશાળીઓના કિસ્મતમાં જ નિર્મિત થયો હોય છે! પ્રાચીન મુસલમાનો આ સદ્‌ગુણથી સંપૂર્ણ ભરપૂર હતા. આપ સાહેબમાં પ્રાચીન મુસલમાનોના આ સદ્‌ગુણની કિંચિત ઝલક દષ્ટિગોચર થાય છે. ઝાલેકા ફઝ્લિલ્લાહે યુતીહે મેંયશા—

પ્રિય બંધુ! ઇસ્લામી સાહિત્યના વિકાસ માટે આપની જંખનાએ મને આપ તરફ વિશેષ આકર્ષ્યો છે. આ કાર્યના ઉત્તેજન માટે આપે જે શ્રમ ઉઠાવ્યો છે. તે મારી જાણ બહાર નથી. પોતે ઉત્તેજન આપવા ઉપરાંત અન્યને આ કાર્ય તરફ પ્રેરણા કરવામાં કેટલીક વખતે આપ સાહેબે સ્વાભિમાનના મુકાબલે સાહસ કર્યું છે. તે બનાવ

મારી રૂબરૂ બનેલા છે, જેથી મને તેમજ મારા અન્ય સાહિત્યરસિક મિત્રોને આપ તરફ સ્વાભાવિક રીતે માન–ભાવ ઉત્પન્ન થયો છે. વર્તમાન પત્રો માર્ફતે દેશસેવા, કોમસેવા કરવા આપે જે જે યશસ્વી પ્રયત્નો આદર્યા છે, તેથી ઇસ્લામી સમાજ આપનો ઋણી છે. તેમ કહ્યા સિવાય ચાલતું નથી.

જનાબ શેઠ સાહેબ અલ્લારખભાઈ સાહેબ! ઇસ્લામે વેપારને ઘણું જ ઉચ્ચ સ્થાન આપ્યું છે. વેપારી એટલે તાજીર શબ્દની જોડણીમાં તાજિર એટલે વેપારીનો મહીમા સમાએલો છે. જો તાજિર શબ્દમાંથી "રે" હુર્ફ કાઢી નાખવામાં આવે, તો તાજ શબ્દ બાકી રહે છે. આ ઉપરથી સમજાય છે. કે કુદરતે તાજિરને માથે તાજ રાખેલો છે. વેપારીનો મહિમા ઇસ્લામે આટલો બધો વર્ણવ્યો છે. આપ એક શ્રીમંત વેપારી છો. કુશળ અનુભવી વેપારી હોવા ઉપરાંત હિંદુ–મુસ્લિમ બંને પ્રજામાં લોકપ્રિય છો. આવા આવા આપના સદ્‌ગુણોથી આકર્ષાઇને હું "જન્નતના નવજવાનો" નામે આ પુસ્તક આપ સાહેબને અર્પણ કરૂં છું. તો આપ તે સહર્ષ સ્વિકારશો તેવી આશા છે.

આ પુસ્તક આધુનિક સમયના મુસ્લિમ નવજવાનોને તેમના ધ્યેયના માર્ગદર્શકરૂપ થઇ પડશે, ઇસ્લામનો સ્વાર્થ ત્યાગ, જનસેવા, વચનપાલન, સત્યતા, અમાનત સાચો દાનત, ઉદારતા પડોશીઓ અને ભાઇબંધ કોમો પ્રત્યેનો સહકાર વગેરે વગેરે વિષયોના આદર્શ દૃષ્ટાંતોથી આ પુસ્તક ભરપૂર છે. એક નવયુવક મુસ્લિમ બિરાદરને આ પુસ્તક અર્પણ કરીને મુસ્લિમ નવજવાનોનાં ચારિત્ર્ય આદર્શ નીવડે, તેવા હેતુસર આ પુસ્તક સમાજ આગળ રજુ કરૂં છું. ખુદા પાક તેનાં સારાં ફળ આપે. આમીન

નિયાઝમંદ
**મુન્શી ઉમરજી મોહમ્મદ**
પી. આર. ઉર્દૂ ટ્રેઇનિંગ કોલેજ પ્રેક્ટિ૦
સ્કૂલ. આસિ. મા. **અહમદાબાદ**

# આભાર પત્ર

## જનાબ મોકર્રમી—નઝમુદ્દીન શમ્સુ-દ્દીન માસ્તર સાહેબ

**નગીનાપોળ—અમદાવાદ.**

આ પુસ્તકના પ્રકાશનનું પ્રથમ માન આપ સાહેબને જ શોભે છે. મેં આ પુસ્તકનું લખાણુ આપ સાહેબ પાસે જ્યારે રજુ કર્યું, ત્યારે આપે જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે ખરેખર પ્રેરણાત્મક હતા. "કિતાબ અચ્છી હોગી. ઉસ્કા કયા ખર્ચ હોગા? આતી કલ કિસી પ્રેસમેં જાકર ખર્ચકા અંદાઝા નિકાલ લાના."

બસ આપના આ પ્રોત્સાહનથી હું કામમાં આગળ વધ્યો છું. આપનો સ્વભાવ નેક ખિદમત ઢુંઢનારો હોવાથી આપને ઘડી ભરની વિશ્રાન્તી નથી. છતાં આપે મને આ પુસ્તક અંગે સમયની મદદ આપી છે, તેનો બદલો ખુદા ઝરૂર આપને આપશે. આમીન. નેકી કરીને તેને ઝાહિર કરવાની આદત આપમાં નથી, તેમ અન્ય સ્નેહિજનોથી મને ખાતરી થઇ ચૂકી છે, બલ્કે આપે રૂબરૂમાં પણ સૂચના કરી હતી, પરંતુ જે સદ્દગુણોથી જનતાને લાભ થતો હોય, તેનો અનુકરણીય ઉલ્લેખ કરવો ઝરૂરી હોવાથી સહેજ આછો પરિચય રજુ કરીશ.

"કારે ખયરમેં કોશિશ કર્ના મેરા ફર્ઝ હય." આ વાકય આપના મુખેથી મેં અનેક વખત સાંભળ્યું છે. મસ્જિદની મરમ્મત અને જમાઅતમાં એક દીલી કરાવવાને આપે જે ઝેહમત ઉઠાવી છે,

તે આપના ઉપલા શબ્દોની સંપૂર્ણ સાબિતી આપે છે. અલ્હમ્દુલિલ્લાહ ! આપની આ સેવાઓના પ્રતાપે દર્યાપુર નગીનાપોળ, જાર્ડનરોડ, ઢાલગરવાડા વગેરે વગેરે વોર્ડના બિરાદરોએ આપને પ્રેસિડેન્ટ તરીકે સ્વિકાર્યા છે.

મોકર્રમી જનાબ ! આપ એક સંસ્કારી કબીલાના ફર્ઝંદ છો. આપના વાલિદ બુઝુર્ગવાર પલ્ટનના એક જવાબદાર અમલદાર હતા. તેઓ ખુદાની રેહમતે પહોંચ્યાબાદ આપે તદ્દન ઉછરતી ઉમ્મરથી દુઃખો વેઠીને જે તરક્કી હાસિલ કરી છે, તે ખરેખર અનુકરણ કરવા જોગ છે. મર્હૂમો મગ્ફુર જનાબ મૌલાના શમ્સુદ્દીન મશ્હદી સાહેબ પ્રત્યેની અકીદત અને તેમની નેક નસીહતોથી આપે મેળવેલી તરક્કીનો અહવાલ ખરેખર અનુકરણીય છે.

જનાબે આલી ! આપના આ શબ્દો નસીહતના ભંડારરૂપ છે. "મંય કિસીસે ખિદમતકા બદલા નહિં ચાહતા. બદલા દેનેવાલા ખુદા પાક હય. મંય ખુદાકા શુક્ર ગુઝાર હું, કે કભી બેરોઝગાર નહીં રહા. મએ અહલો ઈયાલ તંદુરસ્તી ઓર ઈઝઝત આબરૂસે ઝિંદગી બસર કર રહા હું."

મોહતરમી ! આપ જેવા કવમી હમ્દર્દ કરમ ફર્માનો સહવાસ પ્રાપ્ત કરવા બદલ હું ખુદા પાકનો લાખ લાખ શુક્ર ગુઝારૂં છું.

નિયાઝમંદ
**મુન્શી. ઉમરજી મોહમ્મદ**
ઉર્દૂ ટ્રેઈનિંગ કૉલેજ પ્રેક્ટિ૦
સ્કૂલ. આસિ. મા.
**અહમદાબાદ.**

૭૮૬

# ઇસ કિતાબકેલિયે જનાબ ફખ્રેગુજરાત ક્યા ફર્માતે હંય

## તઅ્સેરહ

ઝે ફર્ક તા બકદમ હર કુજા કે મી નિગરમ
કરિશ્મા દામને દિલ મી કશદ કે જા ઈંજાસ્ત

મયને સરસરી તોરપર ઇસ કિતાબકા મુતાલેઆ કિયા. ઓર ફવરનહી મહસુસ કરલિયા, કે મોઅલ્લિફને કિતાબકા નામ "જન્નતકે નવજવાન ઉર્ફ શાવકતે ઇસ્લામ" રખ્ખાહય. યેહ તર્ઝે મઝામીનકે લિહાઝસે નિહાયત મવઝું ઓર મુનાસિબ હય.

ગુજરાતી ઝબાનમેં આજતક અયસી બેબહા ઓર મુફીદ કિતાબ કભી નઝરસે ન ગુઝરીથી. વાકઈ જનાબ મુન્શી ઉમરજી સાહબને ગુજરાતી લીટ્રેચરકી બહોત બળી કમીકો પૂરા કર દિખાયા હય.

સલાસતે ઝબાનકા લિહાઝ રખ્તે હૂવે બુઝુર્ગાને દીનકે વો બે નઝીર ઓર લા જવાબ વાકેઆત કલમબંદ કિયે હંય, જો ઉન બરગુઝીદા ફરિશ્તા સીરતોંસે આલમે શબાબમેં સરઝદ હૂવેથે. ઝાહિર હય, કે ઇસ કાબિલ મુદર્રિસને અપ્ની કવમકે નવજવાનોંકી હોનહાર જમાઅતકે લિયે નમૂનેકે વોહ અન્મોલ અસ્બાક મુરત્તબ કિયેહંય, જિન્કા ઇઆદા કરકે હર મુસ્લિમ નવજવાન હક પરસ્તી ઓર હક પર્વરીકે કઠન ઇમ્તેહાનોંમેં આસાનીસે કામ્યાબ હો સકતા હય. ઓર દુન્યાવ મારીહા પર ગલ્બા પાકર રૂહાની મદારિજ તય કરકે ખુદાયે લાયઝાલ ઓર નબીએ બે મિસાલસે કુર્બતે ખાસ હાસિલ કરસકતા હય.

ગુઝારિશ હય, કે મુસ્લિમ નવજવાન ઇસ કિતાબકો ઝુરૂર પળહેં બલ્કે અપ્ને અન-પળહ મુસલમાન ભાઈઓંકો પળહ કર સુનાએ ઓર મઝામીનકી ખૂબીયોંસે વાકિફ કરે, તાકે ઉન્કે દિલોં મેંભી નૂરે ઈમાન ઝવ ફિગન હો જાય. ઓર વોહભી સચ્ચે ઇસ્લામી જઝબાત પયદા કરકે બુઝુર્ગાનેદીન રિદવાનલ્લાહો અન્હુમ કી કમા હક્કહૂ પયરવી કરસકેં.

અખીરમેં મોઅલ્લિફ સાહબકો ઉન્કી બે બદલ કોશિશ ઓર બે ઇન્તેહા જાંફિશાનીકી સહીહ માઅની મેં દાદ દેતા હૂં, ઓર ગુજરાતી ઝબાનકે મઝમુન નિગાર ભાઈઓંકી પાક તવજ્જોહાત કો અયસી તસ્નીફાત ઓર તાલીફાતકી તરફ મબ્ઝૂલ કર્નેકો અપ્ના ફર્ઝ સમઝતા હૂં, ઓર દુઆ કર્તા હૂં, કે ખુદાવંદે કરીમ ઇસ કિતાબકો મકબૂલે ખાસો આમ કરદે (આમીન)

મોઅરર્ખા ૨૭ જૂન. ઈ. ૧૯૪૧
ખારૂકા દરવાઝા
અહમદાબાદ (ગુજરાત)

સૈયદ ફખ્રુદ્દીન ફખ્ર ઇબ્નેસૈયદ
અહમૂદમિયાં કાદરી.
અહમદાબાદી.

૨૩૨૧૮

# પ્રખ્યાત વકીલ માસિકના વિદ્વાન તંત્રી સાહેબનો અભિપ્રાય

## મુસ્લિમ બિરાદરોને સૂચના

### તમારા વડિલોનો સંદેશો શું તમો ભૂલી ગયા ?

ઈસ્લામ વિશ્વધર્મ છે. સૃષ્ટિના મંડાણથી જ ઈસ્લામ ચાલ્યો આવે છે, પરંતુ આજથી તેરસો વર્ષથી તો ઈસ્લામ સૃષ્ટિના આ છેડાથી પેલા છેડા સુધી પ્રસરી ગયો છે. આ બધું વિશ્વનિયંતા મહાન માલિકના સંચાલન મુજબ જ થાય છે. તે વાત ખરી છે, પરંતુ ઈસ્લામના મહાન પયગમ્બર હ. મૉહમ્મદ મુસ્તફા (સ. અ. વ.) સાહેબે અને તેમના અસહાબે કેરામ (ર. અ.) સાહેબોના આદર્શ જીવનના પ્રતાપે જ સમગ્ર સૃષ્ટિ ઉપર ઈસ્લામનો સારો પ્રભાવ છવાઇ રહ્યો છે. મુસલમાનો જ્યાંસુધી આ પવિત્ર પુરુષોનાં જીવનચરિત્રો જાણે નહિં, ત્યાંસુધી તેમને ઈસ્લામ અને તેના અનુયાયીઓની ઓળખ થાય નહિં, માટે મુસલમાનોએ આવાં જીવનચરિત્રો વાંચવાં જરૂરી છે.

નૉવેલો, મનઘડત પ્રેમ કિસ્સાઓ વાંચવાથી આજસુધીમાં તમને શો લાભ મળ્યો ? આ સવાલનો જવાબ તમો આપો, તે અગાઉ જ હું કહી આપીશ, કે—

(૧) જુઠું બોલવું, જુઠું લખવું અને પોતાના આ જુઠાણાથી બીજાઓને પણ જુઠું બોલતાં શિખવવું

(૨) અમુક નિર્દોષ માણસો ઉપર ન છાજતા આક્ષેપો મૂકવા અને તેના ગંધાતા પ્રચારથી મહાન માલિકના દરબારમાં ગુન્હેગાર થવું

(૩) અલ્લાહ અને તેના રસૂલના ફર્માનોનો વિરોધ કરી પ્રેમ કિસ્સાઓના વાંચનમાં મસ્ત બનીને શયતાનના શાગરીદો જેવું શયતાની લશ્કર એકઠું કરવું.

નૉવેલ, કિસ્સાના લેખકો અને વાંચકોએ ઉપલી બાબતો સિવાય બીજું શું પેદા કર્યું છે? મુસલમાનો! તમારા વડીલો કેવા બહાદુર, સત્યપ્રેમી, સદાચારી અને નીતિમાન હતા! તેમણે સત્ય, ન્યાય, નીતિ ખાતર પોતાનું સર્વસ્વ કુર્બાન કર્યું હતું. આપણા વડીલો, અલ્લાહ અને તેના પાક રસૂલનાં કલામ સાંભળવામાં જ મગ્ન રહેતા હતા, જેથી તેમની ઔલાદના કાને સત્ય, બહાદુરી, નીતિ અને સદાચારના પડઘા પડયા જ કરતા હતા, જેથી કરી ભવિષ્યની ઔલાદ પણ તેમના જેવી નામવરી પેદા કરતી હતી. મુસલમાનોને આજ કાલ આવા જ વાંચનની ખાસ જરૂર છે.

જનાબ મુન્શી ઉમરજી મૉહમ્મદ કડીવાળા સાહેબે અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન એશિઆઇ માઇનર વગેરે વગેરે પ્રદેશોના આપણા વડીલોના જીવનના સાચા નમુનાઓ રજુ કરીને ગુજરાતના મુસલમાનોને પોતાના વડીલોનું અનુકરણ કરવાનો માર્ગ દર્શાવ્યો છે, તે બદલ અમો તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. જનાબ મુન્શી ઉમરજી સાહબ ઉર્દૂ, ફારસી અને અરબીનો એવો સરળ અને સરસ તર્જુમો કરે છે, કે થોડું ઘણું ભણેલો માણસ પણ સારી રીતે સમજી શકે છે. ખુદા પાક તેમને આથીએ વધુ હિમ્મત આપે અને તેઓ આવાં અનેક પુસ્તકો મુસ્લિમ સમાજ આગળ રજુ કરે. આમીન. અમે અનેક મુસ્લિમ શ્રીમંતોને ભલામણ કરીએ છીએ, કે આવા લેખકોને સારો સહકાર આપીને મઝહબી અને ઇસ્લામી ઇતિહાસનાં પુસ્તકોનો વધુ પ્રમાણમાં ગુજરાતી, મરાઠી, હિંદી ભાષામાં તર્જુમો કરાવવો જોઇએ. આ ઘણું જ સવાબનું કામ છે.

અમુક વાતમાં મીઠું મરચું ભભરાવીને મનઘડત વધારો કરવાને ઇસ્લામે ખાસ મનાઇ કરેલી છે. ઇસ્લામનો ઇતિહાસ આવી મનઘડત બાબતોથી નિર્દોષ છે. મર્હૂમે જે કામ ન કર્યું હોય, તે કામ અતિશયોક્તિ કરીને ઠોકી બેસાડવું, તે મર્હૂમ ઉપર કલંક લગાડવા સમાન

છે. ઇસ્લામી ઇતિહાસકારોએ આ નિયમને નજર સામે રાખીને અનેક સત્ય પુરાવાઓ ઉપરથી જ ઇસ્લામી ઇતિહાસ રચ્યો છે, માટે ઇસ્લામી ઇતિહાસને લગતાં પુસ્તકોનો આવો તર્જુમો કરવો અને તે વાંચવો જરૂરી છે. અમો ગુજરાતી આલમના મુસ્લિમ બિરાદરોને અપીલ કરીએ છીએ કે "**જન્નતના નવજવાન**" નામની કિતાબને ખરીદી તથા ખરીદાવી એક પંથ દો કાજ જેવો લાભ મેળવશો. આમીન.

લી. દુઆગો
**કાઝી સદ્રુદ્દીન રઝામિઆં અબ્બાસી**
**તંત્રી વકીલ કાર્યાલય**
**અહમદાબાદ**

## —: અનુક્રમણિકા :—

# સમાપ્ત

# શુદ્ધિપત્ર

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૧૩ | મી | કુય |
| ૩૭ | ૧ | આરદ | આર વ |
| ૮૫ | ૨ | ખાલી જગા | ઝાંકે |
| ૧૧૩ | ૧૦ | મસ્જિદની મસ્જિદની | મસ્જિદની |
| ૧૩૩ | ૭ | નમાઝ પઢવાથી દોલત મળશે | હેડીંગ ન જોઈએ |
| ૧૩૮ | ૧૪ | થતા | થતા અગાઉ |
| ૧૫૮ | ૬ | ધારણા | ધારણ |
| ૧૫૯ | ૧૦ | ઉપર | ઉમર |
| ૨૫૨ | ૧૧ | હસન | હુસયન |
| ૨૫૨ | ૧૨ | હુયસન | હસન |
| ૨૬૩ | ૨૧ | વઅદએ | વઅદઆ |

# — પ્રસ્તાવના —

**આજ** કાલ અંગ્રેજી તેમજ ગુજરાતી સંસ્કારમાં ઉછરતી પ્રજાને પરધર્મી—હિંદુ, પારસી, ખ્રિસ્તિ નવયુવકોનાં યશસ્વી જીવનચરિત્ર પીરસવામાં આવે છે, જેના પ્રતાપે હાલના વાતાવરણમાં ઉછરેલા અમુક મુસ્લિમ નવજવાનો ભાઈબંધ કોમ અને તેના સાહિત્ય પ્રત્યે એટલા મુગ્ધ થઈ જાય છે, કે તેમને પોતાના દીનદાર નવજવાનોનાં જીવન ચરિત્ર અવલોકવા જેટલો ઉત્સાહ થતો નથી. અમો આ તકે સ્વિકારીએ છીએ, કે ભાઈબંધ કોમોનાં આદર્શ જીવન-ચરિત્રો ખરેખર પ્રશંસાપાત્ર હશે, પરંતુ મુસ્લિમ નવજવા-નોએ એવાં એવાં કામ કરી બતાવ્યાં છે, કે આસમાન, ઝમીન આજ સુધીમાં તેની સ્પર્ધાનું એક પણ કાર્ય બતાવી શકેલ નથી. પુખ્ત વયના મુસ્લિમ પુરુષોએ જે વીરતા દર્શાવી છે, તે ખરેખર પ્રશંશનીય છે, પરંતુ નાના નાના મુસ્લિમ યુવકોએ કરેલાં કાર્ય જ્યારે આપણા જાણવામાં આવે છે, ત્યારે તે વર્ણન વાંચતાં આપણું ઈમાન તાઝું થઈ જાય છે અને ઈસ્લામની જાહોજલાલીના સમયનો ચિતાર આપણી નજર સામે રજુ થઈ જાય છે.

ભાઈબંધ કોમો નાટક, સિનેમા માર્ફતે પોતાના સમા-જના આદર્શ પુરુષોનાં જીવન ચરિત્ર રજુ કરે છે, જેમાં કેટલીક નકલી બાબતોનો સેળભેળ કરવાથી તેવાં જીવનચરિ-

ત્રોથી પબ્લિકને જોઈએ, તેટલો ફાયદો થતો નથી. આમ હોવા છતાં અમારે કહેવું પડશે, કે ભાઇબંધ કોમો પોતાના સમાજનાં જીવનચરિત્ર સજીવન રાખવાને આધુનિક કેળવણી સંસ્થાઓ, સીનેમાઓ અને ઐતિહાસિક પુસ્તકો અને નોવેલ માર્ફતે પુષ્કળ પ્રચાર કરે છે. અફ્સોસ છે, કે મુસ્લિમ સમાજના આદર્શ પુરુષોના જીવન ચરિત્રનો પ્રચાર કરવાને હાલના મુસ્લિમ સમાજે ઘણુંજ ઓછું કાર્ય કર્યું છે; તેમાં ગુજરાતી સાહિત્યમાં તો આ વિષય પરત્વે નજીવું બલ્કે કાંઇજ કાર્ય થયું નથી.

બાળપણનો સમય એ ઘણોજ આનંદી સમય છે. શરીરના પ્રત્યેક અવયવોની ખીલવટ પૂર જોશથી થયે જાય છે. ભય અને આફતની ચિંતાનું ભાન હોતું નથી. આ અમૂલ્ય સમયમાં બાળકનું ધ્યાન સારા માર્ગે દોરવામાં આવે, તો તે બાળક અવશ્ય એક આદર્શ પુરુષ તરીકે નીવડી શકે છે. મહાન પેગંબર હઝરત રસૂલે ખુદા (સ. અ. વ) અને તેમના મહાન ખલીફા (ર. અ) સાહેબોની તાલીમના પ્રતાપે મુસ્લિમ નવજવાનોએ કેવાં કેવાં બહાદૂરી અને વિવેકનાં કામ કરી બતાવ્યાં છે, તે જો આપણા જાણવામાં આવે તો અમો ખાત્રીપૂર્વક કહીએ છીએ, કે આપણો સમાજ રચનાત્મક કાર્ય કરવાને તૈયાર થઇ જશે. આ હેતુસરજ અમોએ આ પુસ્તક પ્રકટ કરવાનો નિર્ધાર કર્યો છે. ઐતિહાસિક દૃષ્ટાન્તોથી કોઈ પણ કોમના આચાર વિચાર ઉપર ઉંડી અસર થવા પામે છે. આ કારણથીજ ઘણાક વિદ્વાનો ઐતિહાસિક સત્ય ઘટનાઓને આદર્શ કોમી જીવન તરીકે ઓળખે છે. ઇતિહાસનાં

આદર્શ દ્રષ્ટાન્તોના પ્રતાપેજ એક પ્રજા બીજી પ્રજા ઉપર સ્પર્ધા કરી શકે છે, પરંતુ આવાં ઐતિહાસિક દ્દષ્ટાન્તોથી માત્ર વાર્તારસ ન લેવો જોઇએ, પરંતુ ઐતિહાસિક સાહિત્યનો સાર ગ્રહણ કરીને ઉચ્ચ જીવન બનાવવું જોઇએ. જો આ પ્રમાણે થાય તો ભૂતકાળનો અમારો ઇતિહાસ આપણી કોમની ભવ્ય અને સંગીન ઈમારતના પાયારૂપ બની જશે. અમારા મુસ્લિમ નવજવાનો અને સમગ્ર મુસ્લિમ સમાજ પોતાના પૂર્વજોની વીરતા, સહનશીલતા, વિદ્વતા, કળાકૌશલ્યતા વગેરેથી વાકેફ થઇને લાભ ઉઠાવશે, તેવા હેતુસરજ આ પુસ્તક તેમની સેવામાં અર્પણ કરવાને હિંમત કરી છે, તો આશા છે, કે આ પુસ્તક લોકપ્રિય થઈ સમાજ તેનો લાભ ઉઠાવશે.

આધુનિક—હાલના મુસલમાનોની આર્થિક, નૈતિક અને સામાજિક સ્થિતિ સુધારણા કેવી રીતે થઈ શકે, તે સવાલ સ્થળે સ્થળે ચર્ચાય છે. શહેર અને ગામડાં, કૉન્ફરન્સો અને મીટીંગો, આલિમો અને લીડરો વગેરે દરેકે દરેક સ્થળ અને દરેકે દરેક હિતચિંતક સમાજમાં આ સવાલ આજકાલ ચર્ચાઇ રહ્યો છે. દરેક જણ પોત પોતાનો જુદો જુદો અભિપ્રાય આપે છે, જેથી કયે રસ્તે જવાથી હાલના મુસ્લિમ સમાજની ઉન્નતિ થાય, તે સમજાતું નથી. આ કારણથી કોમ દિવસે દિવસે વધુ ને વધુ પડતી દશા તરફ ઝુકી રહેલ છે.

અમો આ વિષયમાં અમારો અભિપ્રાય વ્યક્ત કરતા નથી, પરંતુ આજથી તેરસો વર્ષ ઉપર મુસલમાનો ઉપર

જ્યારે ચોતરફથી ઝુલ્મની ઝડીઓ વરસતી હતી અને અનેક પ્રકારનાં સંકટો ઝઝુમતાં હતાં. તે સમયે કયો માર્ગ ગ્રહણ કરવાથી મુસ્લિમ સમાજની ઉન્નતિ થઈ હતી, તે માર્ગ તરફ અમો મુસ્લિમ સમાજનું ધ્યાન દોરવાને ઇચ્છીએ છીએ. મુસલમાનો જ્યારે જ્યારે પોતાનો ધર્મ, સત્ય અને મહાન પેગંબરે ઈસ્લામ (સ. અ, વ) અને તેમના મહાન અસહાબ (ર. અ.) નું અનુકરણ તજી બેઠા હતા, ત્યારે ત્યારે તેમના ઉપર અનેક સંકટો મૂસળધાર વરસાદના સ્વરૂપમાં વરસી ચૂક્યાં હતાં; પરંતુ મુસલમાનોએ જ્યારે જ્યારે મહાન પેગંબરે ઈસ્લામ (સ. અ. વ) અને તેમના મહાન અસહાબ (ર. અ.) સાહેબોના અનુકરણને પોતાના જીવનમાર્ગનું ધ્યેય બનાવ્યું હતું, ત્યારે ત્યારે તેમણે સામાવાળાઓના લાખો પ્રપંચ અને શક્તિનો નાશ કરીને પોતાની ડુબતી નૌકાને સંસારસાગરના આ કિનારેથી પેલે કિનારે વિજયડંકા સાથે પહોંચાડી દીધી હતી. મુસ્લિમ સમાજની ઉન્નતિનો આ સરળ માર્ગ આસમાન–આકાશે અનુભવ્યો છે, તો પછી ઈસ્લામની સુંદર આકૃતિ બદલીને બીજો માર્ગ ગ્રહણ કરવાથી શો લાભ? સામાજિક, નૈતિક, સદાચાર સહૃદયતા અને સહકારનાં જે ઉચ્ચ તત્વો હઝરાત સહબાએ કેરામ (ર. અ)ના પવિત્ર જીવનમાં મળી આવે છે, તેનો અણુમાત્ર અંશ પરધર્મી કોઈપણ વ્યક્તિ રજુ કરી શકી નથી. તો હાલના મુસલમાનો માટે હઝરાત સહાબાએ કેરામ (ર. અ) સાહેબોના અનુકરણ સિવાય ઉન્નતિનો કોઈ માર્ગ નથી, તે દીવા જેવી ઉઘાડી વાત છે.

આપણે માની લીધું, કે હઝરાત સહાબાએ કેરામ

(૨૦ અ) સાહેબોના અનુકરણ સિવાય મુસ્લિમ સમાજની ઉન્નતિ અશકય છે. આ સિદ્ધાન્ત માત્ર માની લેવા જેવોજ નથી, પરંતુ આકાશ અને આકાશી પદાર્થોએ સિદ્ધ કરેલી બાબત છે, કે મુસ્લિમ સમાજની ઉન્નતિનો માત્ર એક સરળ માર્ગ છે. અને તે હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબોનું અનુકરણ કરવા રૂપ માર્ગ છે. હવે આ અનુકરણ શી રીતે પ્રાપ્ત થાય? સાચો જોશ પેદા ન થાય, ત્યાં સુધી આ અનુકરણ અસાધ્ય છે. મુસ્લિમ સમાજના જીવન મરણનો આધાર આ સાચા જોશ ઉપર જ અવલંબેલો છે. જ્યાં સુધી મુસલમાનોમાં આ સાચો જોશ નહિ પ્રગટે, ત્યાં સુધી મુસલમાનો ઉન્નતિની મુખાકૃતિ દેખી શકે નહિ, તે નિર્વિવાદ છે. ઈસ્લામ જે છે તે જ છે. જે છે તે જ કુર્આનેપાક છે જે છે તે જ આકાશ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી છે, પરંતુ કુર્બાની સ્વાર્પણ અને નિખાલસતાનો રચનાત્મક જોશ હાલના મુસલમાનોમાં નથી, આ સાચા જોશની અછતના પ્રતાપેજ મુસલમાનો આજે છિન્નભિન્ન અવસ્થામાં છે. મુસલમાનોમાં આ પ્રાચીન જોશ પેદા કરવાનું સાધન માત્ર આપણો પ્રાચીન ઇતિહાસ છે, મુસલમાનોનો પ્રાચીન ઇતિહાસ મુર્દા શરીરમાં નવ ચેતન પ્રગટ કરે છે. સુસ્ત શરીરમાં વિજળીક શક્તિ પ્રગટ કરે છે, કોમ માટે જીવન કુર્બાન કરવાનો બોધ પાઠ આપે છે, આજ કાલની આગળ પડતી કોમો પોતાના ઇતિહાસનું રક્ષણ કરીને તેને સજીવન કરીને દેશ અને પરદેશમાં પોતાની ઉન્નતિનો વિકાસ કરવાને કાગળ રૂપી ઘોડાઓ દોડાવે છે. પરંતુ મુસલમાનો આ વિષયમાં પુરતું કરતા નથી.

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબોએ ઈસ્લામી

શરીઅત ઉપર રહીને કેવી રીતે સમાજની ઉન્નતિ કરી હતી, તે વિષય ઉપર એક નાનું સરખું પુસ્તક લખવાને અમોએ હિંમત કરી છે, જો કે આ વિષય એટલો બધો વિશાળ છે, કે જેના ઉપર અનેક પુસ્તકો લખી શકાય છે, તેમજ અનેક પ્રકારના બોધપાઠ મળી શકે છે, પરંતુ અમો તે સંપૂર્ણ રીતે એકત્ર કરવાને અશકત છીએ, અમારી અલ્પ બુદ્ધિ મુજબ જે કાંઈ પ્રયાસ આદર્યો છે; તે અવશ્ય મુસ્લિમ સમાજને લાભકારક નીવડશે, તેમ અમો અને અમારા મિત્રોનું માનવું છે, હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબોનાં જીવનચરિત્રો સદ્દગુણના ભંડારરૂપ છે. જો એકાદ સદ્દગુણનો અમો યોગ્ય ઉલ્લેખ કરી શકીશું, તો અમો પોતાને સદ્દભાગી માનીશું, તેમજ અમારા પ્રિય વાંચક બંધુઓ તેમાંથી કાંઇ સાર ગ્રહણ કરશે, તો અમો ખુશી થઈશું કે, ખુદાપાકે અમારી મહેનત સફળ કરી છે. આમીન.

# મુસ્લિમ સમાજનો ઉદય કાળ

પ્રાચીન સમયના મુસલમાનો સંપ, સ્વાર્પણ, સત્ય, શૌર્ય, સંતોષ, ધીરજ, વીરતા અને યાદે ઇલાહીના આદર્શ નમુના રૂપ હતા. કોમ અને મઝહબની ઉન્નતિની ધગશ તેમનાં હૃદયોમાં ધીકતી હતી. સુખ, દુઃખ, સંકટ અને આફતોનાં ગમે તેવાં વાતાવરણ તેમના ઉપર ફરી વળતાં હતાં, છતાં પ્રત્યેક સંજોગોમાં તેઓ કોમની ઉન્નતિનો વિચાર કદીજ ભૂલતા ન હતા, જે બોલતા તેજ કરતા હતા. બોલવું કાંઇ અને કરવું કાંઇ, તે તેમનો સિદ્ધાન્ત ન હતો. જેની રહેણી અને કરણી સરખી નથી, તેના કોઇ પણ કાર્યની કિંમત અલ્લાહ અને તેના રસૂલ પાસે નથી, તેમ તેઓ સારી પેઠે સમજી ચુકયા હતા. મોઢાની ખોટી ભલાશને તેમણે કદિજ ધારણ કરી નથી, કવમની હમ્દર્દી કરવામાં મોટાથી લઇને નહાના સુધી દરેકે દરેક એક રંગમાં રંગાઇ ચુકયા હતા. કોમ અને મઝહબ માટે મરી ફીટવાનો જોશ દરેકે દરેક મુસ્લિમના જીગરમાં ઉછાળા મારતો હતો. ભલે પર્વત તેની જગ્યાએથી ખસી જાય, પરંતુ એક વિચાર ઉપર આવી બેઠેલ પ્રાચીન મુસલમાન પોતાના વિચારમાંથી ડગતો ન હતો, સખાવત ખેરાતના મેદાનમાં એક બીજા ઉપર સરસાઇ લઇ જતા હતા. તેઓ સત્ય વાત કહેવામાં કદિ કોઇથી ડરતા ન હતા, આ દુન્યાના કોઇ મહાન પાદશાહના દરબારમાં અથવા તો તિક્ષ્ણ તલવાર અને ભાલાઓની અણીઓ છાતી ઉપર આવી પડે,

છતાં પ્રાચીન મુસલમાનો સત્ય વાત કહેવામાં કદિજ ડરતા ન હતા.

ખુદાપાકની રઝામંદી અને મહોબ્બતે રસૂલની ધૂનમાં તેઓ રાતદિન મસ્ત રહેતા હતા. અમો પૈસે ટકે નાદાર છીએ, તેથી કોમ અને મિલ્લતની સેવા અમારાથી થઈ શકે નહિં, તેવું ખોટું બહાનું તેમણે કદિજ રજુ કર્યું નથી. દુન્યાની મહાન શક્તિશાળી અને ધનાઢ્ય સલ્તનતોનો મુકાબલો કરીને તેમણે બતાવી આપ્યું છે, કે સાચા અને પાકા મુસલમાનની શક્તિ ઉપર પૈસા ટકાની કમી અને સંસારનાં સાધનોની અછત કાંઈજ અસર કરી શકતી નથી. પૈસા ટકાની અછત કે વૃદ્ધિ કોમ માટે જરૂરી હોય, તેમ તેઓ સમજતાજ નહતા, પરંતુ સંપ, ભાઈચારો અને સાચો જોશ એ વસ્તુઓજ કોમને અગત્યની છે, તેમ પ્રાચીન મુસ્લિમો સમજી ચૂકયા હતા. જ્યારે જ્યારે તેમને નાણાંની જરૂર પડતી હતી, ત્યારે કાંકરે કાંકરે પાળ બંધાય, તેમ દોલતનો પર્વત તેમની સામે રજુ થઈ જતો, તે તેમની કુર્બાનીનો પ્રતાપ હતો. કરોડો રૂપીઆ તેમના હાથ નીચે રહીને જતા રહેતા હતા, પરંતુ તેમનાં જીગરો ઉપર તેની જરાએ અસર થતી નહતી. દુન્યા અને તેની વસ્તુઓને તેઓ તુચ્છ સમજતા હતા. તેઓ ફકીરીમાં અમીરીની મોજ માણતા હતા. દુન્યાના બંધારણનો આધાર ન્યાય ઉપર રહેલો છે, તે કાર્યમાં તો તેઓ ન્યાયની પ્રતિમા સમાન હતા. તેઓ પોતા પરાયાંના ભેદ જાણતાજ નહતા. સર્વ પ્રજા ખુદાની અમાનત છે. તેમ તેમના જિગરોમાં ફૂટી ફૂટીને ભરેલું હતું. સમાજ પ્રત્યેના હક રક્ષણનું

જ્ઞાન જેટલું તેમને હતું, તેટલું જ્ઞાન દુન્યાની કોઇ પ્રજાને નહતું. રાજદ્વારી સુધારા અને ઉન્નતિના તેઓ પ્રતિબંબ સમાન હતા. આ કારણથી ખુદ ખુદાપાકે કુર્આને શરીફમાં પણ તેમના માટે પાક વર્ણન કર્યું છે. તેઓ આત્મ જ્ઞાનના ભંડાર હતા. જે કાર્યથી કોમમાં કડવાશ ઉત્પન્ન થાય, તે કાર્યને તેઓ તજી દેતા હતા. તેઓ અલ્લાહ અને તેના રસૂલ સિવાય કોઈથી ડરતા નહતા. પોતાને ભારેમાં ભારે લાભ થતો હોય, પરંતુ તેથી કોમને થોડામાં થોડું નુકસાન થતું હોય, તો તેઓ પોતાના ભારે લાભને લાત મારી દેતા હતા. આ દુન્યાનો મહાન પોલિટિકલ માણસ પણ તેમને છેતરી શકતો નહતો. તેઓ ખુદાના કોઈપણ દુશ્મન ઉપર વિશ્વાસ રાખતા નહતા. તેઓ મરણને જીવન, જંગને ઉમંગ તલ્વારને પુષ્પમાળા, ઢાલને છત્ર, ભૂખને રોઝો, જીવતાને ગાઝી અને મુર્દાને શહીદ માનતા હતા. જે સંકટોથી દુન્યા ગભરાય છે. હિંમત હારી જાય છે, તે સંકટો પ્રાચીન મુસ્લિમોમાં શક્તિ વધારતાં હતાં. મોતના ભયથી લોકો દૂર હટે છે, ત્યારે પ્રાચીન મુસલમાનો અમર ઝિંદગીના દરવાજા રૂપ મોત છે, તેમ સમજી મોતના મુખમાં કદમ મૂકતા હતા. આ કારણથી ભયંકર શત્રુઓ પણ તેમનાથી ધ્રૂજતા હતા.

પ્રાચીન મુસલમાનોએ આ સાચા જોશના પ્રતાપે મુઠી-ભર લશ્કર વડે લાખોની સંખ્યાનાં લશ્કર ચીરી ફાડી નાખ્યાં હતાં. ઇરાક, સિરિઆ, મિસર, ત્રિપોલી, ઈરાન, અફઘાનિસ્તાન, અર્બર, તુર્કસ્તાન, બલુચિસ્તાન, હિંદુસ્તાન વગેરે દેશોમાં ઇસ્લામનો ડંકો બજાવ્યો હતો. હઝરાત સહાબાએ કેરામ

(૨૦અ) પછી હઝરાત તબે તાબેઇનના સમયમાં એશિઆ, યુરોપ અને આફ્રિકામાં ઈસ્લામની આણ વર્તી ચૂકી હતી. જમીનની લડાઈઓની માફક સમુદ્રની લડાઈઓમાં પણ પ્રાચીન મુસલમાનોએ પોતાની ધાક બેસાડી દીધી હતી, રૂમી લોકો નૌકા બળમાં પ્રખ્યાત ગણાતા હતા. તેમના પ્રચંડ નૌકા સૈન્ય ઉપર વિજય મેળવી ડાર્ડનલ્સની સામુદ્રધુનિ આગળ ઈસ્લામી વાવટો ચઢાવીને આખા કાફ્લાને હસ્તગત કર્યો હતો. આ પ્રમાણે પ્રાચીન મુસ્લિમોની જાહોજલાલી આગળ આખી આલમ ફીકી પડી ગઈ હતી.

## ઇસ્લામે આપેલું કુર્બાનીનું શિક્ષણ.

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો સંબંધી અલ્લાહપાક ફર્માવેછે કે:—વ યૂસેરૂન અલા અન્ફોસેહિમ વલવ કાનબેહિમ ખસાસતુન અર્થાત:—તેઓને જે વસ્તુની પોતાને જરૂર હોય તે વસ્તુ માટે પોતાની જાતને બાજુપર રાખીને બીજાઓને બક્ષીસ કરેછે. પ્રાચીન મુસલમાનો આ ગુણને લીધેજ દેશ સેવા, કોમ સેવા સમાજ સેવા કરીને આખી આલમ ઉપર ફેલાઈ ગયા હતા. જે ઘરનાં માણસો પોતાનો સ્વાર્થ સાધ્યા કરે, પોતાનું સુખ શોધ્યા કરે અને ઘરનાં બીજાં માણસોના સુખ તરફ ધ્યાન આપે નહિં, તે ઘરમાં સલાહ સંપ રહેતો નથી. તેજ પ્રમાણે જે દેશના લોકો માત્ર પોતાનોજ સ્વાર્થ સાધ્યા કરે, તે દેશમાં પણ સલાહ સંપ રહેતો નથી. દુન્યાનાં મહાન રાજ્યોમાં પણ પોતાનો સ્વાર્થ સાધવાનો ગુણ હોય અને બીજાં નાનાં રાજ્યોના સુખ તરફ ખ્યાલ ન રખાતો હોય, તો દુન્યામાં

સલાહ શાંતિ રહેતી નથી. આ કારણથી ઈસ્લામે કુર્બાની—સ્વાર્થ ત્યાગનું શિક્ષણ આપ્યું હતું, જેના પ્રતાપે મુસલમાનો પોતાના લાભને બાજુ ઉપર રાખીને દેશ, સમાજ અને આખી સૃષ્ટિના લાભ તરફ ધ્યાન આપીને વર્તતા હતા. જે પ્રજામાં કુર્બાનીનો ગુણ જન્મ લેછે, છે તે પ્રજામાં કદિજ ઝઘડો થતો નથી. તે સિદ્ધાંત પ્રાચીન મુસલમાનોએ સાબિત કરી બતાવ્યો હતો.

## કુર્બાની—સ્વાર્પણની પરાકાષ્ટા

હઝરાત સહાબાએ કેરામ ( ર૦ અ ) સાહેબો પૈકી તેમનો નવજવાન વર્ગ પોતાના મુસ્લિમ ભાઈઓ માટે કુર્બાનીના આદર્શ સ્વરૂપ સમાન હતા. આધુનિક સમયના નવજવાન મુસ્લિમો તેમના વર્તન ઉપરથી સાર ગ્રહણ કરે, તે હેતુસર અમુક દષ્ટાંત નીચે ટાંકવામાં આવે છે.

## મરણપથારીએ પડેલા મુસલમાનોએ શું કર્યું ?

એક લડાઈમાં હઝરત અક્રમા અને હઝરત હારિસ તથા હઝરત સહીલ (ર૦ અ) સાહેબો ઘાયલ થયા હતા. આ ત્રણે સાહેબોનો અંત સમય નજીક હતો. તેઓને ઘણી જ તરસ લાગી હતી. એક માણસ હઝરત અક્રમા ( ર૦ અ ) સાહેબ પાસે પાણી લાવ્યો. જીવનના અંત સમયે જ્યારે કડક તરસ લાગી હોય, ત્યારે પાણીનું એક એક ટીપું કેટલું કિંમતી થઇ પડે છે, તેની કિંમત જેણે આવો નાજુક પ્રસંગ દેખ્યો હોય તે જ કરી શકે છે. સામાન્ય સમયે

પાણીની પરબો મંડાવવી, તે તો એક સાધારણ વાત છે; પરંતુ જેને સંપૂર્ણ ખાતરી હોય, કે હવે મારો અંત સમય નજીક છે. પાણીનું એકેક ટીપું મારે માટે અમૃત સમાન છે. તેમ જે જાણતો હોય, છતાં પોતાની સ્થિતિ ભૂલી જઈને પોતાના ભાઈની માગણીને સ્વિકારવી તે કેટલું કઠણ કામ છે, તે દરેક માણસ વિચારી શકે છે. જે પ્રજા એક બીજાના લોહીની તરસી હતી, તે પ્રજા પોતાની જરૂરતને ભૂલી જઈને પોતાના ભાઇની જરૂરતને પ્રથમ પૂરી કરે છે, તેવો જોશ પેદા કરાવનાર મહાન પેગંબરે ઈસ્લામ (સ. અ. વ) ઉપર લાખો દુરદ હોજો. હઝરત અક્રમા (ર. અ) સાહેબ પાસે પાણીનું જામ આવ્યું, તે વખતે ઘાયલ થએલા હઝરત સહિલ નિરાશાની દૃષ્ટિએ પાણીના જામ તરફ જોઈ રહ્યા હતા. પોતાનો મુસ્લિમ ભાઇ તરસ્યો હોય, તે પાણીની આકાંક્ષા ધરાવતો હોય, છતાં પોતે પાણી પીવું, તે ઈસ્લામી ભાઈચારા વિરૂદ્ધ છે. તેવો વિચાર હઝરત અક્રમા (ર. અ)ના દિલમાં પેદા થયો. તેમણે કહ્યું, કે જાવ. હઝરત સહિલ (ર. અ)ને પાણી આપો. પાણી લાવનાર માણસ હઝરત સહીલ (ર. અ) સાહેબ પાસે જાય છે. તેઓ પણ એક બગીચાના બીજા ફુલ સમાન હતા. એક શાળાના બીજા વિદ્યાર્થી સમાન હતા. જેઓ સ્વાર્થને આત્મહત્યા સમજતા હતા. તેમણે જોયું કે હઝરત હારિસ (ર. અ) સાહેબ પાણીના જામ તરફ નિરાશાયુક્ત દ્રષ્ટિએ જોઇ રહ્યા છે. પોતાના જીવને પોતાના મુસ્લિમ ભાઇ કરતાં વિશેષ ગણવો, પોતાના મુસ્લિમ ભાઈને તરસ્યો રાખીને પોતે પાણી પીવું, તે તેઓ શી રીતે સ્વીકારી શકે તેમ હતા?

પાણી હાજર હતું, પરંતુ ગળે ઉતારવું કઠણ થઇ પડયું હતું. તેમણે પાણી લાવનારને કહ્યું, કે જાવ. હઝરત હારિસ (૨૦ અ) ને પાણી આપો- જઝાકલ્લાહ. ત્રણેમાંથી એક પણ પાણી પીવા ન પામ્યા અને તરસ્યાને તરસ્યા દરબારે ઈલાહીમાં રજુ થઈ ગયા! ધન્ય છે. તેમના મુસ્લિમ ભાતૃભાવને ! આ ત્રણે વચ્ચે સંસારિક સગપણનું બંધન ન હતું, માત્ર ઈસ્લામી ભાઈચારાનું બંધન હતું; જેના પ્રતાપે એકને મૂકી બીજાએ પાણી પીવાનું તજ્યું હતું. બતાવો. આજે કોઈ આવો ભાઈ-ચારો પેદા કરી શકે છે ?

## મુસ્લિમ સ્ત્રીએ કેવો જવાબ આપ્યો ?

એક મુસલમાન પોતાના બગીચાની ચોગરદમ કોટ બનાવવા માગતો હતો, પરંતુ એક માણસનું અમુક ઝાડ વચમાં આવતું હતું. જેથી તેણે મહાન પેગંબરે ઈસ્લામ (સ૦અ૦વ) સાહેબની સેવામાં વિનંતિ કરી કે આ ઝાડ મને અપાવો, જેથી હું કોટને સીધો ચણાવી શકું, ઝાડનો માલિક તે ઝાડ વેચવા ઈચ્છતો ન હતો. હઝરત રસૂલે ખુદા (સ૦અ૦વ) સાહેબે તેને સંબોધીને ફર્માવ્યું કે, જો તમો આ ઝાડ વેચાતું આપશો, તો અલ્લાહ પાક તેના બદલામાં તમને જન્નતમાં સુંદર ઝાડ આપશે, આમ છતાં આ ઝાડનો માલિક ઝાડ આપવાને રાજી ન થયો, મહાન પેગંબર (સ૦અ૦વ) સાહેબે તેને હુકમની દષ્ટિએ કાંઇ કહેવાનું પસંદ કર્યું નહિં. હઝરત સાબિત બિન દહદાહને આ વાતની ખબર પડી, તેથી જન્નતમાં સુંદર ઝાડ મેળવવાની જિજ્ઞાસાએ તેમને બેચેન કરી મૂકયા,

તેઓ આ ઝાડના માલિક પાસે ગયા, અને કહ્યું, કે જો તું તારૂં ઝાડ મને આપે, તો હું મારો આખો બગીચો તેના બદલામાં તને આપી દઉં, પેલા માણસને તો આથી વિશેષ શું લાભ હોય? તેણે તરતજ કબુલ કર્યું. હઝરત સાબિત (ર૦અ) સાહેબ હઝરત રસૂલુલ્લાહ (સ૦અ૦વ) સાહેબની સેવામાં હાજર થયા અને વિનંતિપૂર્વક કહ્યું કે યા રસૂલુલ્લાહ! મેં પેલા ઝાડનો વેચાણ સોદો કર્યો છે, માટે જેને કાટ બનાવવાનો છે, તેને આ ઝાડ સોંપી આપો. હઝરત રસૂલે અક્રમ (સ૦અ૦વ) ઘણુજ રાઝી થયા અને હઝરત સાબિત (ર૦અ) સાહેબ માટે ભલી દુઆ કરી. હવે હઝરત સાબિત (ર૦અ) પોતાનાં બીબી સાહેબ પાસે બગીચામાં ગયા અને કહ્યું કે, હવે આપણે આ બગીચામાં રહેવાનું નથી, માટે બહાર નીકળો. જન્નતના એક ઝાડ પેટે આ બગીચો મેં વેચી દીધો છે. સુબ્હાનલ્લાહ! તે મુસ્લિમ સ્ત્રીઓ પણ કેવી હતી? તે જવાબ આપે છે કે, આ સોદો તો ઘણોજ લાભકારક છે, હું તે બદલ ઘણી ખુશ છું!

આ દૃષ્ટાંત હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબોના ઈમાનના દર્પણરૂપ છે. જ્યાં સુધી દિલ ઈમાનથી છલાછલ ભરપૂર ન હોય, ત્યાં સુધી ભવિષ્યમાં લાભ મળવાની આશાએ પોતાની મિલ્કત આપી દે, તે બનવા જોગ નથી. હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબો હઝરત રસૂલે ખુદા (સ૦અ) સાહેબના દરેક બોલ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતા હતા. એક અને એક મળીને બે થાય છે, તે હિસાબ જેટલે દરજ્જે સાચો છે, તેટલે દરજ્જે હઝરત ફખ્રેઆલમ (સ૦અ૦વ) સાહે-

બના બોલને સાચો માનતા હતા. હાલના સમયમાં હઝરત (સ૦અ૦વ) સાહેબની હદીસોને આવા સ્વરૂપમાં સત્ય માનીને તેના ઉપર અમલ કરનાર કેટલા મુસ્લિમ નવજવાનો હશે?

આ દૃષ્ટાંત દ્રષ્ટિ સમક્ષ રાખીને હાલના મુસલમાનોએ પોતાના વ્યાવહારિક જીવન તરફ દષ્ટિપાત કરવો જરૂરી છે. આપણે નજીવી બાબતો માટે કેવી રીતે અંદર અંદર લડી મરીએ છીએ. પોતાના ભાઇઓ માટે કુર્બાની—ભોગ આપવા જેટલી હિમ્મત તો કયાંથી થાય? પરંતુ તેમના વાજબી હક પચાવી જવાને આપણે ભાતભાતનાં બહાનાં શોધી કાઢીએ છીએ, તે ઘણુંજ શરમાવા જેવું છે, આ દ્રષ્ટાંતને નજર સામે રાખીને મુસલમાનો તેના ઉપરથી કાંઈ બોધ ગ્રહણ કરશે, તેવી આશા શું આપણે રાખી શકીશું?

## મામાનું કફન કેવી રીતે દીધું?

હઝરત હમ્ઝા (ર. અ) એક લડાઈમાં શહીદ થયા. તેમના કફન માટે તેમનાં બહેન સોફિયહ (ર. અ) એ પોતાના પુત્ર ઝોબયર (ર. અ)ને બે ચાદરો આપી. ભાણેજ પોતાના મામાના મૃત દેહને કફન પહેરાવે છે, તે સમયે તેમણે જોયું, કે મામાની પડોશમાં એક અન્સારીની લાશ પડી હતી. મામાને બે ચાદરોનું કફન પહેરાવવું અને પડોશમાં એક મુસ્લિમ ભાઈની લાશને કફન વગર રહેવા દેવી, તે તેમને પસંદ પડયું નહિ, જેથી તેમણે એક ચાદર પેલા અન્સારીની લાશ ઉપર ઢાંકી અને એક ચાદર વડે મામાની લાશને કફન પહે-રાવવા માંડયું; પરંતુ હઝરત હમ્ઝા (ર. અ) સાહેબની લાશ

મુબારક માટે એક ચાદરથી કફન પહેરાવાય તેવું ન હતું. માથું ઢાંકવા જાય તો પગ ઉઘાડા રહી જતા હતા અને પગ ઢાંકવા જાય તો માથું ઉઘાડું રહી જતું હતું. મહાન પેગંબરે ઇસ્લામ (સ. અ. વ) સાહેબે તે વખતે ફર્માવ્યું, કે ચાદર વડે ચહેરો ઢાંકી દો અને પગ ઉપર ઘાસ તથા પાંદડાં વગેરે નાખો!!

અલ્લાહ અલ્લાહ! આ કેવા લોક હતા? અફસોસના વખતે માણસ ભાન ભૂલી જાયછે, છતાં પ્રાચીન મુસ્લિમો પોતા અને પારકાના મૈયત પ્રત્યે પણ તફાવત સમજતા નહતા. જે પરાયા મુસ્લિમ ભાઈની મૈયતની આટલી કાળજી રાખતા હતા, તેઓ તે મુસ્લિમ ભાઈના જાન માલ પ્રત્યે કેટલું હેત રાખતા હશે? તે આ ઉપરથી સમજી શકાય છે.

## અન્સારી સાહેબો કેમ શાન્ત થયા?

હઝરત રસૂલે અક્રમ (સ૦ અ૦ વ) સાહેબ આ અનિત્ય સંસારથી પર્દે થયા, ત્યારે ખિલાફતના પ્રશ્ન સંબંધી નાજુક સ્થિતિ ઉભી થવા પામી હતી. અરબ પ્રજા સ્વભાવે જોશીલી છે. દરેક દેશની સમગ્ર પ્રજા કેળવાએલી હોતી નથી. પરંતુ આકાએ નામદાર (સ૦ અ૦ વ) ના શિક્ષણના પ્રતાપે અરબ પ્રજા કુર્બાનીના રંગમાં રંગાઇ ગઈ હતી. સ્વાર્થનું નામ નિશાન ન હતું. જોગ જોગે અજ્ઞાનતાના સમયનું નહાનું સરખું છમકલું થાત, તો ખિલાફતનો સવાલ એવો નાજુક હતો, કે મહાન ફિત્નો ઉભો થઈ જાત! જઝાકલ્લાહ! તેમની કુર્બાની—સ્વાર્થ ત્યાગનાં શાં વખાણ કરીએ? એક દીર્ઘદ્રષ્ટિવાળા નવજવાન અન્સારી

અરબ ઝયદ બિન સાબિત પ્રચંડ માનવ મેદની વચ્ચે ઉભા થઇને પોકાર કરે છે, કે હઝરત રસૂલેકરીમ (સ. અ. વ) સાહેબ મોહાજિર હતા. હિજરત કરીને મક્કા શરીફથી મદીના શરીફ પધાર્યા હતા; માટે તેમના ખલિફા તરીકે કોઈ મક્કા-વાસીને પસંદ કરવો જોઇએ. અમો મહાન પેગંબરે ખુદા ( સ૦ અ૦ વ ) સાહેબના અન્સાર— મદદનિશ છીએ, અન્સારી–મદદનિશ તરીકેનું માન અમારે માટે શું ઓછું છે, કે અમારે ખિલાફત તરફ દૃષ્ટિ નાખવી જોઇએ ? અમો આકાએ નામદાર (સ૦ અ૦ વ) સાહેબના જેમ અન્સાર–મદદ નિશ હતા, તેવીજ રીતે આપ ( સ૦ અ૦ વ ) સાહેબના ખલિફાઓના પણ અન્સાર તરીકેજ રહીશું ! આ જોશીલા અને ઉદારતા ભર્યા કલામની એવી છાપ પડી ગઈ, કે ઘણા કબીલાઓના અરબ ત્યાં હાજર હતા, પણ કોઈ કાંઇ બોલ્યું નથી, જેથી કુસંપને બદલે સંપનું વાતાવરણ છવાઈ ગયું. આ પ્રમાણે ખિલાફતના કઠણ પ્રશ્નનો સંપૂર્ણ શાન્તિપૂર્વક ઉકેલ થઈ ગયો.

## અમો આપ્યા પછી પાછું નથી લેતા

હઝરત કસીર બિન સલત (ર૦અ) પાસે એક સહાબીના પૈસા લેણા હતા. તેમણે હઝરત મર્વાન માર્ફતે હઝરત કસીરને કહેવડાવ્યું, કે ત્રણ દિવસમાં નાણાં આપો, નહિતો કરજ પેટે ઘર આપો. હઝરત કસીર (ર૦અ) ઘર આપવાને રાજી નહતા, નાણાંની સવડ ન હતી. તેથી તેઓ હઝરત કયસ બિન એબાદા (ર૦અ) પાસે ગયા અને ત્રીસ હજાર રૂપીઆની

માગણી કરી. તેમણે તરતજ ત્રીસ હજાર રૂપીઆ ગણી આપ્યા. તે હઝરત મર્વાન (રઝીઅ) સાહેબ પાસે નાણાં લઇને ગયા. કરજ માગનાર સહાબીએ પૈસા ન લીધા, બલ્કે કહ્યું, કે હવે મારે તમારૂં ઘર પણ નથી જોઈતું. હઝરત કસીર (રઝીઅ) ને હવે નાણાંની જરૂર ન હતી, જેથી તેઓ હઝરત કયસ (રઝીઅ) સાહેબને તેમના પૈસા પાછવા આપવાને ગયા. હઝરત કયસ (રઝીઅ) સાહેબે પૈસા લેવાનો ઈન્કાર કર્યો, ત્યારે હઝરત કસીર (રઝીઅ) સાહેબે કહ્યું, કે હવે મારે નાણાંની જરૂર નથી, માટે તમો તમારા પૈસા પાછા લો, ત્યારે હઝરત કયસ (રઝીઅ) સાહેબે ફરમાવ્યું, કે અમો કોઇ વસ્તુ આપ્યા પછી પાછી લેતા નથી.

હર ચેહ બખ્શીદી મકુન બાઉ રૂજુઅ
ગર ઝ પા ઉફ્તાદએ અઝ દસ્તે જુઅ્
ઈ બદાં માનિંદ કે શખ્સે મી કુનદ
બાઝ મેલે ખુર્દને આં મી કુનદ

અર્થાતઃ—તું ભૂખથી લાચાર થઇ જાય, છતાં તેં જે કાંઈ બક્ષીસ કર્યું હોય, તે પાછું મેળવવાનો વિચાર ન કર, નહિં તો કોઇ માણસ ઉલટી કરીને તે ચાટી જવાનો વિચાર કરે, તેવું ગણાશે.

## મને મદદની જરૂર નથી તેમ કોણે કહ્યું ?

હઝરત તલ્હા (રઝીઅ) એક નવજવાન સહાબી હતા. તેઓ લાચાર અને ગરીબ મુસ્લિમ ભાઈઓને ઘણી આર્થિક-પૈસા ટકાની મદદ આપ્યા કરતા હતા. સણીહા તયમી નામે

એક માણસ ઘણાજ કરજદાર હતા. તેમનું ત્રીસ હજાર દિ-ર્હમનું કર્જ હઝરત તલ્હા (ર૦અ) સાહેબે ચૂકવી આપ્યું હતું.

હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબોમાં લાલચનો અંશ માત્ર ન હતો. હઝરત રસૂલુલ્લાહ (સ૦અ૦વ) સાહેબે એક સમયે હઝરત ઉમર (ર૦અ) સાહેબને બક્ષીસ આપવા માંડી—હઝરત ઉમર (ર૦ અ) સાહેબે અર્ઝ કરી, કે યા રસૂલુલ્લાહ! મને હાલ જરૂર નથી. મારા કરતાં જેને વિશેષ જરૂર હોય તેને આપો.

## બતાવો દુન્યામાં કઇ પ્રજાએ આવો દાખલો આપ્યો છે.

હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) નાં પવિત્ર જીવન કુર્બાની—સ્વાર્પણની પ્રતિમા સમાન હતાં. તેઓ પ્રત્યેક પળે પોતાના મુસ્લિમ ભાઈ ઉપર કુર્બાન થવાને તત્પર રહેતા હતા. તેમની કુર્બાનીનાં અનેક દૃષ્ટાંતો પૈકી એક દૃષ્ટાંત એવું તો અજોડ અને અમર છે, કે આ દુન્યાની પ્રજાનો કોઈ ઈતિહાસ તેવું આદર્શ દૃષ્ટાંત આપવાને શકિતમાન નથી!

મુસલમાનો મક્કા શરીફ છોડીને જ્યારે મદીના શરીફ હિજરત કરી ગયા હતા, ત્યારે કેટલાક તો એવા ગરીબ અને ચિથરે હાલ હતા, કે જેમની પાસે ખાવા અને પહેરવાનું કાંઈજ સાધન ન હતું. ધરતી ઉપર પગ મૂકવા જેટલી ઝમીન પણ તેમની પાસે ન હતી. આવા કટોકટીના સમયે મદીના શરીફના અન્સારીઓએ મક્કાવાસીઓ સાથે એવું તો માયાળુ વર્તન દર્શાવ્યું હતું, કે તેઓ પરાયે ઘેર પારકે આશરે રહ્યા છે, તેવો વિચાર સરખોએ તેમના દિલોમાં પેદા થવા દીધો

નથી ! મદીના વાસીઓએ મક્કાવાસીઓ માટે પોતાનાં ઘર ખાલી કરી આપ્યાં. પોતાની માલ મિલ્કતમાંથી ભાગ વહેંચી આપ્યો. પોતાની ઝમીનો અને બગીચા વહેંચી આપ્યા. અરે એટલા સુધી મમતા બતાવી, કે મદીના વાસી હઝરત સઅદ બિન રબીઅ (ર૦અ) સાહેબે મક્કાવાસી હઝરત અબ્દુર્રહમાન બિન અવફ (ર૦અ) સાહેબને તો એમ પણ કહી આપ્યું, કે મારે બે સ્ત્રીઓ છે. હું એકને તલાક આપું છું. આપ તેની સાથે નિકાહ કરો. જો કે હઝરત અબ્દુર્રહમાન (ર૦અ) સાહેબે તેનો ઈન્કાર કર્યો ! બતાવો. દુન્યાના ઇતિહાસમાં આવું એક પણ દૃષ્ટાંત છે !

## યતીમને રાઝી કરવાથી શું મળ્યું ?

એક વખતે એક યતીમ બાળકે ખજૂરીના જંગલની મિલ્કત સંબંધીનો દાવો એક માણસ ઉપર માંડયો. હઝરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ) સાહેબે આ યતીમ બાળકની વિરુદ્ધ ચૂકાદો આપ્યો. તે સાંભળીને પેલું યતીમ બાળક રડી પડયું. દયા અને નેકીના સાગર મહાન પેગંબરે ઈસ્લામ (સ૦અ૦વ) સાહેબે દયાના આવેશમાં પેલા માણસને ફર્માવ્યું કે ચૂકાદો તમારા લાભમાં અપાયો છે, છતાં જો આ બાળકને આ મિલ્કત આપો, તો ઘણી સારી વાત છે. તેનો બદલો તમને જન્નતમાં મળશે. બધા માણસો એક સરખા હોતા નથી. જેથી પેલો માણસ તેમ કરવાને આનાકાની કરવા લાગ્યો. હઝરત અબૂદહદાહ (ર૦અ) સાહેબ ત્યાં હાઝર હતા. તેમણે પેલા માણસને કહ્યું, કે તમો મારો બાગ લો, અને તમારો બાગ મને આપો. આ સોદો ઘણો લાભકારક હોવાથી

પેલા માણસે તે કબુલ કર્યું, હઝરત અબૂદહદાહ (ર૦અ) હઝરત રસૂલે ખુદા (સ૦અ૦વ) સાહેબ પાસે હાઝર થઈને અર્ઝ કરવા લાગ્યા, કે યા રસૂલુલ્લાહ (સ૦અ૦વ) આ યતી ર બાળકને જે બાગ જોઇતો હતો, તે બાગ હું આપું તો મને જન્નતમાં તેનો બદલો મળે કે કેમ? હઝરત રસૂલેકરીમ (સ૦અ૦વ) સાહેબે ફર્માવ્યું કે, હા. હઝરત અબૂદહદાહ સાહેબે તે બાગ પેલા યતીમ બાળકને હવાલે કર્યો.

પ્રિય મુસ્લિમ બિરાદરો! આ પવિત્ર આદર્શ દષ્ટાંતો આપણને શિખવે છે, કે આપણે આપણી લાગણીઓ આપણા મુસ્લિમ ભાઇઓ ઉપર નિછાવર કરવી. બે ભાઈઓની તકરારનું સમાધાન કરાવવું. ગરીબોને મદદ આપવી, કર્ઝદારોને કર્ઝમાંથી મુકત કરવા વગેરે પ્રકારની એક મુસ્લિમ તરીકે આપણી અગત્યની ફર્ઝ છે. જો આપણામાં કુર્બાની સ્વાર્પણનો આ ગુણ પ્રદિપ્ત થશે, તો આપણી કોમની ઉન્નતિ એટલી ઉતાવળે અને એવી યશસ્વી રીતે થશે, કે દુન્યાની પ્રજાઓ આપણા વૈભવ અને ઉન્નતિના પ્રકાશમાં અંજાઈ જશે. અફસોસ! આપણો સમાજ આજે કુર્બાનીના મૂળ અર્થ અને તાત્પર્યથીજ અંજાણુજ છે! ભોગજોગે કુર્બાનીની લાગણી કોઇ દાખવે છે, તો તેઓ વધી વધીને પોતાનાં સગાંવહાલાં સુધીજ કાંઈ કુર્બાની—ભોગ આપી શકે છે, તેથી આગળ વધવાનું જાણતાજ નથી!

# ઇસ્લામે આપેલું શાંતિનું શિક્ષણ

ઇસ્લામી તઆલીમે હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબોમાં હેતભાવનો એવો રંગ ચઢાવી દીધો હતો, કે તેઓ અંદર અંદરની તકરારોથી ઘણાજ દૂર રહેતા હતા. ઘણા લોકો નજીવી બાબતસર ફિસાદ ઉભો કરે છે, જેના પરિણામે ભયંકર નુકસાન વેઠવાં પડે છે. પ્રાચીન મુસલમાનો આ કારણ-સર ન્હાના ન્હાના ઝઘડાઓમાં પડીને કોમી ભાઇચારાને નુકસાન પહોંચાડતા ન હતા. ભોગ જોગે કોઈ અઘટતો બનાવ બની જાય, તો તેઓ દરગુઝર કરવા જેટલી સહનશિલતા ધરાવતા હતા. પ્રાચીન મુસલમાનો આ કારણથીજ વિજયના વાવટા ફરકાવતા હતા. જે કોમ અંદર અંદર લડી મરતી હોય તેને દુશ્મનો સાથે મુકાબલો કરવા જેટલો સમય અને શક્તિ ક્યાંથી પ્રાપ્ત થાય! પ્રાચીન મુસલમાનો કેટલા સહનશિલ હતા તેનાં અમુક દ્રષ્ટાંત અત્રે રજુ કરવામાં આવે છે.

## પુત્રનો ખૂની ભત્રીજો

હઝરત કયસ બિન સાબિત એક કબીલાના આગેવાન હતા, તેમના ભત્રીજાએ તેમના દિકરાનું એક સમયે ખુન કર્યું. આ કાંઈ સાધારણ વાત ન હતી. દિકરાના અકાળ મૃત્યુ

અને ખૂન જેવા બનાવથી માણુસને કેટલું દુઃખ થાય ? મોટા મોટા ધીરજવાળા પુરૂષો પણ આવે સમયે ધીરજ ખોઇ બેસે છે. હવે ઈસ્લામી તાલીમનો પ્રતાપ અત્રે કેવો ભાવ ભજવે છે, તે જોવાનું છે. લોકો દિકરાની લાશ અને ખૂનીને પકડી લાવ્યા. નવજવાન દિકરાની લાશ નજર સામે પડી હોય અને ખૂની પકડાઇ ગયો હોય, ત્યારે બાપ શું ન કરી શકે ? ખૂનીના આવે સમયે ટુકડે ટુકડા કરી નાખ્યાના બનાવ ઇતિહાસમાં મોજુદ છે. હઝરત કયસ (૨૦અ) સાહેબ તેમના કબીલાના અગ્રેસર હતા. માલદાર હતા, છતાં બદલો લેવાનો વિચાર સરખોએ ન કર્યો. ભત્રીજે કેવું ભયંકર કામ કર્યું છે, તેની ખાતરી થાય તેવી રીતે ઉપદેશના અર્થમાં ભત્રીજાને સંબોધી કહ્યું, કે જુઓ. તમે કેવું ખરાબ કામ કર્યું. અલ્લાહ પાકના હુકમનું અપમાન કરી ગુન્હેગાર થયા છો. કાકાના દિકરાનું ખુન કરી કુટુંબ દ્રોહ કર્યો છે. તે ઉપરાંત પોતાના ખાનદાનની તાકત ઘટાડવાના કારણરૂપ બન્યા છો. આટલું કહીને પોતાના બીજા દિકરાને હુકમ કર્યો, કે એના હાથ પગની બેડીઓ છોડી નાખો અને ભાઈની દફનક્રિયાની ગોઠવણ કરો. જે લોકો નજીવી બાબતસર પોતાના ભાઈઓ સાથે વરસો સુધી લડયા કરે છે. તેમણે આ દૃષ્ટાંતથી ધડો લેવાનો છે.

## બાપના ખૂનીને કેમ માફી આપી ?

હઝરત હોઝયફા (૨૦ અ) સાહેબ એક નવજવાન સહાબી હતા. પોતાના પિતા સાથે તેઓ ઓહદની લડાઈમાં ગયા હતા. તેમના પિતા મુસલમાનો અને દુશ્મનો વચ્ચે આવી ગયા હતા. તે અરસામાં અચાનક હુમ્લો થઈ ગયો. હઝરત

હોઝયફા ( ર૦ અ ) સાહેબે દૂરથી પોકાર કર્યો, કે જો. જો મારા પિતા વચમાં આવી ગયા છે. જ્યાં ઘમસાણની લડાઈ ચાલી રહી હોય, ત્યાં કોઈનો પોકાર શી રીતે સંભળાય આથી કરી મુસલમાનોએ તેમનો અવાઝ સાંભળ્યો નહિં લડાઈ દર્મ્યાન કોઈ મુસલમાનની તલ્વારથી હઝરત હોઝયફ (ર૦અ)ના પિતા અજાણતાથી શહીદ થઈ ગયા. હઝરત હોઝયફ (ર૦અ)ને જ્યારે ખબર પડી, ત્યારે માત્ર એટલુંજ બોલ્યા કે " અલ્લાહ તઆલા તમને માફ કરે "

ઈસ્લામ સ્વિકાર્યા પહેલાંના અરબો કૂતરીના એક બચ્ચ માટે વરસો સુધી લડતા હતા. તે અરબોમાં આટલી સહન શિલતાની પ્રેરણા કરનાર પેગંબરે ખુદા ઉપર લાખો દુરૂદ હોજો

## ઝમીનનો જઘડો શાથી મટયો ?

એક સમયે કયસ અને રબીઆ નામે બે સહાબીઓમ અમુક ઝમીનની મિલ્કત માટે જઘડો પડયો. હઝરત રબીઅ (ર૦અ) એ આપ ( સ૦ અ૦ વ ) સાહેબની સેવામાં વિનંતિ કરી. આપ (સ૦ અ૦ વ) સાહેબે કયસ (ર૦ અ) સાહેબને ફરમાવ્યું, કે તમારા માલકીપણાની સાબિતી રજુ કરો. જે સાબિતી આપો નહિં, તો હઝરત રબીઆ (ર૦અ) સાહેબને તરફેણમાં કસમ લઈને ચૂકાદો આપવામાં આવશે. હઝરત કયસ (ર૦અ) સાહેબે વિનંતિ કરી. કે યા રસૂલુલ્લાહ ! જે માણસ પોતાનો હક છે, તેમ જાણતો હોય, છતાં તકરાર મટાડવ તે હક જતો કરે. તો તેને શો બદલો મળશે ? આ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે જન્નત મળશે હઝરત કયસ

(૨૦ અ) સાહેબે વિનયસર વિનંતિ કરી, કે યા રસૂલુલ્લાહ ! હું આ ઝમીન ઉપરથી મારો હક ઉઠાવી લઉં છું.

## મારા મરણથી કલેશ ન કરો

અમુક લોકોએ હઝરત અર્વાબિન મસ્ઉદને સખ્ત ઘાયલ કર્યા. તેઓ આખર ઘડીએ હતા. તેમના ખૂનનો તરતજ બદલો લેવાને તેમના કુટુંબીઓ તાબડતોબ તૈયારીઓ કરવા લાગ્યા. મુસલમાનોમાં ખૂના મરકી શરૂ થઇ જશે. તેમ સમજીને મરણ પથારીએથી તેમણે પોતાના કુટુંબીઓને કહ્યું. મેં પોતે મારા ખૂનીને માફી આપી દીધી છે. મારા માટે કોઈ પ્રકારની ખૂના મરકી કરશો નહિં. તમારામાં સલાહ સંપ રહે, તેમ હું ઇચ્છું છું.

## કોરટો કેમ ખાલી પડી હતી ?

હઝરાત સહાબાએ કેરામ (૨૦અ)સાહેબો સહનશિલતાથી કામ લેતા હતા, જેથી તેમના અંદર અંદરના ઘણા ઓછા જઘડા કોર્ટે જતા હતા. હઝરત સલમાન બિન રબીઆ બાહલી (૨૦અ) સાહેબ કુફાના કાઝી હતા. હઝરત અબુવાઈલ (૨૦અ) સાહેબ જણાવે છે, કે હું કાઝી સાહેબ પાસે ચાલિસ દિવસ સુધી દરરોજ આવતો જતો હતો, પરંતુ તેમને ત્યાં વાદી કે પ્રતિવાદી તરીકે કોઇપણ જોવામાં આવતું નહતું. આ પ્રમાણે તેઓ શાન્તિથી રહેતા હતા અને જન સમાજ પ્રત્યે ભલાઇ કરતા હતા.

ગર હમી ખ્વાહી કે બાશી દર અમાં,
રવ નેકોઈ કુન તુ બા ખલ્કે જહાં;

અર્થાત:—જો તારે શાન્તિથી રહેવાની ઇચ્છા હોય, તો જા. જન સમાજ પ્રત્યે ભલાઇ કર.

## કોઈ ગાળ દે, તો શું કરવું ?

મર્વાન મિમ્બર પર ચઢીને હઝરત અલી (ક૦ અ૦ વ) ની બુરાઇ કરતો હતો. હઝરત ઈમામ હસન (ર૦અ) સાહેબ તેવી વાતો કાનો કાન સાંભળતા હતા, પરંતુ ચુપ રહેતા હતા, તેણે એક વખત કોઇની માર્ફત બુરી વાતો કહેવડાવી, ત્યારે હઝરત ઈમામહસન (ર૦અ) સાહેબે ફર્માવ્યું, કે એને કહો, કે ખુદાની કસમપૂર્વક હું કહુંછું, કે ગાળનો જવાબ ગાળથી આપીને તેના ઉપર બુરાઇનો જે ડાઘ છે; તે હું મટાડીશ નહિં. એક દિવસ અમારે બંનેને મહાન માલિકના દરબારમાં જવાનું છે. તે મહાન માલિક જુઠા માણસ પાસેથી જરૂર જુઠનો બદલો લેશે.

હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબોનું આ વર્તન ચાલુ સમયના મુસલમાનોને ઘણુંજ ઉપયોગી છે. આજકાલના મુસલમાનોમાં સહનશિલતાનો અંશ નથી. તેનું મુખ્ય કારણ તો એછે, કે હાલના મુસલમાનોમાં એકત્રતાનું કાંઈ ધોરણ નથી, જેથી તેઓ નજીવી બાબતોમાં લઢી વઢીને અંદર અંદર બર્બાદ થાયછે. મુસ્લિમ સમાજ પોતાના પૂર્વજોનાં ચાલ ચલણ કેવાં હતાં, તેનો જો વિચાર કરે, તો કદી તેમની શક્તિનો વ્યય થાય નહિં. અમારા આલિમોએ પ્રાચીન મુસલમાનોના વર્તન ઉપર હંમેશાં બોધ આપવો જોઈએ.

## મારા ખૂનીને શરબત આપો

હઝરત અલી (ક૦ સ૦ વ) સાહેબ પોતાની ખિફ઼ાલતના

સમયમાં તહજ્જુદની નમાઝ પઢવા માટે કુફાની એક મસ્જિદમાં ગયા હતા. તે વખતે ઈબ્ને મુલ્જિમ એક સખ્ત ઘા કરેછે. જેના પરિણામે તેઓ ખુદાની રેહમતે પહોંચે છે. ખૂનીને તરતજ પકડવામાં આવે છે. હઝરત હુસન (ર૦ અ) સાહેબને આ વાતની ખબર પડતાં શરબત લઈને ત્યાં હાઝર થયા. હઝરતઅલી (ક૦ અ૦ વ) સાહેબ ફર્માવે છે, કે બેટા! મારા ખૂનીને વધુ તરસ લાગી હશે, માટે પ્રથમ તેને શરબત પીવડાવો. પિતાના આજ્ઞાંકિત પુત્ર કોઈપણ પ્રકારની આનાકાની કર્યા સિવાય શરબતનો પ્યાલો ખુની તરફ ધરેછે, ત્યારે ઝાલિમ ખૂની કહેછે, કે હું તમો બંને બાપ બેટા કરતાં વધુ હોશિયાર છું. તમો શરબતને બહાને મને ઝેહેર પીવડાવવા માગોછો, માટે હું પીશ નહિં. હઝરતઅલી ( ક૦ અ૦ વ ) સાહેબ ફર્માવેછે, કે ખુદાની કસમ! જો મારા ખુનીએ મારી ભલામણ મુજબ આ પ્યાલો પીધો હોત, તો તેને સાથે લીધા સિવાય હું કદીજ જન્નતમાં દાખલ ન થાત. જઝાકલ્લાહ! કુર્આને શરીફ ફર્માવેછે, કે જેટલું નુકસાન પહોંચ્યું હોય, તેટલોજ બદલો લેવો જોઈએ વધુ ન લેવો જોઈએ છતાં જો માફ કરવામાં આવેતો ફઈન્ના ઝાલેકા લેમન અઝમિલ્ઓમૂર એટલે મહાન કાર્ય છે.

બદીરા બદી સહલ બાશદ જઝા
અગર મર્દી અહસિન એલા મન અસા ( સઆદી )

અર્થાત:—બુરાઇને બદલે બુરાઇ કરવાનું સહેલ છે. જો તું મર્દ હોય, તો જેણે તારી સાથે બુરાઈ કરીછે, તેની સાથે ભલાઈ કર.

# ઇસ્લામા પરોણાગત

અય બિરાદર દાર મેહમાંરા અઝીઝ
તા બયાબી ઇઝઝત અઝ રેહમાં તુ નીઝ
હરકે મેહમાંરા બરૂયે તાઝા દીદ
અઝ ખુદા અલ્તાફ બે અંદાઝા દીદ
(અત્તાર)

અર્થાત—હે ભાઈ! તું મહેમાનની આબરૂ કર. જેથી તને ખુદાથી આબરૂ મળશે. જે માણસે મહેમાનને આનંદિત ચહેરે જોયો. તે ખુદા તરફથી અગણિત મહેરબાનીઓ દેખશે.

પરોણાગત એ મનુષ્યના સદાચાર પૈકી એક સર્વોત્તમ ગુણ છે, આ કારણથીજ ઇસ્લામે પરોણાગત કરવા માટે ખાસ ભારપૂર્વક જણાવ્યું છે, કે મહેમાનની પધરામણી અલ્લાહુ-પાકની કૃપાના નિશાન રૂપે છે. હઝરાત સહાબાએ કેરામ (૨૦અ) સાહેબો આ આજ્ઞાનુસાર પરોણાગતને પોતાના જીવનના એક અંગ તરીકે સમજી ચુકયા હતા. તેઓ પૈકી ઘણા ગરીબ હતા; છતાં તેમની ગરીબી પરોણાગત કરવામાં આડખીલી રૂપ બનતી ન હતી.

## પરોણાગત કરવાથી ખુદાની કૃપા મળે છે.

આપ (સ૦અ૦વ) સાહેબની પવિત્ર બેઠકમાં એક મહેમાન આવ્યો. મુસલમાનો માટે આ સમય એવો હતો, કે એક મહેમાનની સરભરા કરવી, તે પણ ઘણું કઠણ કામ હતું. આપ (સ૦અ૦વ) સાહેબે ફર્માવ્યું, કે આ મહેમાનની જે પરોણાગત કરશે, તેના ઉપર ખુદાની કૃપા ઉતરશે. હઝરત અબૂતલ્હા (ર૦અ) સાહેબે મહેમાનની સરભરા કરવા જેટલું સાધન ઘેર છે, કે નહિં તેનો વિચાર કર્યા સિવાય માત્ર ખુદાની કૃપા મેળવવાની આશાએ આ મહેમાનની પરોણાગત કરવાનો સ્વિકાર કર્યો.

### અલ્લાહપાક અર્શ ઉપર હસે છે

તેઓ મહેમાનને લઈને ઘેર ગયા. બીબી સાહેબાને મહેમાનના ખાણા વિષે પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું, કે મહા મુસીબતે છોકરાંને થઈ રહે તેટલું સાધન છે. આ જવાબ સાંભળી તેઓ નિરાશ થતા નથી, પરંતુ બીબી સાહેબાને કહે છે, કે છોકરાંને પટાવી ફોસલાવી ભૂખ્યાં ને ભૂખ્યાં સુવાડી દો. બીબી સાહેબાએ તે પ્રમાણે કર્યું. હવે એક મુશ્કેલી રહી. તે સમયના રિવાજ મુજબ મહેમાનની સાથે ઘરવાળાંએ બેસીને ખાવું જોઈએ. આ મુશ્કેલીના ઉકેલ માટે એવો નિર્ણય કર્યો, કે આપણે જ્યારે મહેમાન સાથે ખાવા બેસીએ ત્યારે દીવો તેઝ કરવાના બહાને બુજાવી નાખવો, પછી મહેમાન સાથે ખાવાનો દેખાવ કરવાને મોં હલાવ્યા કરવું. પરંતુ ખાવું નહિં. આ પ્રમાણે કરીને મહેમાનને પેટપૂરતું

ખવડાવવાનો નિર્ણય કર્યો. આ પવિત્ર ધણિધણિઆણીએ છોકરાંને ઉંધાડી દીધાં. મહેમાનના આગ્રહમુજબ સાથે ખાવા બેઠાં. દીવો તેઝ કરવાના બહાને દીવો બુઝાવી દીધો, પછી જાણે આનંદપૂર્વક ખાતાં હોય, તેમ વાત કરતાં જાય અને મહેમાનને ખવડાવતાં જાય, તેવો બનાવ કર્યો. આ પ્રમાણે વર્તીને ઘરવાળાં ભૂખ્યાં રહ્યાં અને મહેમાનની સરસ પરોણાગત કરી. અલ્લાહ પાકને હઝરત અબૂતલ્હા (૨૦ અ) સાહેબની આ અદા ઘણીજ પસંદ પડી, જેથી વહી માર્ફતે રસૂલે પાક (સ૦ અ૦ વ) સાહેબને ખબર આપી. આપ (સ૦ અ૦ વ) સાહેબે સવારમાં હઝરત અબૂતલ્હા(ર૦અ૦) સાહેબને બોલાવ્યા અને ફર્માવ્યું, કે રાત્રે તમોએ મહેમાન સાથે કેવું વર્તન દાખવ્યું? તેમણે જવાબ આપ્યો, કે યા રસૂલુલ્લાહ! અમે શું કર્યું? આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે તમોએ જે કર્યું હશે, તે કર્યું, પણ તેથી અલ્લાહપાક અર્શઉપર હસી પડ્યો અને હું પણ આજે તેથીજ હસું છું.

પ્રિય વાંચક બંધુઓ! પરોણાગત કરવામાં કેટલી કુર્બાની આપવી પડે છે, તે આ દષ્ટાંત ઉપરથી સાબિત થાય છે. શ્રીમંતોને મન આ વાત સહેલ હશે, છતાં આજકાલના શ્રીમંતો મહેમાનને જોતાંજ મોઢું ચઢાવતા દેખાય છે. ગરીબ માણસને મહેમાનની પરોણાગત એક કસોટી રૂપ છે. ગરીબ માણસ જાતે ભૂખ્યો રહીને મહેમાનને ખવડાવે, તેમાં કાંઈ વિશેષ નથી, કારણકે ગરીબ હમેશાં અડધો પડધો ભૂખ્યોજ રહે છે, જેથી તેને ભૂખ્યા રહેવાની ટેવ પડી હોય છે, પરંતુ કલેજાના કકડા રૂપ પોતાનાં છોકરાંને ભૂખ્યાં રાખીને પરોણા-

ગત કરવી, તે કુર્બાની–આત્મભોગની અવધિ બતાવે છે. આ ગુણના પ્રતાપેજ પ્રાચીન સમયના મુસલમાનો ઉપર ખુદાપાકની કૃપાનો વરસાદ વરસતો હતો.

## કેદીઓ પ્રત્યે માયાળુ વર્તન

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબોની પરોણાગત માત્ર મહેમાનો સુધીજ પહોંચતી હતી, તેટલુંજ નહિ, બલ્કે દુશ્મનો પણ તેમની પરોણાગતથી દૂર રહેતા નહતા. લડાઇમાં પકડાએલા કેદીઓને પણ તેઓ મહેમાન માફક સમજતા હતા. બદરની લડાઇમાં અબૂઉઝયર નામના એક માણુસ કેદ પકડાયા હતા. તેઓ જણાવે છે, કે મુસલમાનો પોતે ખજૂર વગેરે ખાઇને નભાવી લેતા હતા, પરંતુ મને તો તાઝો રોટલો આપતા હતા. કેટલાક વખતતો તેમની પાસે રોટલાનો એકાદ ટુકડો હોય, તો તેપણ મને આપી દેતા હતા. અને પોતે ભૂખ્યા રહેતા હતા. હું તે ખાવાને આનાકાની કરતો હતો, જ્યારે મને આગ્રહપૂર્વક ખવડાવતા હતા. જે કેદીઓ પાસે કપડાં ન હોય, તેમને મુસલમાનો કપડાં પૂરાં પાડતા હતા.

સર વિલ્યમમ્યુર જેવા વિરોધીઓ પણ આ ગુણ બદલ મુસલમાનોને ધન્યવાદ આપતાં લખે છે, કે "મોહમ્મદ (સ૦ અ૦ વ) સાહેબની સૂચનાનુસાર મુસલમાનો કેદીઓ સાથે માયાળુ વર્તન ધરાવતા હતા, ઘણા કેદીઓ આ શબ્દોમાં શાક્ષી આપે છે, કે ખુદા! મુસલમાનોનું ભલું કરે, કે તેઓ પોતે પયદલ ચાલતા હતા અને અમને સવારી ઉપર બેસા-

કતા હતા. અમને ઘઉંની તાજી રોટલી ખવડાવતા હતા અને તેઓ ખજૂર વગેરે ખાઈને નભાવી લેતા હતા." જે લોકો કેદીઓ સાથે આવું માયાળું વર્તન ધરાવતા હશે, તેઓ પોતાના મહેમાન અને સગાં વહાલાં પ્રત્યે કેટલું હેત રાખત હશે તે વાંચકે પોતેજ વિચારવાનું છે.

## આખી ઝિંદગી મહેમાન

એક પ્રસંગે બની ઉઝ્રાહના ત્રણ માણસો મદીના શરીફમાં આવ્યા. આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે આ ત્રણેની દેખભાલની કોણ જવાબદારી લે છે? હઝરત અબૂતલ્હ (ર૦ અ) સાહેબે ઉભા થઈને વિનંતિ કરી, કે યારસૂલુલ્લાહ! હું એ સેવા કરવા તૈયાર છું. ત્રણે મહેમાનને ઘેર લઈ ગય આ ત્રણે જ્યાં સુધી જીવતા રહ્યા, ત્યાં સુધી તેમને પોતાને ઘેરજ રાખ્યા. તેમની સાથે એવો વિવેક રાખ્યો, કે અમો પારકે ઘેર રહ્યા છે, તેવો વિચાર સરખો તેમના મનમાં પેદા ન થયો.

## મહેમાનો માટે અલગ ઘર

આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં જે ડેપ્યુટેશન આવતાં, તેમની પરોણાગતનું કામ સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોને સોંપવામાં આવતું હતું. એક સમયે અબ્દુલકયસ કબીલાવાળાઓનું ડેપ્યુટેશન આવ્યું. આપ (સ૦ અ૦ વ) સાહેબે તેમની પરોણાગતનું કામ અન્સારોને સોંપ્યું. હઝરાત અન્સાર (ર૦ અ) સાહેબો તેમને પોતાને ઘેર લઈ ગયા. સવારમાં મહેમાનો આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં હાઝર થયા. તેમને પૂછ્યું, કે તમારી પરોણાગત કેવી થઈ હતી? તેમણે જવાબ આપ્યો, કે યારસૂલુલ્લાહ! અમારા

મિઝબાનો ઘણાજ સારા લોકો છે. અમને નરમ નરમ બિછા-નામાં સૂવાડયા હતા. સારૂં સારૂં ખાણું ખવડાવ્યું હતું અને અલ્લાહ રસૂલની તાલીમ આપવામાં આખી રાત આનંદથી વીતાવી હતી. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (૨૦ અ) સાહેબ પરોણાગત કરવામાં ઘણો આનંદ માનતા હતા. તેમણે મહેમાનો માટે એક ઘર અલગજ રાખી મૂકયું હતું.

પ્રિય વાંચકબંધુઓ ! અફસોસ સાથે કહેવું પડે છે, કે આપણા પૂર્વજોમાં પરોણાગતનો વિવેક આટલે દરજ્જે ઘર કરી ચૂકયો હતો, છતાં આજે આપણામાં આ ગુણની કમી નજરે પડે છે. આપણામાં પરોણાગત કરનાર કદાચ થોડા ઘણા હશે, પરંતુ જે સિદ્ધાન્ત મુજબ પરોણાગત કરવી જોઇએ, તે સિદ્ધાન્તનું પાલન થતું નથી. આથી કરી દિવસે દિવસે પરોણાગતને આપણે ભાર રૂપ સમજવા લાગ્યા છે. કેટલાક સાહેબો પરોણાગત કરવામાં ઘણોજ ખર્ચ ઉઠાવે છે. ઉપલ-કનો ડોળ કરે છે, તે ઘણુંજ ખોટું છે. આપણી પાસે જે હાઝર હોય, તે મહેમાનને હાઝર કરવું જોઇએ. વિશેષમાં મહેમાન માટે શકિત અનુસાર કાંઇક સારી વ્યવસ્થા કરવી જોઇએ, પરંતુ કેટલાક સાહેબોતો મહેમાન માટે પોતાની શક્તિ ઉપરની વ્યવસ્થા કરવામાંજ પોતાની નામના સમજે છે, તે ખોટું છે. પરોણાગત છેકજ સાદી હોવી જોઇએ. જો આપણે આ ગુણ ધારણ કરીશું, તો પરોણાગત આપણને કદિ ભારરૂપ પડે નહિં અને ખુદાની કૃપા મેળવવાના હકદાર થઇશું.

આપણા મહેમાનોમાં પણ ઘણી ખામીઓ રહેલી છે. સારી પરોણાગત મેળવવા ખાતરજ મહેમાન તરીકે જવું, તે ખોટો રિવાજ છે, મિઝબાનને ખબર આપ્યા સિવાય મહેમાન તરીકે જવાથી આપણને તેમજ મિઝબાન બંનેને કેટલીક વખત અડચણ વેઠવી પડે છે, માટે તેવી ખબર આપવી જરૂરી છે.

# મુસલમાનોનો રાજસત્તા પ્રત્યે પ્રેમ

હઝરાત સહાબાએ કેરામ (રઝ૦ અ) સાહેબોનાં પવિત્ર જીવન ચરિત્રોમાં એક ખાસ બાબત જોવામાં આવે છે, કે તેઓ ખલીફા અને અમીર–સરદારોના હુકમનું પાલન કરવામાં કદિ આનાકાની કરતા ન હતા. તેઓને પોતાના ઈલ્મ ઉપર સંપૂર્ણ ભરોસો હોવા છતાં ખલીફા સાહેબોનું અનુકરણ કરીને કોમી એકતા સાધવામાં મદદ કરતા હતા. તેઓમાં કદાચ નજીવા મતભેદ હશે, છતાં હાકિમની તાબેદારી કરવાનો એક એવો ગુણ હતો, કે જેના પ્રતાપે કોમી બંધારણમાં કોઈ પ્રકારનો સદો લાગ્યો નહતો. એક સમગ્ર મુસ્લિમ કોમ તરીકે સંગીન દિવાલરૂપ બની ગયા હતા. તેઓ સંખ્યા બળમાં થોડા હતા. તેઓ ગરીબ હાલતના હતા, છતાં તેમણે મહાન શક્તિશાળી દુશ્મનોને નમાવ્યા હતા. આ વિષય ઉપર કેટલાંક દૃષ્ટાંત અત્રે રજુ કરવામાં આવે છે.

## આલિમો રાજસત્તા માટે શું કહેતા હતા?

એક સમયે હઝરત અબૂ મુસા અશ્અરી (રઝ૦ અ) સાહેબે હજ સંબંધી કોઈ ફત્વો લોકોને આપ્યો. એક માણસે તેમને કહ્યું, કે ઝરા થોભી જાવ. હઝરત અમીરૂલ્મોમેનીન ઉમર (રઝ૦ અ) સાહેબ અત્રે પધારે છે. અમોએ આ સંબંધી

તેમની પાસેથી કાંઈ જુદું સાંભળ્યું હતું. તેમણે લોકોને તરતજ કહ્યું, કે મારા ફત્વા ઉપર અમલ ન કરો. અમીરૂલ્મોમેનીન પધારે છે. તેમનું અનુકરણ કરો.

હઝરત અબૂબક્ર (૨૦ અ) સાહેબ એક દિવસ એક માણસ ઉપર ઘણુાજ ગુસ્સે થઇ ગયા. એક સહાબી ત્યાં બેઠા હતા. તેમણે વિનંતિ કરી, કે યા અમીરૂલ્મોમેનીન ! જો આજ્ઞા હોય, તો એની ગરદન ઉડાવી દઉં. હઝરત અબૂબક્ર (૨૦ અ) સાહેબનો ક્રોધ શાન્ત થયો, ત્યારે પેલા સહાબીને પૂછ્યું, જો હું કહેત, તો ખરેખર તમો તેને મારી નાખત? તેમણે જવાબ આપ્યો. યા અમીરૂલ્મોમેનીન ! જરૂર મારી નાખત.

## સેનાધિપતિના હુકમનું જળવાતું માન

આં હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ) સાહેબ દુન્યાથી પર્દે થયા બાદ મુર્તદ–ઇસ્લામથી ફરી ગએલા લોકોને નસીયત કરવામાં ઇસ્લામી શૂરવીરો રોકાએલા હતા. તે વખતે માલિક બિન નવીરાને હઝરત ખાલિદ બિન વલીદના હુકમથી કત્લ કરવામાં આવ્યા. કેટલાક મુસલમાનો માલિકને મુસલમાન ગણુતા હતા. હઝરત અબૂકતાદા (૨૦ અ) નામે એક સહાબી હઝરત ખાલિદ (૨૦ અ) સાહેબના લશ્કરમાં હતા. તેઓ પણ માલિકને મુસલમાન તરીકે ગણુતા હતા. તેના ખૂનથી તેઓ ઘણુા ગુસ્સે થયા અને તેનો વિરોધ કરવા તથા પોતાની નારાજી બતાવવાને વગર રજાએ લશ્કરમાંથી નીકળીને મદીના શરીફ ચાલ્યા ગયા, તેમજ ત્યાં જઇને ફર્યાદ કરી કે ખાલિદ મુસલમાનોને કતલ કરે છે. મદીના શરીફમાં મોટામોટા

સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો બલ્કે હઝરત ઉમર (ર૦ અ) સાહેબ પણ માનતા હતા, કે માલિક મુસલમાન હતા. અને આ બાબતસર હઝરત ખાલિદ (ર૦ અ) સાહેબ પાસેથી બદલો લેવાનું ઈચ્છતા હતા. હઝરત અબૂબક્ર (ર૦ અ) સાહેબે આ બધી હકીકત સાંભળીને ફર્માવ્યું, કે ખાલિદ ગુન્હેગાર છે, કે નહિં, તે વાત જુદી છે, પરંતુ અબૂકતાદાના ગુન્હામાં તો જરાએ શક જેવું છે જ નહિં. તેઓ લશ્કરના સેનાપતિનો હુકમ અને રજા લીધા સિવાય લશ્કરમાંથી નીકળી આવ્યા છે, માટે તેમણે તાકીદે પાછા ચાલ્યા જવું અને હઝરત ખાલિદ (ર૦ અ) સાહેબના લશ્કરમાં દાખલ થઈને કોઈપણ પ્રકારની આનાકાની કર્યા સિવાય તેમનો હુકમ માનવો. અબૂકતાદા (ર૦ અ) સાહેબને ખલીફા (ર૦ અ) સાહેબનો હુકમ માનવો પડ્યો.

આ બનાવ ઉપરથી સાબિત થાય છે, કે પ્રાચીન મુસલમાનો ગમે તેવો મતભેદ હોવા છતાં પોતાના હાકિમના હુકમનું પાલન કરતા હતા. અફસોસ છે, કે ચાલુ સમયમાં મુસલમાનોમાં કોઈ શરીઅતી અમીર નથી. મુસલમાનોની પડતીનું આ મુખ્ય કારણ છે. આ વસ્તુના અભાવે જેવું જોઈએ તેવું મુસ્લિમ સંગઠન થતું નથી.



# જાત મહેનત પ્રત્યે ઉમંગ

બ ચંગ આરદ બા દીગરાં નોશ કુન
ન બર કુઝલએ દીગરાં ગોશ કુન

અર્થાત:—પોતાને હાથે કમાણી કર અને બીજાં સાથે મળીને બા. લોકોના એઠા જુઠા ઉપર નઝર ન રાખીશ.

હઝરાત સહાબાએ કેરામ (રઃ અ) સાહેબો જાત મહેનત કરવાને નેકી સમજતા હતા. અલ્લાહપાક ફર્માવે છે, કે ફન્તસેરૂ ફિલ્અર્દેવબ્તગૂ, મિન્ફદલિલ્લાહ—અર્થાત્—જ્યાં ફાવે, ત્યાં પૃથ્વી ઉપર ફેલાઈ જાવ અને ફઝલ સુખી હાલતની માગણી ખુદા પ્રત્યે કરો.” આપ (સ૦અ૦વ) સાહેબની પવિત્ર સેવામાં અમુક સહાબાએ કેરામ (રઃ અ) સાહેબો બેઠા હતા, ત્યાં રહીને સવારના પહોરમાં એક મઝબૂત બાંધાના ચાલાક અને નવજવાન છોકરાને તેના કામસર ઉતાવળે ઉતાવળે જતો જોઈને હઝરાત સહાબાએ કેરામ (રઃ અ) સાહેબો પૈકી કોઇએ કહ્યું, કે આ છોકરો બંદગી કરવામાં આટલી ચાલાકી બતાવતો હોત, તો કેવું સારૂં? આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે એવું ન બોલો. જો આ છોકરો પોતાનાં માબાપની સેવા કરવા અથવા તો કોઈની પાસે હાથ ધરવો ન પડે, તે ખાતર મહેનત કરતો હોય, તો તેની આ મહેનત ખાસ

બંદગીજ છે. જો તે લાલચથી અથવા મોટાઈ મેળવવા માટે મહેનત કરતો હોય, તો તે શેતાનીયત છે.

હઝરત ઉમર (ર૦ અ) સાહેબે ફર્માવ્યું છે, કે માલની માગણી કરવામાં સંકોચ ન કરવો જોઇએ. પૈસો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. ખુદા તેની કૃપાથી માલામાલ કરે તેવી દુઆ કરો. આકાશમાંથી સોનું ચાંદી વરસતું નથી તથા હઝરત ઈસા (અ૦ સ૦) સાહેબ ઉપર આસમાની ખાણું ઉતરતું હતું. તેવું ખાણું હવે ઉતરતું નથી. તે તમો જાણો છો, માટે સતત મહેનત કરો. હઝરત ઉમર ફારૂક (ર૦ અ) સાહેબે પોતાની ખિલાફતના સમયમાં તમામ મુસ્લિમ સ્ત્રી–પુરુષો માટે વર્ષાસન બાંધી આપ્યું હતું. તેના બદલામાં પુરુષો પાસેથી લશ્કરી સેવા લેવામાં આવતી હતી. બદરના સૈનિકોને પાંચ પાંચ હઝાર, હોદયબિયહના સૈનિકોને ચાર ચાર હઝાર, કાદસિયહની પ્રથમ લડાઈના સૈનિકોને ત્રણ ત્રણ હઝાર સીરીઆવાળાઓને બબ્બે હઝાર, યર્મૂકવાળાઓને એકેક હઝાર દિર્હમ વાર્ષિક આપવામાં આવતા હતા. ઉપલી લડાઇમાં ભાગ લેનાર સ્ત્રીઓને પાંચસો, ચારસો, ત્રણસો દિર્હમ આપવામાં આવતા હતા અને તમામ બાળકોને વાર્ષિક સો સો દિર્હમ આપવામાં આવતા હતા.

હઝરત ઉમર (ર૦અ) સાહેબની ખિલાફતના સમયમાં બાર કરોડ દસ લાખ દિર્હમ કરતાં વધુ મહેસુલ ઝમીન અને પહાડી પ્રદેશમાંથી આવતું હતું. તેઓ સાહેબ ફર્માવતા હતા, કે જે પ્રમાણમાં પૈસો વધશે, તે પ્રમાણમાં લોકોનાં વર્ષાસન વધારીશ. જો હિસાબ કરતાં કઠણ પડશે, તો વગર ગણતરીએ મુઠીઓ ભરી ભરીને વહેંચીશ. આ માલ લોકોનો છે. તેઓ

જેમ ફાવશે, તેમ લઈ જશે. આમ છતાં તેઓ બયતુલમાલમાં થી પોતે કે પોતાના સગાને કાંઇજ આપતા ન હતા. તેમના એક સસરા એક વખતે તેમની પાસે આવ્યા. તેમણે બયતુલ માલમાંથી અમુક નાણાંની માગણી કરી, જેથી તેઓ ગુસ્સે થઈ ને બોલ્યા, કે હું અમાનતમાં ખયાનત કરનાર પાદશાહ બનું, તેમ શું તમે ઈચ્છો છો ? પાછળથી તેમને પોતાની અંગત મીલ્કતમાંથી દસ હજાર દિર્હમ આપ્યા. આ દૃષ્ટાંતો ઉપરથી જાત મહેનત કરીને માલ મેળવવા તરફ ચાલુ સમયના નવજુવાનોએ પ્રયત્ન કરવો જોઇએ.

હઝરાત સહાબાએ કેરામ (ર.અ.) સાહેબો પોતાનું કામ પોતાના હાથે કરવામાં જરા પણ શરમ માનતા ન હતા. લડાઈને લગતી સેવાઓ જે ઊમંગભેર કરતા હતા, તે પ્રમાણે જીવન વ્યવહારનાં કામ પણ ઘણા ઉમંગભેર કરતા હતા.

## મસ્જિદ બાંધવામાં નબી સાહેબની મહેનત

આપ (સ. અ. વ.) સાહેબ મદીના શરીફમાં પહેલ વહેલા જ્યારે પધાર્યા, ત્યારે સૌથી પહેલું કામ એક મસ્જીદ બાંધવાનું શરૂ કર્યું. જેનો પાયો નાખવાનો પત્થર આપ (સ.અ.વ) સાહેબે પોતાના હાથે મુક્યો હતો. આ મસ્જીદના કડીઆ અને મજુરો હઝરાત સહાબાએ કેરામ હતા. આપ (સ.અ.વ) પોતે પણ એ કામ કરતા હતા. હઝરાત સહાબા એટલા ઉમંગથી આ કામ કરતા હતા, કે સાથે સાથે કવિતા પણ ગાતા હતા. તે કવિતાની મતલબ આ પ્રમાણે હતી, "ખૈબરના વેપારી માલનો બોજ જે ઉટો ઉપર લાદીને લાવવામાં આવે છે, તેવો આ બોજ નથી, બલ્કે હે ખુદા આ પવિત્રતાનો

ભાર છે. અમો તારી ખુશી મેળવવા માટે ઉઠાવીએ છીએ.

## ઝાડ ઉછેરવા પ્રત્યે પ્રેમ

હઝરત અબુ દરદા (ર. અ.) સાહેબ એક મહાન પંક્તિના વિદ્વાન સહાબી હતા. તેમની પાસે દરરોજ સેંકડો વિદ્યાર્થીઓ પઢતા હતા. તેઓ દમાસ્કસના ઈમામ સાહેબ હતા, પણ તેમને જાતે કામ કરવાનો એટલો બધો ઉમંગ હતો, કે પોતાને હાથે ઝાડ રોપતા હતા; અને તેને ઉછેરવાની પુરતી દેખરેખ રાખતા હતા. તે જોઈને અચંબાપૂર્વક એક માણસે પૂછ્યું કે આ બધું કામ આપ પોતાને હાથે કરો છો? ત્યારે જવાબ આપ્યો, કે એમ કરવામાં ઘણો સવાબ રહેલો છે. હઝરત હરામ બીન મલહાન મસ્જીદે નબવીમાં પોતે પાણી ભરતા હતા. જંગલમાંથી લાકડાં કાપી લાવતા હતા. તે વેચીને અનેક ગરીબોને ખવડાવતા હતા. આ પુસ્તકમાં કુર્આનના સીત્તેર કારીઓની શહાદતની હકીકત આવી છે, તે સર્વે દિવસે જંગલમાં જઈ લાકડાં કાપી લાવી પોતાનું ભરણ પોષણ કરતા અને રાતને વખત ઈબાદત કરતા હતા. હઝરત કઆબ (ર. અ,) સાહેબ એક દિવસ આપ (સ. અ. વ.) ની સેવામાં હાઝર થયા. ભૂખ લાગવાથી આપ (સ. અ. વ.) નો ચહેરો જરા કરમાયો હતો. હઝરત કઆબ ત્યાંથી ઉઠયા અને બહાર ગયા. તે વખતે એક યહુદી પોતાનાં ઉંટોને પાણી પીવરાવતો હતો. તેમણે તેની સાથે એક ડોલ પાણી કાઢવાની મજુરી બદલ એક ખજુર લેવાનું ઠેરવ્યું. તે પ્રમાણે ઘણું ખજુર લઈ તેઓ આપ (સ. અ. વ.) ની સેવામાં હાજર થયા.

## મગરૂરી તોડવા મહેનત કરવી

હઝરત અબદુલ્લાહ બિનસલામ એક માલદાર સહાબી

હતા. તેઓ લાકડાંનો ભારો માથે લઈને આવતા હતા. તે જોઈને લોકોએ તેમને પુછયું, કે અલ્લાહપાકે આપને માલદાર બનાવ્યા છે, તો આ મહેનતની આપને શી જરૂર? આપે જવાબ આપ્યો.માલદારોની મગરૂરીનો ઘુમંડ તોડવા હું ઈચ્છું છું.

હઝરત સઆદ બિન અબી વકાસ (૨૦ અ૦) સાહેબે ઓગણીસ વરસની ઉંમરે ઈસ્લામ સ્વીકાર્યો હતો. તેઓ એક મહાન સહાબી હતા. મહાન વિદ્વાન હતા. લશ્કરના મહાન જનરલ હોવા ઉપરાંત બીજા અનેક ભારે હોદ્દાઓ ભોગવી ચુક્યા હતા. હઝરત ઉમર (૨૦ અ૦) તેમના ઈલ્મ વિષે ફરમાવતા હતા, કે સઆદ (૨૦ અ૦) રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦)ની હદીસનું બયાન કરે, તો તે હદીસની સત્યતા માટે અન્ય પુરાવાની જરૂર નથી. આમ હોવા છતાં તેઓ જાતે ઘણું કામ કરતા હતા. એક દિવસ તેઓ જંગલમાં ઉંટ ચરાવતા હતા. તે જોઈને તેમના દિકરાએ તેમને કહ્યું, કે લોકો બાદશાહી કરે અને તમો જંગલમાં ઉંટ ચરાવો એ શું સારી વાત છે કે? તે સાંભળીને તેમણે છોકરાની છાતી ઉપર હાથ મૂકી કહ્યું. ચૂપરહો. ખુદા-પાક ઝાત મહેનતી અને પરહેઝગાર બંદાને પસંદ કરે છે એમ મેં રસૂલુલ્લાહ (સ. અ. વ.)થી સાંભળ્યું છે.

## મુસ્લિમ ગવર્નરની જાતમહેનત

હઝરત સલમાન ફારસી મદાઈનના ગર્વનર હતા. જેમને માસિક પાંચ હજાર દીનાર પગાર મળતો હતો. પગારની આટલી ભારે રકમ અલ્લાહના રસ્તે વાપરી નાંખતા હતા. અને પોતાનું ગુજરાન પોતાને હાથે ચટાઈઓ ગુંથીને કરતા હતા.

## હઝરત અલી (૨૦અ) સાહેબની ઝાતમહેનત

હઝરત અલી (ક૦અ૦વ૦)ના મહીમાથી કોઈ અંજાણુ

નથી. હઝરત ફાતમહ (૨૦અ૦) સાથે જ્યારે નિકાહ થયો, ત્યારે વલીમાની દાવત કરવાનું કંઇ સાધન ન હતું. માત્ર બે સાંઢણીઓ હતી. સોની લોકો એક પ્રકારનું ઘાસ વાપરે છે, તે ઘાસ જંગલમાંથી કાપી લાવી સોનીને ત્યાં વેચી વલીમાની દાવતનો સરસામાન એકઠો કર્યો.

## મહાનપેગંબરે કોના હાથ ચૂમ્યા ?

હઝરત અબ્દેરહેમાન બિન ઓફ (૨૦અ૦) સાહેબ હિજરત કરીને મદીના શરીફ પધાર્યા, ત્યારે હઝરત સઆદ બિન રબીઅ (૨૦અ૦) સાહેબ સાથે ભાઇચારો થયો. હઝરત સઆદે પોતાનો અડધો માલ આપવા કહ્યું, ત્યારે તેમણે જણાવ્યું મને એની જરૂર નથી. મને બજારનો રસ્તો બતાવી દો. મતલબકે બઝારમાં ગયા અને ઘી દહીંનો વેપાર શરૂ કર્યો.

હઝરત અલી, હઝરત સઆદ, હઝરત અબ્દુલ્લાહ વગેરે મહાન સહાબીઓ હતા. તેઓ મદીના શરીફમાં અન્સારોની જમીન ખેડતા હતા અને તેમાંથી ગુજરાન ચલાવતા હતા. ઘણા સહાબાઓ લુહારનું કામ પણ કરતા હતા. ઘણાં સહાબીયાત કપડાં વણવાનું કામ પોતાના હાથે કરતાં હતાં. આ કામ કરવામાં તેઓ નાનમ સમજતાં નહતાં.

એક સહાબીના હાથ કાળા પડી ગયા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે તેમ થવાનું કારણ પુછ્યું. તેમણે જણાવ્યું, આખો દીવસ કોદાળી વડે પત્થર ફોડું છું, અને તેની આવકમાંથી બાલ બચ્ચાંનું ગુજરાન ચલાવું છું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે તેમના હાથ ચુમી લીધા.

## અમારી બકરીઓ કોણ દોહશે ?

હઝરત અબુબક્ર (રઽઅ૦) એક મહાન સહાબી હતા, છતાં જાતે કામ કરવામાં શરમાતા નહતા, જાતે બકરાં ચારતા હતા. તેઓ જ્યારે ખલીફા તરીકે ચુંટાયા, ત્યારે મહોલ્લાની એક છોકરીએ કહ્યું, કે હવે અમારી બકરીઓનું દૂધ કોણ દોહી આપશે ?

## મહાન ખલીફાને માથે ગાંસડી

હઝરત અબુબક્ર (ર૦ અ૦) કાપડનો વેપાર કરતા હતા. તેઓ દીન દુન્યાના મહાન ખલીફા હોવા છતાં જાત મહેનત કરવાથી મારી આબરૂ ઘટશે માટે હવે ખલિફા થયા બાદ જાત મહેનત મારે ન કરવી જોઇએ, તેવું સમજતા નહતા. તેઓ ખલિફા તરીકે ચુંટાયા, તેને બીજેજ દીવસે કપડાંની ગાંસડી માથે લઇને બજારમાં વેચવા ગયા. રસ્તામાં હઝરત ઉમર અને હઝરત અબુઓબયદા મળ્યા. તેમણે કહ્યું હવે આપ અમારા ઇમામ થયા છો, માટે આ કામ મૂકીદો અને તમારા ગુજરાન બદલ બયતુલમાલમાંથી અમુક રકમ લેતા રહો. આ દષ્ટાંત ચાલુ સમયના મુસ્લિમ નવજવાનો માટે ખાસ ધડો લેવા જોગ છે.

## પોતાના જોડા પોતે શીવતા

ઇસ્લામી તાલીમના પ્રતાપે હઝરાત સાહાબાએ કેરામ (રઽઅ૦) સાહેબોને જાતે કામ કરવાની આદત પડી ગઇ હતી, બલ્કે બીજાની સેવા કરવામાં પણ તેઓ અચકાતા નહતા. હઝરત ઉમર (રઽઅ૦) સાહેબનો દરજ્જો એક મહાન પાદ-શાહ કરતાં પણ અધિક હતો, છતાં તેઓ વિધવા સ્ત્રીઓ માટે ખભે મશક મૂકીને પાણી ભરી લાવતા હતા. તેમજ

ઇસ્લામી લશ્કરના સીપાહીઓ જ્યારે લડવા જાય, ત્યારે તેમનાં સ્ત્રી બાળકો માટે બઝારથી સોદો ખરીદી લાવી આપતા હતા.

હઝરત ઉસ્માન(ર૦અ) શ્રીમંતાઈમાં કોઈને શક નથી. ઘર આગળ નોકર ચાકર મોજુદ હતા, છતાં પોતાનું કામ જાતેજ કરતા હતા. કોઈને તકલીફ આપતા નહતા. તહજ્જુદ પઢવા રાત્રે ઉઠતા, તો વઝુ પોતે કરી લેતા. કોઇને જગાડતા ન હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ તરફથી તેમને શિક્ષણ મળ્યું હતું, કે માણસે પોતાનું કામ પોતાના હાથે કરવું જોઈએ.

હઝરત અલી (ર૦ અ૦) એક મહાન સહાબી હતા, પરંતુ પોતાનું કામ પોતાની જાતે કરવામાં જરાપણ શરમાતા નહતા. એક આખી રાત બાગને પાણી પહોંચાડયું, તેની મજુરી બદલ થોડાક જવ લીધા. સવારમાં તે રાંધ્યા. તે સમયે એક ફકીર આવ્યો. તેમણે તે ખોરાક ફકીરને આપી દીધો. ઘણા લોકો તેમની પાસે સવાલ પુછવા આવતા હતા, ત્યારે તે પોતાના જોડા ઠીક કરતા હોય, જમીન ખોદતા હોય, કે જંગલમાં ઊંટ ચરાવતા હોય, તેવી હાલતમાં જોવામાં આવતા હતા.

## વહાલી પુત્રીને પિતાએ આપેલો જવાબ

હઝરત ફાતમા ( ર. અ. ) પ્રત્યે આપ (સ. અ. વ.) સાહેબને ઘણું હેત હતું. છતાં તેઓ જાતે કામ કરતાં હતાં. એક દીવસ હઝરત ફાતમા (ર. અ.) સાહેબાએ આપ (સ. અ. વ.) સાહેબની સેવામાં હાઝર થઇ વિનંતિ કરી, કે મારે ઘણું જ ઘર કામકાજ કરવું પડે છે. ઘંટી ફેરવતાં

ફેરવતાં મારે હાથે ફોલ્લા પડી ગયા છે. આપની પાસે આવેલા ગુલામોમાંથી એક મને આપો, તો મારા કામમાં મને મદદ થાય. મદની સરકારે પોતાની વ્હાલી અને એકની એક પુત્રીને જે કહ્યું છે, તે સોનાના અક્ષરે લખી લેવા લાયક છે. આપણે હાલના સમયમાં આપણી ગરીબીની હાલતમાં આપણી ઔલાદને સાધારણ મહેનત પડે તેવું કામ સોંપવા માગતા નથી. પરંતુ આપ (સ. અ. વ.) પ્યારી પુત્રીને શો જવાબ આપે છે? "હું તમને સગવડ આપું અને ગરીબોની સગવડતા ન કરૂં એ મારાથી બને તેમ નથી." હઝરત ફાતમા (ર. અ.) પાછાં ચાલ્યાં ગયાં. આપ (સ. અ. વ.) તેમને ઘેર પધાર્યા અને ફરમાવ્યું તમો જે ચીઝની માગણી કરો છો. તેથી અધિક ઉત્તમ ચીઝ તમને બતાવું? તેમણે કહ્યું હા. આપ (સ. અ. વ.) સાહેબે ફરમાવ્યું કે દરેક નમાજ પછી ૩૩—૩૩ વાર તસ્બીહ અને ૨૪ વાર તકબીર પઢયા કરો.

## મહાન ખલીફા મજુર તરીકે

એક તરફ હઝરતઅલી (ર૦ અ.) સાહેબનો મહાન દરજ્જો જુઓ અને બીજી તરફ આ બનાવ વાંચો. હઝરતઅલી (ર૦ અ૦) સાહેબ પોતે ફર્માવે છે, કે હું એક દિવસ ઝરૂરી કામસર બહાર ગયો હતો. ત્યાં મારા જોવામાં આવ્યું, કે એક સ્ત્રીએ માટીનો મોટો ઢગલો કર્યો હતો અને તેણી તે ઢગલાને પાણીથી ભીંજાવીને ગાર કરવા ઇચ્છતી હતી. મેં એક ડોલ પાણીની મજૂરી એક ખજૂર ઠેરવી. સોળ ડોલ પાણીની મજૂરી બદલ સોળ ખજૂરની પેસીઓ મેળવી, પછી આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં બેસી મેં તે ખજૂર ખાધું.

## અમીર ગરીબનો ભેદભાવ તજવાનો ઇલાજ

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો જ જાતે કામ કરતા હતા, તેટલું જ નહિં, પણ મહાન પેગંબરે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબ પણ જાતે કામ કરતા હતા. આપ (સ૦ અ૦ વ) પોતાને હાથે પોતાના જોડા શીવતા હતા. બકરીઓ દોહતા હતા અને ઉમ્મહાતે મોમેનીન—મુસલમાનોનાં મા સમાન ગણાતાં બીબી સાહેબોના કામમાં મદદ કરતા હતા. ખંદકની લડાઇમાં આપ (સ૦ અ૦ વ) સાહેબની પવિત્ર છાતી ધૂળથી ભરાઈ ગઇ હતી. વળી પોતાના હાથે ઈંટ અને પત્થર ઉંચકી ઉંચકીને સહાબાઓને આપતા હતા.

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો અમુક સંજોગો વશાત જાત મહેનત કરતા હતા, તેમ નથી. પરંતુ આપ (સ૦ અ૦ વ૦) સાહેબની આદર્શ કેળવણીના પ્રતાપે તેઓને જાત મહેનતની ટેવ પડી ગઇ હતી. અમીર કે ગરીબ વચ્ચે કોઇ પ્રકારનો ભેદભાવ ન રહે, તે ખાતર જાતમહેનત કરવાનું શિક્ષણ આપવામાં આવતું હતું.

હઝરત અનસ (૨૦ અ૦) સાહેબ જણાવે છે, કે ઓહદની લડાઇ સમયે જ્યારે મુસલમાનો ઉપર કટોકટીનો સમય આવી રહ્યો હતો, ત્યારે હઝરત આયશા અને હઝરત ઉમ્મે સલીમ (૨૦ અ૦) પાણીની મશકો ભરી લાવતાં હતાં અને ઘાયલ થએલાઓને પાણી પાતાં હતાં.

## ખલીફા સાહેબનાં દીકરી ખજુરના ઠળીઆ એકઠા કરે છે.

હઝરત અસ્મા (૨૦ અ૦) હઝરત અબુબક્ર (૨૦ અ૦) સાહેબનાં દિકરી હતાં. તેઓ અરબસ્તાનના એક શ્રીમંત

કુટુંબનાં ગણાતાં હતાં, છતાં સાધારણમાં સાધારણ કામ પોતાના હાથે કરતાં હતાં. હઝરત ઝોબયર (ર૦ અ૦) સાહેબ જેવા એક ગરીબ સ્થિતિના સહાબી સાથે તેમનો નિકાહ થયો હતો. હઝરત ઝોબયર (ર૦ અ૦) સાહેબની પુંજી માત્ર એક ઘોડો અને એક ઉંટ હતું. હઝરત અસ્મા (ર૦ અ૦) આ બે જાનવરોની સંભાળ પોતે કરતાં હતાં, તે ઉપરાંત ઘર કામકાજ કરતાં હતાં. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે હઝરત ઝોબયર (ર૦ અ૦) સાહેબને ઝમીનનો એક ટુકડો આપ્યો હતો. હઝરત અસ્મા (ર૦ અ૦) સાહેબા ત્યાં જતાં હતાં. ખજૂરના ઠળીઆ એકઠા કરતાં હતાં, પછી ત્રણ ફર્લાંગ જેટલે દૂર આ ઠળીઆ ઉંચકીને પોતાને ઘેર આવતાં હતાં.

હઝરત ઝયનબ (ર૦ અ૦) સાહેબની શાદી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ નામના એક ગરીબ સહાબી સાથે થઈ હતી. તેમને હસ્ત ઉદ્યોગનાં ઘણાં કામ આવડતાં હતાં, તે કામ કરીને તેની ઉપજથી ઘરનો ખર્ચ નીભાવતાં હતાં.

## ચાલુ સમયના નવજવાનોને બોધપાઠ

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબનાં આદર્શ જીવન ચરિત્રો પૈકી જાતમહેનત કરવાનું સદાચરણ ચાલુ સમયના નવજવાનો માટે ખાસ બોધદાયક છે. આજકાલના નવજવાનો જાતમહેનત કરવામાં હલકાશ સમજે છે. સ્વાભિમાન અને સેલ્ફ રિસ્પેકટનો એવો ખોટો અર્થ તેઓ સમજી બેઠા છે, કે જાતમહેનતને કલંકરૂપ સમજે છે, આથી કરી આજકાલના નવજવાનો પોતાનાં માબાપ અને સગાંવહાલાં માટે ભારરૂપ બની જાય છે. પોતાની ધારણા મુજબનું કામ

ન મળે, ત્યાં સુધી તેઓ કોઇ કામ ઉપર લાગુ થતા નથી, જેથી તેઓ બેકાર બની જાય છે, જેના પરિણામે તેમનું વર્તન બગડવાનું ભયંકર પરિણામ નીપજે છે. અમો ચાલુ સમયના મુસ્લિમ નવજવાનોને ભારપૂર્વક વિનંતિ કરીએ છીએ, કે તમો ગમે તેવા ઉચ્ચ કુટુંબના, ગમે તેવી ઉચ્ચ કેળવણી પામેલા અને ગમે તેવા શ્રીમંત હશો, છતાં તમો આપ (સ૦ અ૦ વ૦) સાહેબના પ્યારા ફર્ઝંદો, પ્યારા સહાબાએકેરામ (ર૦ અ૦) અને મહાન ખલીફાએ રાશેદીન (ર૦ અ૦) સાહેબોથી અધિક આબરૂદાર કદિ જ ગણાવાના નથી. આપ (સ૦ અ૦) સાહેબના પ્યારા ફર્ઝંદો, પ્યારા સગાઓ, કુરેશના મહાન પુરુષો વગેરે મહાન વિદ્વાન અને મહાન પ્રતાપી તથા પવિત્ર પુરુષો હોવા છતાં જંગલમાંથી ઘાસ કાપી લાવી, તે બજારમાં જઈને વેચતા હતા, છતાં તેમ કરતાં તેમની વિદ્વતા, તેમની ખાનદાની મોટાઇ વગેરે વચમાં આડ કરતી ન હતી, તો હાલના મુસ્લિમ નવજવાનોની વિદ્વતા અને ખાનદાની મોટાઈ શા હિસાબમાં છે? જો આપણા નવજવાનો હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોનાં પવિત્ર આદર્શ જીવન ચરિત્રો ઉપરથી માત્ર આ વિષય ઉપર ધ્યાન આપીને તેનું અનુકરણ કરે, તો આશા છે, કે મુસ્લિમ સૃષ્ટિનું ભવિષ્ય આવતીકાલે ઉન્નતીના સ્વરૂપમાં પલટાઇ જવાનો સંભવ છે.

એક સહાબી પત્થર ફોડી ફોડીને પોતાનાં બાલબચ્ચાંનું ગુજરાન કરતા હતા, જેથી તેમના હાથ કાળા થઇ ગયા હતા. તે જોઇને ઇસ્લામના મહાન પેગંબર (અ૦ અ૦) સાહેબ

તે સહાળીના હાથને ચૂંબન કરી લે છે. આ કેટલો હૃદય-દ્રાવક બનાવ છે. જે કામ કરવાને અમારા વહાલા આકાયે નામદાર (સ૦ અ૦ વ૦) સાહેબ પસંદ કરે, તેવાં કામ કરવાને ચાલુ સમયના નવજવાનો જો કલંકરૂપ સમજતા હોય, તો ઘણું જ ખેદકારક છે. આ મનોદશા આગળ હાલની કેળવણી અને હાલની વિદ્યા કોમને ઉન્નતિને માર્ગે કદિ દોરી શકશે નહિં.



## હવાએ કવમી

યારબ હમારે દિલમેં ભર દે હવાયે કવમી
અકસે સદાયે કુન હો દર્દે નિદાયે કવમી
જો દર્દમેં મઝા હય હમદર્દ જાન્તે હયેં
યેહ દર્દ જાનો દિલ હયે મુશ્કિલ કુશાયે કવમી
બિસ્મિલકી યેહ દુઆ હય, આબાદ હો ઝમાના
આંખોં મેં દિલમેં હર એક બસ્તી બસાયે કવમી

## નાલએ યતીમ

ઇમાનવાલો ચેનસે બૈઠે હૂયે હો અપને ઘર
હય કયા ઝુરૂરત યેહ તુમ્હેં લો દર્દમંદોંકી ખબર
તુમ પેટ ભરકર ખાતે હો, તુમ ઠંડા પાની પીતે હો
હમ ભૂખે પ્યાસે ફિર રહે હયેં મારે મારે દર બદર
પેહનો લિબાસે ફાખેરા અચ્છીસે અચ્છી હય કબા
હમકોભી દેખોતો ઝરા ચિથડા નહિં હય જીસ્મ પર

# મહાન પેગંબર પ્રત્યે પ્રાચીન મુસલ-માનોનો અપૂર્વ પ્રેમ.

**સાલારે કારવાં હય, મીરે હિજાઝ અપના**
**ઇસ નામપે હય બાકી આરામે જાં હમારા**

અલ્લાહપાક ફર્માવે છે, કે કુલ્ ઈન્કાના આબાઓકુમ વ અબ્નાઓકુમ વ અઝવા જોકુમ વ અશીરતોકુમ વ અમ્વાલો નિકતરફ્તોમૂહા વ તેજારતુન તખ્શવના કસાદહા વ મસાકેનો તર્દવનહા અહબ્બા એલયકુમ મેનલ્લાહે વરસૂલેહી વ જેહાદીન ફી સબીલેહી ફતરબ્બસૂ હત્તા યાતેયલ્લાહો બે અમ્રેહી અર્થાત:—અલ્લાહપાક નબી (સ૦અ૦વ) સાહેબને હુકમ ફર્માવે છે, કે તમો સર્વને ખબર આપો, કે તમારા બાપ, તમારી ઓલાદ, તમારૂં કુટુંબ અને તમોએ મેળવેલો માલ અને જે વેપારમાં તમને ખોટ જવાની ધાસ્તી છે. તથા તમને જે મકાન પસંદ છે. તે સર્વે અલ્લાહ અને તેના રસૂલ તથા તેના માર્ગમાં જિહાદ કરવાથી વધારે પ્રિય હોય, તો અલ્લાહનો હુકમ તમારા ઉપર લાગુ થાય અને તમો તેના કોપમાં પકડાઈ જાવ, તે સમયની રાહ જુઓ.

પ્રિય વાંચક બંધુઓ! હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબો આપણી માફક ઉપરોક્ત ફર્માન માત્ર વાંચી જાણતા

હતા, એટલુંજ નહિં, બલ્કે તેના ઉપર તેમણે સંપૂર્ણ અમલ કરી બતાવ્યો હતો, તેઓ પોતાનાં સર્વ સગાંવહાલાં અને માલમિલ્કત કરતાં અલ્લાહ અને તેના રસૂલ તથા તેમના હુકમ પ્રત્યે વધુ હેત રાખતા હતા. પોતાનો પ્રાણ પણ અર્પણ કરતા હતા. આ પ્રમાણેના પ્રેમને લીધે હઝરત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબોનાં પવિત્ર નામ અમર થઈ ગયાં છે, તેમજ તેઓ બંને દુન્યાનાં સુખ વૈભવ સંપાદન કરી ચૂકયા છે. હઝરત અનસ (ર૦અ) સાહેબ જે કપડું બિછાવી ખાણું લેતા હતા. તે કપડું કદિ ધોબીને ધોવા આપતા ન હતા. જ્યારે જ્યારે આ કપડું મેલું થાય, ત્યારે આગમાં નાખી દેતા હતા, જેથી જેટલો મેલ હોય, તે બળીને ભષ્મ થઈ જાય અને કપડું સાફ થઈ જાય, પરંતુ તેને આગનો જરાએ ડાઘ લાગે નહિં. લોકોએ આ પ્રમાણે થવાનું કારણ પૂછ્યું. તેમણે જણાવ્યું, કે આપ (સ૦અ૦વ) સાહેબે એક વખત આ દસ્તરખાન સાથે પોતાના પવિત્ર હાથ લૂંછ્યા હતા, તેથી તેના ઉપર આગ હરામ થઈ ગઈ છે. સુબ્હાનલ્લાહ! જે કપડા ઉપર આપ (સ૦ અ૦ વ) સાહેબનો પવિત્ર હાથ એક વખત ફરે, તેના ઉપર આગ હરામ થઇ જાય, તો પછી જે હૃદય ઉપર આપ (સ૦ અ૦ વ) સાહેબની મહોબ્બત –પ્રેમનો સિક્કો બેસી ગયો, તે હૃદય અને તે શરીરને દોઝખની આગ શી રીતે અડકી શકે? હઝરત અનસ (ર૦ અ) સાહેબ માટે આપ (સ૦ અ૦ વ) સાહેબે ઉંમર, દોલત અને ઓલાદ માટે ભલી દુઆ કરી હતી, તેથી તેઓ સાહેબ સો વરસ ઉપરાંત લાંબી ઉંમર ભોગવી ચૂકયા હતા. તેમની પાસે અનેક બાગ હતા. સામાન્ય લોકના બાગ વરસમાં એક વખત

ફળતા ફૂલતા હતા, ત્યારે તેમના બાગ વરસમાં બે વખત ફળતા ફૂલતા હતા. તેમની ઓલાદ એટલી બધી હતી, કે તેમની હયાતીમાં પુત્ર, પૌત્ર, દૌહિત્ર વગેરે મળીને એકસો વીસ ફર્ઝંદનું સુખ જોઈ શકયા હતા.

હઝરત રસૂલે કરીમ (સ૦અ૦વ) સાહેબ પ્રત્યે હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો જે પ્રેમ દાખવતા હતા. તેનો નમુનો દુન્યાના ઈતિહાસમાં કોઈપણ અન્ય પ્રજા પોતાના માર્ગદર્શક પ્રત્યે બતાવી શકતી નથી. પતંગીઉં જેમ દીવા ઉપર કુર્બાન થઈ જાય છે, તેવો પ્રેમ હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબો હઝરત રસૂલેકરીમ (સ૦અ૦વ) સાહેબ પ્રત્યે ધરાવતા હતા, અત્રે તેના અમુક દાખલા રજુ કરવામાં આવે છે.

## કોણ મર્યું તેની મને પર્વા નથી–હું પૂછું તે કહો

પુરુષો ઉપરાંત મુસ્લિમ બહેનો પણ આપ (સ૦અ૦વ) સાહેબ પ્રત્યે ગાઢ શ્રદ્ધા ધરાવતી હતી. તેઓ આપ (સ૦અ૦વ)ની પવિત્ર ઝાત મુબારકને સર્વે પ્રિય વસ્તુઓ કરતાં અધિક ગણતી હતી. આપ (સ૦અ૦વ) સાહેબ ઓહદની લડાઈમાંથી પાછા ફરીને લગભગ મુલ્કે શામ સુધી સહાબાઓ સાથે આવી પહોંચ્યા હતા. આ લડાઈમાં આપ (સ૦અ૦વ) સાહેબની શહાદતની અફ્વા ફેલાઈ ગઇ હતી, જેથી મદીનાવાસી બહેનો ગભરાએલી સ્થિતિમાં રસ્તાઓ ઉપર આવીને ઉભી હતી. તેઓ ઉંચી ઉંચી નજરે આવનાર માણસોની રાહ જોતી હતી. અને આપ (સ૦અ૦વ) સાહેબ સંબંધી સમાચાર પૂછવાને આકુળ વ્યાકુળ થઇ ગઇ હતી. તેવામાં એક અન્સારી લડાઈ

તરફથી આવતો જણાયો. તેને એક મુસ્લિમ બાઇએ આપ (સ૦ અ૦ વ) સાહેબની તંદુરસ્તીના સમાચાર પૂછયા. આવનાર માણુસ આપ (સ૦ અ૦ વ) સાહેબની સલામતીથી વાકેફ હતો, જેથી તે સંબંધી કાંઈ કહ્યું નહિં, પરંતુ કહ્યું, કે તમારા પિતા શહીદ થયા છે. તેણીએ પિતાના સમાચાર તરફ કાંઈ ધ્યાન ન આપતાં આપ (સ૦ અ૦ વ) સાહેબ સંબંધી ફરી પ્રશ્ન કર્યો. પેલા માણુસે તે સવાલનો જવાબ ન આપ્યો? કારણુકે તેને તો આપ (સ૦ અ૦ વ) સંબંધી સંતોષ હતો, પરંતુ તેણે કહ્યું, કે તમારા ભાઈ શહીદ થયા છે. પેલી બાઈએ આ સમાચાર તરફ પણુ કાંઇ ધ્યાન ન આપતાં ફરી આપ (સ૦ અ૦ વ૦) સાહેબ સંબંધી સવાલ પૂછયો. તેણીને મન તો બાપ, ભાઇ, બહેન કરતાં આપ (સ૦ અ૦ વ) સાહેબનો સવાલ અધિક હતો. પેલા માણુસે આ વખતે પણુ પણુ પૂછેલો જવાબ ન આપતાં કહ્યું, કે તમારા ધણિ શહીદ થયા છે. આ સમાચાર તેણી માટે ઘણા જ દુ:ખદ હતા, પરંતુ તેણીએ તે તરફ ધ્યાન ન આપતાં ગભરાટ સાથે ફરી પૂછયું કે, મને તમારા આ જવાબોની કાંઈ જરૂર નથી. કોણુ મર્યું અને કોણુ જીવ્યું. તે જાણુવાની મને મુદ્દલ ઝરૂર નથી. આપ (સ૦ અ૦ વ૦) સંબંધી શા સમાચાર છે, તે ઝટ બોલો. છેવટે પેલા માણુસે કહ્યું, કે અલ્લાહના ફઝલથી આપ (સ૦ અ૦ વ૦) સહી સલામત છે, અને તેઓ અત્રે પધારી રહ્યા છે. આટલું સાંભળતાં તેના જીવમાં જીવ આવ્યો. એક ઘડી ઉપર જે પોતાનાં અંતરનાં સગાંના દુ:ખદ સમાચાર સાંભળી ચૂકી હતી. તે આપ (સ૦ અ૦ વ૦) ના શુભ સમાચાર સાંભળીને અચાનક બોલી ઉઠી, કે જા આપ (સ૦

અ૦ વ.) સાહેબ હયાત છે, તો સર્વ આફતો તુચ્છ છે."

## હઝરત માલીકે બતાવેલો પ્રેમ

હઝરત સહાબાએ કેરામ (ર૦ અ૦) આપ (સ૦ અ૦ વ૦) સાહેબ પ્રત્યે કેટલો અગાધ પ્રેમ ધરાવતા હતા. તે માત્ર એક દષ્ટાંત ઉપરથી જ સમજી શકાશે. ઓહદની લડાઈમાં આપ (સ૦ અ૦ વ૦) નો મુબારક ચેહરો ઝખ્મી થવાથી લોહી વહેવા લાગ્યું. હઝરત માલિક બિન સનાન (ર૦ અ૦) સાહેબ દોડી ગયા અને લોહી ચૂસી લીધું. લોહી ઝમીન ઉપર પડે, તો બે અદબી થાય, તે વિચારથી ચૂસેલું લોહી પી ગયા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે મારા લોહી સાથે જેનું લોહી ભળેલું હોય, તેવો માણસ કોઈને જોવો હોય, તો માલિક બિન સનાનને જોઈ લેવા. હઝરત માલિક (ર૦ અ૦) ઘણી વીરતા દર્શાવીને આખરે શહીદ થાય છે.

## ઇશ્કે રસૂલનો અજબ પ્રકાર

બદરની લડાઈ વખતે આપ (સ૦ અ૦ વ૦) હાથમાં એક તીર લઈને લશ્કરને એક કતારમાં ગોઠવી રહ્યા હતા. હઝરત સવાદ નામના એક સહાબી જરાક આગળ ઉભા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે તીરનો ઈશારો કરીને સહેજ પાછા હઠવાને ફર્માવ્યું. તે વખતે તીરની લાકડી તેમની છાતીમાં સહેજ અફળાઈ ગઈ. તે સહાબીએ હિમ્મત કરીને વિનંતિપૂર્વક કહ્યું, કે યારસૂલુલ્લાહ! ખુદા પાકે આપને ન્યાય કરવા માટે મોકલ્યા છે, પરંતુ આપે મને નાહક તીર માર્યું છે. હું તો આનો બદલો લઈશ. આ સાંભળીને અન્ય

અસહાબો મનમાં કુંચવાવા લાગ્યા અને વિચારવા લાગ્યા, કે આ બે અદબની જીભ કાપી નાખવી જોઈએ. અદબને લીધે તેઓ કાંઇ બોલી શકયા નહિં. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ તો ન્યાયની પ્રતિમા સમાન હતા. પોતે કોઇના ઉપર સખ્તી કરી છે, તેવો વિચાર કોઈના દિલમાં રહે, તેમ આપ (સ૦ અ૦ વ૦) સાહેબ ઈચ્છતા જ ન હતા. આપે ફર્માવ્યું, કે બેશક. તમો મારા પ્રત્યે બદલો વાળી લો. પેલા સહાબીએ વિનંતિ કરી, કે યા રસૂલુલ્લાહ! મારી છાતી ઉઘાડી હતી. તે હાલતમાં આપનું તીર મને વાગ્યું હતું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે આ સાંભળીને પોતાની છાતી ઉપરથી કપડું હઠાવી દીધું. ત્યારબાદ શો બનાવ બન્યો હતો. તે પ્રેમની દુન્યામાં સદાને માટે કાયમ રહેશે! હઝરત સવાદ (ર૦ અ૦) આગળ ધસ્યા અને અદબ તથા પ્રેમપૂર્વક પોતાના પ્યારા આકાએ નામદાર (સ૦ અ૦ વ૦) ની પવિત્ર છાતીને ચૂંબન કર્યું. આ પ્રમાણે વર્તીને પોતાના આત્માને શાન્ત કર્યો. આપ (સ૦ અ૦ વ) સાહેબે હસતે ચહેરે પૂછયું, કે સઆદ! તમને આ શું સૂઝયું? હઝરત સઆદ (ર૦ અ૦) સાહેબે દર્દભરી ભાષામાં વિનંતિ કરી, કે યા રસૂલુલ્લાહ! એક મહાન દુશ્મન સાથે મુકાબલો કરવાનો છે. લડાઈનું મેદાન ગરમ થવાની અણી ઉપર છે. કોણ જીવે છે અને કોને શહાદત મળે છે. તે તો માત્ર ખુદા જ જાણે છે. આ પવિત્ર શરીરને નીહાળવાનો પ્રસંગ મળશે કે કેમ? તે એક ગંભીર પ્રશ્ન છે. મારા દિલમાં વિચાર ઘોળાયા કરતો હતો, કે આપ (સ૦ અ૦ વ.) સાહેબના પવિત્ર શરીરને સ્પર્શવાનો મુબારક પ્રસંગ મને પ્રાપ્ત થશે કે કેમ? મેં આ ઉપરથી નિશ્ચય

કરી લીધો હતો, કે મરતાં અગાઉ એક વખત આપના પવિત્ર શરીરનો સ્પર્શ કરી લઉં. આ આશા માટે મેં આ પ્રયત્ન આદર્યો હતો.

## મરણ પથારીથી આવેલો સંદેશો

હઝરત સઆદ બિન રબીઅ (ર૦ અ) સાહેબ એક લડાઇમાં સખ્ત ઘાયલ થયા હતા. આં હઝરત (સ૦ અ૦ વ) સાહેબે તેમની તપાસ કરવાને હઝરત અબી બિન કઆબ (ર૦ અ) સાહેબને મોકલ્યા. તેઓ શોધતા શોધતા મહા મહેનતે હઝરત સઆદ (ર૦અ) સાહેબ પાસે પહોંચ્યા. તે વખતે તેઓ છેકજ મરણ પથારીએ હતા અને છેવટનો શ્વાસ લઇ રહ્યા હતા. હઝરત અબી (ર૦ અ) સાહેબે તેમને પૂછ્યું, કે કાંઇ સંદેશો કહેવા જેવો હોય, તો કહો. હવે દરેક વાંચક બિરાદરે વિચારવાનું છે, કે જ્યારે પોતે આવી સ્થિતિમાં હોય, તો શો સંદેશો કહે ? આ સમયે બાલ, બચ્ચાં, સ્ત્રી, સગાં વહાલાં લેણદેણ વગેરે બાબતોના વિચાર નજર સામે ઉપરા છાપરી તરી આવશે. જેમ બને તેમ પોતાનાં બાળકો અને સ્ત્રીના ભવિષ્ય માટે સવિસ્તર વસિયત કરવાનું મન થશે. મતલબકે દુનિયાનો ગમે તે માણસ સ્વાભાવિક રીતે મરણની છેલ્લી ઘડીએ જ્યાં સુધી તેનામાં બોલવાની શક્તિ હોય, ત્યાં સુધી પોતાની માલ મીલ્કત, બાલ બચ્ચાં અને સગાં વહાલાંની દેખરેખ રાખવાની વસિયત કરવાનો પ્રયત્ન કરશે, પરંતુ આ નેક નામ નવજવાને પોતાની છેલ્લી ઘડીએ જે શબ્દો ઉચ્ચાર્યા છે, તે ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખવા યોગ્ય છે. તે જાણતા હતા, કે હવે મારી આંખો સદાને માટે થોડાક

સમયમાંજ બંધ થઈ જવાની છે. મારાથી હવે બોલી શકાવાનું પણ નથી. મારાં સગાં વહાલાંની સંભાળ માટે વસીઅત કરવાનો આટલો સમય મારે માટે ઘણોજ કીંમતી છે. થોડીક મીનીટો પછી તે સમય પણ ચાલ્યો જશે, અને મારાં સગાં વહાલાં માટે મારાથી કાંઇ પણ કહી શકાવાનું નથી. તે આટલું બધું જાણતા હતા. તેમને પોતાની સ્થિતિનું ભાન હતું. તેમનું હવે એક બે ઘડીમાં શું થવાનું છે? તે પણ તે જાણતા હતા, છતાં તેમની નજર સામે પોતાનાં બાળકો, સ્ત્રી અને સગાં વહાલાંનો જરાય ખ્યાલ ન આવ્યો. આ મર્દે ખુદાએ પોતાની સર્વ શક્તિ એકત્ર કરીને નીચે મુજબનો છેવટનો સંદેશો આપ્યો.

મારા મુસ્લિમ બિરાદરોને મારો આટલો સંદેશો પહોંચાડી આપો. મારી કોમને કહેજો, કે જો તમારી હયાતિમાં હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ) સાહેબને કોઈ પણ પ્રકારની તકલીફ પહોંચશે, તો યાદ રાખજો, કે ખુદા તઆલાના દરબારમાં તમારો કોઈ પણ જવાબ સાંભળવામાં આવશે નહિં. આટલું બોલતાંની સાથેજ આ બહાદુર મુસલમાને પોતાની આંખો સદાને માટે બંધ કરી દીધી.

## સફવાન કેમ આભો બની ગયો?

ઓહદની લડાઈ પછી અમુક લોકોએ આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં વિનંતિ કરી હતી, કે અમને અમારા કબીલાઓમાં ઈસ્લામનો પ્રચાર કરવાની મંજુરી આપો, આ બાબતસર ચિઠીઓ નાખવામાં આવી હતી. જેમાં સિત્તેર સહાબીઓ આ કામ માટે નિર્માણ થયા હતા.

દુશ્મનોએ તે પઈકી બધાને શહીદ કર્યા હતા. માત્ર બે જીવતા હતા. દુશ્મનોએ તે બંનેને કેદ કરી લીધા હતા. સફ્વાન બિન ઉમ્મિયાએ હઝરત ઝયદ (૨૦ અ) સાહેબને ખરીદી લીધા હતા. સફ્વાન સમજતો હતો, કે તેઓ મારા બાપના ખુની છે, જેથી તેણે તેમને શહીદ કરવાના વિચારથી ખરીદ્યા હતા. તેમને કતલખાનામાં ઉભા કર્યા. હવે તેમના મોતનાં ચોઘડીઆં વાગી રહ્યાં હતાં. તે વખતે સફ્વાનના એક માણસે તેમને પૂછ્યું, કે તમારા બદલે હઝરત મોહમ્મદ (સ૦ અ૦ વ) અમારા કબ્જામાં આવે, અને તમો તમારાં બાલ બચ્ચાં સાથે તમારા ઘરમાં સુખ ચેનથી બેસો, તેવું બને, તો તમને પસંદ છે, કે નહિં? હઝરત ઝયદ (૨૦ અ) સાહેબે નિડરતાથી જવાબ આપ્યો. તમો આ શું બકો છો? નઉઝો બિલ્લાહ આપ (સ૦ અ૦ વ) સાહેબ કેદ થઈ કતલખાનામાં ઉભા રહેવાની વાત તો ઘણીજ ભયંકર ગણાય, પરંતુ હું ખુદાની કસમ ખાઈને કહું છું, કે આપ (સ અ૦ વ) સાહેબના પવિત્ર પગમાં કાંટો વાગે અને હું ઘરમાં સુખ ચેનથી બેસી રહું, તેટલું એ હું પસંદ કરતો નથી. આ સાંભળતાં સફ્વાન તો આભોજ થઈ ગયો. અને કહેવા લાગ્યો, કે હઝરત મોહમ્મદ (સ૦ અ૦ વ૦) સાહેબના દોસ્તો તેમના પ્રત્યે જે પ્રેમ ધરાવે છે. તેનો જોટો આ દુન્યામાં કોઇ સ્થળે મળી શકે તેમ નથી..

## મહાન પેગંબરની નિદ્રા કેવી હતી?

હઝરત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો આપ (સ૦ અ૦ વ) સાહેબની દેખરેખ હર હાલતમાં રાખતા

હતા. એક વખતે એક સફરમાં એક સ્થળે મુકામ નાખ્યો. આપ (સ૦ અ૦ વ) સાહેબે સર્વેને ફરમાવ્યું, કે પાણીની સગવડ કરી લો, નહિં તો સવારમાં અડચણ વેઠવી પડશે, સર્વે સહાબા પાણીની તપાસમાં આમ તેમ નીકળી પડયા. આપ (સ૦ અ૦ વ) સાહેબ ઉંટ ઉપર સવાર હતા. ઉંઘનાં ઝોકાં આવવા લાગ્યાં. થોડીક વારમાં તો ખરેખર ઉંઘીજ ગયા. હઝરત અબૂકતાદા (ર૦ અ) સાહેબ સંભાળ રાખવાને પાસે બેસી ગયા. આપ (સ૦ અ૦ વ) સાહેબ ઉંઘમાં ને ઉંઘમાં જે તરફ ઝુકી જતા, તે તરફ હઝરત અબૂકતાદા (ર૦ અ) સાહેબ ટેકો આપતા હતા. મતલબ કે આપ (સ૦ અ૦ વ) ઉંટ ઉપર હતા અને ઝોકું ખાવાથી તેમની ઉંઘમાં અડચણ ન પડે, તેવી કાળજી રાખતા હતા. આ આ પ્રમાણે લાંબો વખત વીતી ગયો. એક વખતે ટેકો આપતાં આપ (સ૦ અ૦ વ) સાહેબની આંખ ઉઘડી ગઈ, તો ફર્માવ્યું, કે જેમ તમે અલ્લાહના રસૂલની દેખરેખ રાખી છે, તેમ અલ્લાહ તમારી દેખરેખ રાખશે.

## હઝરત અબૂતલ્હા (ર૦ અ૦)ના હાથનું શું થયું ?

હઝરત અબૂતલ્હા (ર૦ અ૦) સાહેબે વીસ વરસની ઉમ્મરે ઇસ્લામ ધારણ કર્યો હતો. અમુક મુસલમાનોની ભૂલના પરિણામે ઓહદની લડાઈમાં દુશ્મનોએ બીજી વાર હુમ્લો કર્યો હતો. તે વખતે આપ (સ૦ અ૦ વ૦) સાહેબની આજુબાજુ માત્ર થોડા જ આદમી રહી ગયા હતા. હઝરત અબૂતલ્હા (ર૦ અ૦) સાહેબે તે વખતે જાનના જોખમે આપ (સ૦ અ૦ વ૦) સાહેબની દેખરેખ રાખી હતી. તેઓ આપ

(સ. અ. વ.) સાહેબની આગળ ધસી આવતા હતા અને દુશ્મનો તરફથી જે તીર આવે, તે પોતાના એક હાથ ઉપર ઝીલતા હતા. તીર જ્યારે હાથ ઉપર વાગે, ત્યારે દુ:ખ તો ઘણુંએ થતું, પરંતુ હાથને ઝરા હલાવતા સરખા નહિ. અરે! દુ:ખની વેદના થાય, છતાં જરા સિતકારી સરખી મુખેથી કરતા ન હતા, કારણ કે સહેજસાજ હાલવા જાય અને હાથ આઘોપાછો હઠી જાય, તો આપ (સ. અ. વ.) સાહેબને કાંઇ નુકસાન પહોંચી જાય, તે માટે એક હાથ ઉપર દુશ્મનોનાં તીર ઝીલતા હતા. તેમણે એક હાથ ઉપર એટલાં બધાં તીર ઝીલ્યાં હતાં, કે તેમનો તે હાથ છેકજ છેદાઇ જવાથી નકામો થઇ ગયો હતો.

## સમુદ્રમાં કૂદી પડવાની તૈયારી

બદરની લડાઇ વખતે આપ (સ૦ અ૦ વ) સાહેબે અલ્લાહપાકની આજ્ઞા અનુસાર હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોને લડાઇ થવાની ખબર આપી ન હતી. મદીના શરીફથી બહાર નીકળ્યા બાદ તેમને સર્વ હકીકતથી વાકેફ કર્યા અને લડાઇ સંબંધી સલાહ માગી, કે હવે આપણે શું કરવું? ઘણાખરા સહાબા (ર૦ અ૦) સાહેબોએ જોશીલા શબ્દોમાં વિનંતિ કરી, કે અમારો જાનમાલ અલ્લાહના માર્ગમાં હાઝર છે. અમો મેદાનમાં હરપળે લડવાને તૈયાર છીએ. આમ છતાં આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે લોકો! હવે આપણે શું કરવું, તેની સલાહ આપો. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ પોતાની રઝામંદી અને જાન અર્પણ કરવાનો ફરીવાર દિલાસો

આપ્યો. હઝરત મિકાદબિન અસ્વદ (ર૦ અ૦) નામે એક સહાબીએ પૂરજોશ વ્યાખ્યાન આપતાં વિનંતિ કરી, કે યા રસૂલુલ્લાહ! હઝરત મૂસા (અ૦ સ૦) ના સહાબીઓએ જવાબ આપ્યો હતો, કે જા. તું અને તારો રબ લડયા કરો. અમો અહીંઆ બેઠા છે, તેવો જવાબ અમો નહિં આપીએ. આપ જ્યાં ફાવે, ત્યાં અમને લઈ જાવ. અમો આપની જમણી તરફ લડીશું. ડાબી તરફ લડીશું. આગળ લડીશું. પાછળ લડીશું. જ્યાં સુધી દુશ્મન અમારી લાશોના ઢગલા ઉપર થઈ પસાર ન થાય, ત્યાં સુધી દુશ્મન આપ સાહેબ સુધી પહોંચી શકે નહિ, તેની જરૂર ખાતરી રાખજો. આમ છતાં આપ (સ૦અ૦વ) સાહેબે ફરી ફર્માવ્યું, કે લોકો! હવે આપણે શું કરવું? તેની સલાહ આપો. હઝરત સઆદ બિન મઆઝ (ર૦અ) સાહેબ મદીનાવાસી અન્સારીએ વિનંતિ પૂર્વક કહ્યું, કે યા રસૂલુલ્લાહ! આપ ખાસ કરીને મદીનાવાસીઓની સલાહ માગતા હોય, તેમ મને લાગે છે. ખરેખર સ્થિતિ તો તેવીજ છે. મદીના ઉપર હુમ્લો થાય, તો બચાવ કરવા સંબંધી મદીનાવાસીઓ સાથે કરાર થયો હતો. હવે તો મદીના શરીફની બહાર લડાઈ થવાનો સંભવ છે. થએલા કરાર મુજબ મદીના વાસીઓને બહારની લડાઇમાં જાણી બુજીને સંડોવવાને આપ (સ૦અ૦વ) સાહેબ ઇચ્છતા ન હતા. આ કારણથી આપ (સ૦અ૦વ) સાહેબ મદીના વાસીઓનો અભિપ્રાય જાણવા ઈચ્છતા હતા. હઝરત સઆદ (ર૦ અ) સાહેબે વિનંતિ પૂર્વક કહ્યું, કે યા રસૂલુલ્લાહ! ખુદાની કસમ પૂર્વક હું જણાવું છું કે, અમો જ્યારે આપને સાચા સમજીને ઈમાન લાવ્યા છીએ, તો હવે કરારનામાનો શો આધાર? અમો જ્યાં સુધી આપને

પૂરા ઓળખી શકયા ન હતા, ત્યાં સુધીજ કરારનામાની જ-રૂર હતી. હવે તો અમો આપ સાહેબને દેખી શકયા છીએ. જે ખુદાએ આપને સત્ય સાથે અમારી અંદર મોકલ્યા છે, તે ખુદાની કસમ પૂર્વક જણાવું છું, કે આપ જો સમુદ્રમાં કૂદી પડવાની અમને આજ્ઞા કરશો, તો અમારામાંથી એક પણ પાછો પડે નહિં.

## ખોટી અફવા સાંભળી શું કર્યું?

હઝરત ઝોબયર (ર૦અ) સાહેબે માત્ર સોળ વર્ષની ઉમ્મરે ઇસ્લામ ધારણ કર્યો હતો. તેઓ ઘણાજ અટલ વિચાર-વાળા હતા. તેમજ આત્મભોગ આપનારા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબ સાથે બેહદ પ્રેમ રાખતા હતા. એક દિવસ નઉઝો બિલ્લાહ કોઇએ અફવા ઉડાવી, કે દુશ્મનોએ આપ (સ૦અ૦વ) સાહેબને કેદ કરી લીધા છે. આ ખબર હઝરત ઝોબયર (ર૦ અ) ને થઈ. તેઓ બેચેન થઈ ગયા. આ સમયે મક્કા શરીફમાં મુસલમાનોનું કાંઇજ ઝોર ન હતું, છતાં તેઓ ખુલ્લી તલ્વારે લોકોની વચમાં રહીને આપ ( સ૦ અ૦ વ ) સાહેબની સેવામાં જઈ પહોંચ્યા. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે આ સ્થિતિમાં આવવાનું કારણ પૂછયું. તેમણે સર્વ બીના કહી સંભળાવી, જેથી આપ (સ૦અ૦વ) ઘણા રાઝી થયા.

## શું પવિત્ર આત્મા ઉડી ગયો?

હઝરત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો આપ (સ૦ અ૦ વ) સાહેબના અંગરક્ષક તરીકે ખરી સેવા બજાવતા હતા. તે વર્ણન અગાઉ જણાવવામાં આવ્યું છે. ઓહદની લડાઇમાં જેમણે ખરી કટોકટીના સમયે આપ (સ૦ અ૦ વ) ની

સંભાળ રાખી હતી. તેમાં હઝરત અબ્દેરેહમાન બિન અવફ (રઝ અ) સાહેબ પણ હતા. તે લડાઈમાં તેમના બદન ઉપર વીસ ઘા પડ્યા હતા, છતાં પાછા હઠ્યા નથી. પગમાં એક એવો કારી ઘા વાગ્યો હતો, કે તેથી તેઓ ઝિંદગીભર લંગડા થઈ ગયા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબ જ્યારે જ્યારે બહાર પધારતા હતા, ત્યારે ત્યારે તેઓ પાછળ પાછળ જતા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબ એક દિવસ ખજૂરીના જંગલમાં સિજદામાં ઝૂકી ગયા. સિજદો એટલો બધો લાંબો કર્યો, કે હઝરત અબ્દેરહમાનને શંકા પડી, કે અરે! શું પવિત્ર શરીરમાંથી પવિત્ર આત્મા ઉડી ગયો! એકદમ બેચેન થઈ ગયા અને પાસે દોડી આવ્યા. પગરવ સાંભળીને આપ (સ૦ અ૦ વ૦) સિજદામાંથી ઉઠ્યા અને હઝરત અબ્દેરહમાન (ર૦ અ૦) સાહેબને બેચેનીનું કારણ પૂછ્યું. તેમણે પોતાની બેચેની અને શંકાનું કારણ વિનયપૂર્વક કહી સંભળાવ્યું. આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે અલ્લાહપાકે મને ફર્માવ્યું છે, કે જે માણસ મારા ઉપર દુરૂદ મોકલશે, તેના ઉપર ખુદા દુરૂદ મોકલશે" આ શુભ સમાચારના ઉપકારમાં મેં આટલો લાંબો સિજદએ શુકર અદા કર્યો હતો.

હઝરત ઝયદ બિન હારિસ (ર૦ અ૦) સાહેબ એક સારા ખાનદાનના નબીરા હતા, પરંતુ લૂટારાઓએ તેમને અચાનક પકડીને અકાઝના બઝારમાં ગુલામ તરીકે વેચ્યા હતા. હકીમ બિન હોઝામે તેમને ખરીદીને પોતાનાં ફોઈ હઝરત ખદીજા [ર૦ અ૦) સાહેબાને સોંપ્યા હતા. તેઓ આ પ્રમાણે આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં દાખલ

થયા હતા. તેમના કબીલાવાળા એક વખતે હજ કરવાને મક્કાશરીફ આવ્યા. તેમણે ત્યાં તેમને ઓળખી લીધા. આ લોકોએ ઘેર જઈને તેમના પિતાને ખબર આપી. તેથી તેમના પિતા અને કાકા મક્કા શરીફ આવ્યા અને આપ (સ. અ. વ.) સાહેબને વિનંતિ કરી, કે જે કાંઇ લેવું હોય તે લો અને અમારા દિકરાને આઝાદ કરો. આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે ફિદયો લેવાની જરૂર નથી. ઝયદને બોલાવી પૂછી જુઓ. જો તેઓ જવા માગતા હોય, તો મને કોઈ પ્રકારનો વાંધો નથી.

આપ (સ૦ અ૦ વ) સાહેબે ઝયદને બોલાવી પૂછ્યું, કે તમો આ લોકોને ઓળખો છો ? તેમણે કહ્યું. હા, એ મારા પિતા અને કાકા છે. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે ફર્માવ્યું, કે તમારે એમની સાથે જવું હોય તો જઈ શકો છો. અત્રે વિચારવા જેવું છે, કે નાનપણથી જેને માબાપ અને વતનનો મેળાપ છુટી ગયો હોય, તેને અચાનક તે લાભ આપવામાં આવે, તો કેટલો આનંદ થાય ? ભાઈભાંડુ, બહેન, ભાણેજ અને બાળપણના મિત્રો સાથે હળીમળીને રહેવાનું કોને ન ગમે ? સામે પિતા અને કાકા ઉભા હોય, તે વખતે એવું કયું બાળક હશે, કે પિતાના ખોળામાં આઝાદીથી ખેલવાનું પસંદ ન કરે ? પિતા અને કાકા પણ મનમાં વિચાર કરતા હતા, કે અમારૂં વિખુટું પડેલું બાળક હવે અમારા આશરામાં આવશે. જે સદાને માટે અમારી આંખોની ઠંડક થઈને અમારી પાસેજ રહેશે. આમ હોવા છતાં હઝરત ઝયદ ( ર૦ અ ) સાહેબનો જવાબ ઇતિ-

ઇસ્લામમાં અજોડ અને અપૂર્વ સાબિત થયો છે. તેમણે જવાબ આપ્યો, કે હું આપ (સ૦ અ૦ વ) સાહેબ કરતાં કોઈને શ્રેષ્ઠ ગણુતો નથી. આપ (સ૦ અ૦ વ) સાહેબ મારા માબાપ છે. હું આપ (સ૦ અ૦ વ) સાહેબનું ઘર છોડી ક્યાંયે જવાને રાઝી નથી. આ જવાબ સાંભળી ને તેમના પિતા અને કાકા તો હયરતમાં પડી ગયા. બાપે કહ્યું, બેટા ઝયદ ! અમારી પાસે આઝાદીથી રહેવા કરતાં આ ગુલામીમાં રહેવાનું શું વધુ પસંદ કરો છો ? હઝરત ઝયદ (ર૦ અ) સાહેબે કહ્યું, કે હા, આ પવિત્ર ઝાતમાં મને એવી ખૂબીઓ જણાય છે, કે હું તેમના કરતાં કોઈને શ્રેષ્ઠ ગણુતો જ નથી.

## ઝહેરી સાપનું ઝહેર શી રીતે ઉતર્યું ?

આપ ( સ૦ અ૦ વ ) સાહેબે હિજરત કરવાના વિચાર સર મક્કા શરીફથી નીકળીને ગારે સુરમાં આશરો લીધો હતો. ત્યારે તે બખોલનાં બધાંજ કાણાં કાળજી પૂર્વક બંધ કરવામાં આવ્યાં હતાં, છતાં એક કાણું બંધ કરવાનું રહી ગયું હતુ. આપ ( સ૦ અ૦ વ ) સાહેબ હઝરત અબુબક્ર ( ર૦ અ ) સાહેબની જાંગ ઉપર સિર મુબારક રાખીને ઉંઘતા હતા. બખોલનું એક કાણું બંધ થયું ન હતું, જેથી હઝરત અબૂબક્ર ( ર૦ અ ) સાહેબે પોતાના પગ વડે તે કાણું બંધ કરી દીધું. તેવામાં તે કાણામાં રહીને એક ઝહેરી સાપ તેમને કરડયો. સાપ કરડવા છતાં તેમણે પોતાનો પગ હઠાવ્યો નહિ, કારણ કે પોતે ઝરા હાલે, તો આપ ( સ૦ અ૦ વ ) સાહેબની ઉંઘ બગડી જવાની ધાસ્તી હતી. સાપનું ઝેહર ચઢવા લાગ્યું, છતાં તેમણે ઝરાએ હરકત કરી

નહિં. હવે ઝેહેરની અસરથી સખત દર્દ થવા લાગ્યું, જેથી તેમની આંખમાંથી આંસુ નીકળી પડયાં. એક આંસુ આપ (સ૦ અ૦ વ) સાહેબના પવિત્ર ગાલ ઉપર પડયું, જેથી આપ (સ૦ અ૦ વ) સાહેબની આંખ ઉઘડી ગઇ. આપ (સ૦ અ૦ વ) સાહેબે આંસુ પડવાનું કારણ પૂછયું. હઝરત અબૂબક્ર (ર૦ અ) સાહેબે વિનંતિ કરી, કે સાપ ડસી ગયો છે. આપ (સ૦ અ૦ વ) સાહેબે પોતાનું પવિત્ર થુંક ડંખ ઉપર લગાવી દીધું. અલ્લાહની કૃપાથી ઝેહેર ઉતરી ગયું.

## મુસ્લિમ ખાતૂનની વીરતા

ઓહુદની લડાઇમાં દુશ્મનોના અચાનક હુમ્લાથી મોટા મોટા ઇસ્લામી બહાદૂરો થોડા સમય માટે પાછા પડી ગયા હતા. તે સમયે આપ (સ૦ અ૦ વ) સાહેબના અંગ-રક્ષકો માત્ર થોડાકજ રહી ગયા હતા. હઝરત ઉમ્મે અમારા (ર૦ અ) નામનાં એક મુસ્લિમ ખાતૂન તલવાર લઇને મેદાનમાં તૂટી પડયાં. આ કટોકટીના પ્રસંગે તેઓ જીવના જોખમે આપ (સ૦ અ૦ વ) સાહેબનો બચાવ કરતાં હતાં. દુશ્મનોની તલ્વાર અને તીરના ઘા પોતાની ઢાલ ઉપર ઝીલતાં હતાં. ઇબ્ને કયમા નામે દુશ્મન આપ (સ૦ અ૦ વ) સાહેબની લગભગ આવી પહોંચ્યો, ત્યારે આ બહાદૂર ખાતૂને તેને રોકયો હતો. તે કમબખ્તે એવા સખ્ત ઘા કર્યો, કે તે બહાદૂર ખાતૂનનો ખભો ઝખ્મી થઇ ગયો અને ખાડો પડી ગયો. આમ છતાં પણ તે બહાદૂર ખાતૂન પાછાં હઠયાં નહિં, બલ્કે આગળ વધીને તલ્વારનો ઘા કર્યો. જો તે કમબખ્તે ડબલ બખ્તર પહેર્યું ન હોત, તો જરૂર તે કત્લ થઇ જાત.

## ખ્રિસ્તિ પ્રજા શું કહે છે ?

જે ખ્રિસ્તિઓ ઇસ્લામ અને મુસલમાનો ઉપર ટીકા કરે તેઓ પણ આપ (સ૦ અ૦ વ) પ્રત્યે તેમના અસ્હા (ર૦ અ) સાહેબોનો વિનય જોઈને ઘણુંજ વખાણ કરે એક ખ્રિસ્તિ ઇતિહાસકાર લખે છે કે, હઝરત મોહમ્મ (સ૦ અ૦ વ) સાહેબે તેમના અનુયાયીઓમાં દીનનો જોશ પેદા કર્યો હતો. તેવો જોશ હઝરત ઇસા (અ૦ સ પેદા કરી શકયા નથી, હઝરત ઇસા (અ૦ સ૦) શૂળીએ લટકાવવા લાગ્યા, ત્યારે તેમના અનુયાયીઓ નાસ ગયા. તેમનો ધાર્મિક જોશ જતો રહ્યો. પોતાના ધર્મગુરૂ મોતના પંજામાં મુકીને નાસી ગયા, પરંતુ હઝરત મોહમ્મ (સ૦ અ૦ વ) ના અનુયાયીઓ પોતાના જીવને જોખમમ નાખીને પોતાના ધર્મગુરૂનું સંકટ સમયે રક્ષણ કરતા હત

ખૂશતર આં બાશદ કે ઝિક્રે દિલબરાં
ગુફ્તા આયદ દર હદીસે દીગરાં

અર્થાત:—આપણા પ્રિય જનોની પ્રશંસા અન્ય માણસે કરે, તે આનંદ દાયક છે.

આપ (સ૦ અ૦ વ) સાહેબ ખુદાના લાડલા પેગંબ હતા, માટે ખુદા પાક તેમનું રક્ષણ કરી લેશે, જેથી રક્ષણ કરવાની ઝાહેરી ગોઠવણ કરવાની જરૂર નથી. તેમ હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો સમજતા ન હતા. દરે વખતે તેઓ આપ (સ૦ અ૦ વ) ના અંગરક્ષણની સગવ કરતા હતા. હાલના સમયમાં આવી કાળજીપૂર્વકની સગવડ રાખવાને તવકકલ વિરૂદ્ધ કેટલાક સમજે છે, તે તેમન અજ્ઞાનતા છે. આપ (સ૦ અ૦ વ૦) એક મહાન પેગંબર હતા

તેમના ખલીફા (૨૦ અ) સાહેબો પવિત્ર હતા, છતાં તેમને જાહેરી સગવડો કરવાની જરૂર હોય, તો હાલના સમયમાં તેવી સગવડો કરવી, તે તવકકલ-ખુદા ઉપર વિશ્વાસ રાખવાથી વિરૂદ્ધ શી રીતે ગણાય ?



## ફુઝૂલ ખર્ચ

હમ રસૂમાતમેં કરતે હયેં વોહ બેજા ઈસરાફ
કે કિસી કૌમમેં હોતા નહિં અયસા ઈસરાફ
અપની હરબાત નિરાલી હય અનોખા હય ઢંગ
કામ અધુરા હી સહી ઉસ્મેંભી પૂરા ઈસરાફ
બુખ્લ કે વકત સખા વકતે સખા બુખ્લ મુદામ
અપના ઈસરાફભી હય સબસે નિરાલા ઈસરાફ

(ખામોશ)

## ફુગાને મુસ્લિમ

અબ જહાં દુઃખ દર્દ કેહનેકે લિયે જાતે હયેં હમ
દિલકે ટુકડોંકો ઝબાં પર રખકે દિખલાતે હયેં હમ
એક ઝમાના થા તસલ્લી ગયર કો દેતે થે હમ
એક ઝમાના હય કે અપને દમસે ગભરાતે હયેં હમ
તેહલકાથા કલ હમારી તેગે આલમગીરકા
આજ અપની કૌમકોહી હાથ દિખ્લાતે હયેં હમ
દેનેવાલે થે હમીં પહેલે ખુદાકી રાહમેં
અબ ખુદાકી રાહમેં મિલ જાય તો ખાતે હયેં હમ

# ગુપ્ત ભેદની સાચવણી

પ્રાચીન મુસલમાનો વિખવાદ અટકાવવાને જેમ કોમી વિખવાદની વાતો ઉપર ઢાંક પિછોડો કરતા ન હતા, તેમ જે વાતો છૂપાવવાથી ઇસ્લામને લાભ મળતો હોય તે વાતો છૂપાવવામાં પણ ઘણી કાળજી રાખતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન અરકમ એક નવજુવાન સહાબી હતા. તેઓ પત્ર-વ્યવહાર અને ગુપ્ત લખાણોનું કામ કરતા હતા. વગર કારણે આવાં લખાણ પોતે ન વાંચતા હોય, તો બીજાને તો તે બાબતથી માહીતગાર શેના જ કરે !

હઝરત અનસ (ર. અ.) આઠ વરસના હતા, ત્યારથી આપ (સ. અ. વ.) સાહેબના અંગત કામોમાં ભાગ લેતા હતા. તેઓ એક દિવસ આપ (સ. અ. વ.) સાહેબની સેવાથી નિવૃત્ત થઈને પોતાના ઘર તરફ જતા હતા, બાળ સ્વભાવને લીધે છોકરાંને રમતાં જોઇ તેમની સાથે રમવા મંડી પડયા; તેટલામાં આપ (સ. અ. વ.) પધાર્યા. છોકરાંએ તેમને કહ્યું કે હુઝૂર પધારે છે. નબી સાહેબ પાસે આવી પહોંચ્યા. હઝરત અનસ (ર. અ.) ને હાથ પકડી છેટે લઇ ગયા અને તેમના કાનમાં કંઈક વાત કહી. હઝરત અનસ (ર. અ.) તે સાંભળી ત્યાંથી ચાલ્યા ગયા. આપ (સ. અ. વ.) સાહેબ તેમની વાટ જોતા ત્યાં

ઉભા રહ્યા. હઝરત અનસ (ર. અ.) કામ પરવારી પાછા આવ્યા અને નબી સાહેબને વિનંતિપૂર્વક જવાબ કહ્યો. આપ (સ૦ અ૦ વ૦) તે સાંભળી પાછા ચાલ્યા ગયા, પછી હઝરત અનસ (ર.અ.) પોતાને ઘેર ગયા. ઘેર પહોંચતાં આજે ઘણું મોડું થવાથી તેમનાં માએ કારણ પૂછ્યું. તેમણે જણાવ્યું કે નબી (સ. અ. વ.) સાહેબે અમુક કામ માટે મોકલ્યો હતો, જેથી મોડું થયું. તેઓ બાળક હોવાથી બ્હાનું બતાવતા હશે, એમ સમજી તેમનાં માએ પૂછ્યું, કે શા કામસર તમને મોકલ્યા હતા? તેમણે જણાવ્યું. અફસોસ છે, કે હું તમને તે વાત કહી શકતો નથી, કારણ કે તે છૂપી વાત હતી. હવે આ ભલી માનું વર્તન જુઓ. તેમણે ગુપ્ત વાત સાંભળવાનો આગ્રહ ન કર્યો, પરંતુ પોતાના ભલા દિકરાને તાકીદ કરી, કે આવી વાત કોઈને કહેવી નહિં.

## ગુન્હો છુપાવવાની શિક્ષા

આપ (સ. અ. વ.) સાહેબે યહૂદીઓને ઘેરો ઘાલ્યો હતો. યહૂદીઓએ ભવિષ્યની લડત માટે ચુકાદો કરવા હઝરત અબૂલબાબાને કિલ્લામાં બોલાવ્યા. યહૂદીઓ તેમના ખાનદાન સાથે પુરાણો સંબંધ ધરાવતા હતા. તેથી તેમના ઉપર વિશ્વાસ હતો, તેઓ કિલ્લામાં દાખલ થયા, ત્યારે તેમના દિલમાં દયા આવે, તે કારણથી યહૂદીઓ પોતાની સ્ત્રીઓ અને બચ્ચાંને રડતાંકુટતાં તેમની પાસે લાવ્યા. હઝરત અબૂલબાબાએ તેમને સલાહ આપી, કે આપ (સ. અ. વ.) ની મરજી માફક વર્તશો; તેમાંજ તમારી ભલાઈ છે. તેમણે વિશેષમાં પોતાની ધારણા મુજબ પોતાના ગળા તરફ ઈશારો

કરતાં સમજાવ્યું, કે જો તેમ નહિ વર્તો, તો તમને કત્લ કરવામાં આવશે. યહુદીઓએ લડાઇ દરમિયાન મુસલમાનો પ્રત્યે જે વચન ભંગ કર્યો હતો, તે જોતાં આવા સખ્ત ગુનાહની સજા કત્લ છે, તેમ સમજીને તેમણે યહુદીઓને આ બાબત કહી હતી, પણ પાછળથી તેમને માલમ પડયું, કે આ પ્રમાણે કહીને મેં છૂપો ભેદ ખુલ્લો કર્યો છે, જેથી હું ખુદા અને રસૂલનો ગુનેહગાર છું. આ વિચારથી તેઓ ગભરાઈ ગયા, અને આ ગુનાહમાંથી બચવા મારે શું કરવું? તેના વિચારમાં પડી ગયા. તેઓ સીધા મસ્જીદે નબવી તરફ દોડયા. એક મોટી સાંકળ વડે પોતાના શરીરને મસ્જીદના થાંભલા સાથે બાંધી દીધું. જ્યાંસુધી અલ્લાહપાક મારી તોબાહ કબુલ ન કરે, તે મારો ગુનોહ માફ ન કરે, ત્યાંસુધી આવો બંધાએલો રહીશ, એવો મક્કમ ઈરાદો કરી લીધો. માત્ર નમાઝ અને જાજરૂ પેશાબ માટે છૂટતા હતા. તે કામ પુરૂં થઈ જાય, કે તરત જ તેમની દીકરી તેમને થાંભલે બાંધી દેતાં હતાં. આ પ્રમાણે સાત આઠ દિવસ વીતી ગયા, અફસોસમાંને અફસોસમાં ખાવા પીવાનું તજી દીધું. લગાતાર ભૂખમરાથી તંદુરસ્તી ખરાબ થઈ ગઈ. કાન બહેરા થઈ ગયા. આંખનું તેજ ઘટી ગયું. વારેઘડી બેહોશ થવા લાગ્યા, પણ તેમને પોતાના જીવની પરવા કયાં હતી? અલ્લાહપાક મારો ગુનોહ માફ કરે, તેજ વિચાર તેમના મગજમાં ઘુમાયા કરતો હતો, છેવટે અલ્લાહપાકે તેમની તોબાહ કબુલ કરી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે તે બાબતની જાહેરાત કરી. સહાબા તેમને થાંભલેથી છોડાવવા ગયા, ત્યારે તેમણે જણાવ્યું, કે જ્યાં સુધી આપ (સ. અ. વ.) પોતાના પવિત્ર હાથે મને ન છોડે, ત્યાં સુધી હું આ પ્રમાણે બંધા-

એલો જ રહીશ. ભલે મારો જીવ જાય, તેની મને પરવા નથી. છેવટે આપ (સ૦ અ૦ વ૦) જાતે પધાર્યા અને પોતાના પવિત્ર હાથે તેમને છોડયા. તે વખતે તેમને એટલી બધી ખુશી ઉત્પન્ન થઈ, કે તેઓ બોલી પડયા, કે હું તો હવે મારૂં ઘરબાર છોડી આપ (સ૦ અ૦ વ૦) ની સેવામાં હાઝર રહીશ અને મારા ઘરની તમામ માલમતા અલ્લાહના નામ પર ખેરાત કરૂં છું, પરંતુ આપ (સ૦ અ૦ વ૦) સાહેબે માત્ર ત્રીજા ભાગની મિલ્કત ખેરાત કરવાની મંજુરી આપી.

આ દ્દષ્ટાંતથી આપણને શીખવાનું મળે છે, કે એક ગુનોહ કર્યા પછીથી તે છુપાવવાને કેવાં બ્હાનાં શોધીએ છીએ. આથી એકને બદલે બે ગુનાહ કરીએ છીએ. પ્રાચીન મુસલમાનો પોતાનો ગુનોહ છુપાવતા ન હતા. બલ્કે તેમાંથી મુક્ત મેળવવા પ્રયાસ કરતા હતા. હાલના મુસલમાનોએ આ ગુણ ગ્રહણ કરવાની ખાસ જરૂર છે.

## ભેદ છુપાવવા લીધેલી કષ્ટિ

મક્કા શરીફની ફતેહ થયા પછી આપ (સ૦ અ૦ વ૦) સાહેબે બનુમલુહ સામે મુકાબલો કરવાને સાઠ સહાબાઓને મોકલ્યા હતા, જેમાં હઝરત ગાલિબ બિનઅબ્દુલ્લાહ એક નવજવાન સહાબી હતા. આ કાફલાના સરદારે દુશ્મનોનું હલન ચલન જોવા માટે તેમને એક જગ્યાએ મોકલ્યા. તેઓ દુશ્મનની વસ્તી પાસે આવેલા એક ટેકરા ઉપર ચઢીને ઉંધા સુઇ જઇને દુશ્મનની સ્થિતિ જોવા લાગ્યા. તેવામાં આ ટેકરા પાસે આવેલા મકાનમાંથી એક પુરુષ અને તેની સ્ત્રી બહાર નીકળ્યાં. પેલા આદમીએ ઉંચુ જોયું, તો તેને કાંઇ પડછાયા જેવું જણાયું. તેણે પોતાની સ્ત્રીને કહ્યું, કે ટેકરા ઉપર કોઇ

આદમી જેવું જણાય છે. અથવા તો કૂતરૂં કોઈ ખાવાપીવાની વસ્તુ કે વાસણ લઇને ટેકરા ઉપર ગયું હોય, તેમ જણાય છે, માટે જરા ઘરમાં તપાસી જુઓ, કે કૂતરૂં કાંઇ લઇ તો નથી ગયું. સ્રીએ ઘરમાં તપાસ કરી ખાત્રી આપી કે, ઘરની સર્વ વસ્તુઓ જેમની તેમ છે. આથી તે લોકોને ખાત્રી થઈ ગઇ, કે ટેકરા ઉપર જરૂર કોઈ આદમી છે, તેણે સ્રી પાસે તીર કામઠું મંગાવીને ટેકરા ઉપર પડછાયા તરફ તાકીને એવાં બે તીર માર્યાં, કે એક તીર તેમની પાંસળીઓમાં પેસી ગયું અને બીજું તીર ખભામાં ચોંટી ગયું. આ નવજવાનની હિંમતને ધન્ય છે, કે શરીરના નાજુક ભાગમાં બે તીર વાગવા છતાં જરા ઉંકારો પણ ભર્યો નથી. જો ઉંકારો કરત તો ભેદ ખુલ્લો થઈ જાત અને મુસલમાનોને નુકસાન પહોંચત. તીર મારનારે જાણ્યું, કે જો આદમી હોત તો જરાપણ ખળભળાટ થાત. માટે આ એક વ્હેમ છે એમ સમજી ચાલ્યો ગયો. તેના ગયા પછી હઝરત ગાલિબ (ર૦ અ૦) સાહેબે પોતાને હાથે તે તીર કાઢયાં અને બહાર નીકળ્યા.

આપ (સ૦ અ૦) સાહેબે મુનાફિક છૂપા દુશ્મનોનાં નામ હઝરત હોઝયફા (ર૦ અ૦) ને બતાવ્યાં હતાં અને તે નામ કોઇને ન કહેવાની આજ્ઞા કરી હતી, જેથી તેમણે કદી તે નામ કોઈને કહ્યાં નથી, આ કારણથી તેમને સિર્રે રસૂલુલ્લાહનો ખિતાબ મળ્યો છે. એક વખતે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબે તેમને પૂછયું, કે મારા અમલદારો પૈકી કોઇ મુનાફિક હોય, તો મને જણાવો. જેથી ઇસ્લામને પહોંચતાં નુકસાનનો બચાવ કરી શકું. તેમણે જણાવ્યું, કે

હું તેનું નામ આપી શકતો નથી. જો હું તેમ કરૂં, તો રસૂલુલ્લાહ (સ૦ અ૦) નો છૂપો ભેદ ખુલ્લો કરવાનો ગુનેગાર ગણાઉં.



## ઇલ્મકી માંગ

કવમ અપની મુબ્તિલા હય જહલકે આઝારમેં
દમ નહિં બાકી નઝર આતા હય ઈસ બીમારમેં
ઈલ્મહી કી માન્ગ હય દુન્યાકી હર સરકારમેં.
ઈલ્મહી કી પૂછ હય દુન્યાકે હર દરબારમેં
ઝોર વોહ હય આલિમોંકે પંજએ તદબીરમેં
તોપમેં તાકત નઝર આઈ ન યેહ તલ્વારમેં

---

## અગલા સમાં હમારા

હિંદુસ્તાંમેં આયા જબ કાફિલા હમારા
સો લાખ પર થા ભારી એકએક જવાં હમારા
ઉસ દર્જે બઢ ગયા થા કુછ ખુલ્ક હાં હમારા
પઢને લગાથા કલ્મા સારા જહાં હમારા

## હાલતે કવમ

વાં હર કોઈ હય ગર્મે તદાબીર દેખિયે
યાં હય સદા શિકાયતે તકદીર દેખિયે
ચપરાસિયોંકી જા નહિં મિલ્તી હય જા બજા
યેહ આફિસોંમેં કોમકી તવકીર દેખિયે
ઘર બેચકરભી ઉન્કા ગુઝારા ન હોસકા
ઓર ઉન્કી બઢતી જાતી હય ત્આમીર દેખિયે

# ઈસ્લામે ભિક્ષા પ્રત્યે મુકેલો અંકુશ

ખુદા ઉપર ભરોંસો રાખવાનું એવું તો સજ્જડ ઈમાન હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબોના દિલમાં હઝરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ૦) સાહેબે દાખલ કરી આપ્યું હતું, કે તેઓ ગમે તેવી તંગમાં તંગ હાલતમાં પણ કોઇ આદમ ઝાત આગળ ઝુકતા ન હતા. તેઓ ગમે તેવી ગરીબ હાલતમાં પણ કોઇ પાસે સવાલ કરવાને એક મહાન કલંક સમજતા હતા. તે સંબંધી અત્રે અમુક દૃષ્ટાંત રજુ કરવામાં આવે છે.

## મારે ભીખ માગવાની શી જરૂર

હઝરત માલિક (૨૦ અ૦) સાહેબ ઓહદની લડાઇમાં શહીદ થયા. તે સમયે તેમના દિકરા હઝરત અબૂ સઈદ (૨૦ અ) સાહેબની ઉમ્મર માત્ર તેર વરસની હતી. બાપની જરાએ મિલ્કત ન હતી. ગુજરાનના સાંસા પડવા લાગ્યા. ભૂખમરાના તડાકા પડવા લાગ્યા. કેટલાક વખત તો પેટે પત્થર બાંધીને દહાડા પસાર કરવા પડતા હતા. એક દિવસ તેમની માએ કહ્યું; કે બેટા! રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦) સાહેબ પાસે જાવ. આપે આજ ફલાણા માણસને કાંઇ આપ્યું હતું, માટે તમો પણ જાવ અને માગણી કરો. માના

હુકમ મુજબ તેઓ આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાઝર થયા. તે વખતે આપ (સ૦ અ૦ વ૦) સાહેબ આ પ્રમાણે ખુત્બો પઢતા હતા, કે જે માણસ તંગીની હાલતમાં સબર રાખશે, તેને અલ્લાહપાક માલામાલ કરી દેશે. આ સાંભળીને હઝરત અબૂસઇદ (ર૦ અ૦) સાહેબે મનમાં વિચાર કર્યો, કે મારી પાસે એક ઉંટડી છે, તો પછી મારે ભીખ માગવાની શી જરૂર? તેઓ ઘેર પાછા આવ્યા. અલ્લાહપાકે રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦) ના વર્ણન મુજબ તેમને એટલી દોલત આપી, કે સર્વ અન્સારીઓમાં તેઓ માલદાર ગણાવા લાગ્યા.

## ઘોડાનો ચાબુક પડી જાય, તો શું કરતા હતા!

હઝરત સવબાન ( ર૦ અ ) સાહેબ એક ગુલામ હતા. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે તેમને ખરીદ કરીને આઝાદ કરી દીધા હતા. વળી કોઇ પાસે કદિ સવાલ ન કરવો તેવી શિખામણ આપી હતી. તેમણે આ આજ્ઞાનું પાલન એટલે દરજ્જે કરી બતાવ્યું હતું, કે જો કોઇ વખત તેમની સવારી ઉપરથી ચાબુક નીચે પડી જાય, તો કોઇ નીચેથી તેમના હાથમાં આપે તેવી માગણી પણ કોઈની પાસે કરતા ન હતા. પોતે નીચે ઉતરતા અને ચાબુક લઇ ફરી સવારી કરતા હતા.

## ભીખ ન માગવાની શરત

એક સમયે અમુક સહાબા ( ર૦ અ ) સાહેબો આપ ( સ૦ અ૦ વ ) સાહેબ પાસે બયઅત લેવા હાજર થયા.

આપ ( સ૦ અ૦ વ ) સાહેબે અન્ય શરતો ઉપરાંત એક શરત આ પ્રમાણે કરાવી, કે લોકો પાસે કોઈ વસ્તુ માટે સવાલ ન કરવો. આ લોકોએ ઘણી કાળજીપૂર્વક આ શરતનું પાલન કર્યું હતું.

## નીચે કરતાં ઉપરનો હાથ સારો

હઝરત હકીમ ઈબ્ને હોઝામ ( ર૦ અ ) સાહેબે આપ ( સ૦ અ૦ વ ) સાહેબની સેવામાં અમુક બાબતની માગણીનો સવાલ કર્યો. આપ (સ૦ અ૦ વ ) સાહેબે તેમની માગણી પુરી કરી. ત્યારબાદ બીજી વખત તેમણે માગણી કરી, આપ ( સ૦ અ૦ વ ) સાહેબે તે વખતે પણ તેમની માગણી પુરી કરી, પરંતુ શિખામણ આપી, કે ઉપરનો હાથ નીચેવાળા હાથ કરતાં હર હાલતમાં સારો છે. હઝરત હકીમ ( ર૦ અ ) સાહેબને આ શિખામણની એટલી બધી અસર થઈ, કે તેમણે પ્રતિજ્ઞા કરી કે, હવે ભવિષ્યમાં કોઇની પાસે કાંઈ પણ માગીશ નહિં. તેમણે આ પ્રતિજ્ઞાનું એટલું સજ્જડ પાલન કર્યું હતું, કે તેમણે ત્યારથી કોઈની પાસે કાંઈ પણ પ્રકારની માગણી કરો નથી. કોઇ એની મેળે આપે. તો તેનો સ્વિકાર કરવો તે પણ શરમાવા જેવું છે. તેમ સમજી તે લેવાનો પણ ઈન્કાર કરતા હતા. હઝરત અબૂબક ( ર૦ અ ) સાહેબે પોતાની ખિલાફતના સમયમાં ભેટ લેવાને તેમને આમંત્રણ કરતા હતા, છતાં તેઓ ઇન્કાર કરતા હતા. હઝરત ઉમર ( ર૦ અ ) સાહેબ પણ પોતાની ખિલાફતના સમયમાં ભેટ આપવાને તેમને આમંત્રણ મોકલતા હતા, છતાં તેઓ સ્વિકારતા ન હતા. હઝરત ઉમર ( ર૦ અ )

સાહેબને છેવટે કહેવું પડયું, કે મુસલમાનો! તમો શાક્ષી રહેજો. હું હકીમનો હક આપું છું, છતાં તેઓ લેતા નથી.

## ત્રણ દિવસની ભુખ પછી શું થયું?

હઝરત માલિક બિન સનાન (ર૦ અ) સાહેબને કોઈ પ્રત્યે માગણી કરવાનો એટલો બધો તિરસ્કાર હતો, કે લગાતાર ત્રણ દિવસ ભુખે રહ્યા, છતાં કોઇ પાસે કાંઈ પણ માગ્યું નહિ.

હઝરત અબ્દુલઅઝીઝ મર્વાને એક વખતે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (ર૦ અ૦) સાહેબને લખી જણાવ્યું, કે તમારે જે જે બાબતની જરૂર હોય, તે મારી પાસે રજુ કરો. હું તે પૂરી કરીશ. તેમણે જવાબમાં લખી મોકલ્યું, કે રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ) સાહેબનું ફર્માન, છે કે નીચેના હાથ કરતાં ઉપરનો હાથ બહેતર છે. જે માણસ તમારા આશરામાં હોય, તેનાથી ખયરાત આપવાનું શરૂ કરો. હું તમારી પાસે કાંઇ માગતો નથી.



# પ્રાચીન મુસલમાનોમાં સાચું બોલ-વાની ટેવ.

સચસે ઝિન્હાર દર ગુઝર ન કરો
દિલમેં કુછ ખવફ્ ઓર ખતર ન કરો.
વોહી દાના હય જો કે હય સચ્ચા
ઉસ્મે બુઢા હો યા કોઇ બચ્ચા.

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો સત્યની જીવંત પ્રતિમા સમાન હતા. નાની નાની સાધારણ બાબતો માં તેમની સત્યતાનું વર્ણન કરવું, તેમનું અપમાન કરવા સમાન છે. આ દુન્યાનું કોઇ મોટામાં મોટું નુકસાન અથવા મોટામાં મોટો ભય પણ તેમને સત્યતાના સિદ્ધાન્તથી ડગાવી શકતો ન હતો. તેઓ પોતાનો પ્રાણ કુર્બાન કરી દેવા તઇયાર રહેતા હતા પરંતુ અસત્ય શબ્દ જીભ ઉપર લાવવાને કદિ પણ પ્રયત્ન કરતા ન હતા. મહાન સહાબાઓની વાત તો બાજુ ઉપર રહી, પરંતુ છેક નાનામાં નાના દરજ્જાના સહાબી પણ અસત્ય બોલતા ન હતા. જો કે તેમનામાં નાના મોટા દરજ્જાનો ભેદભાવ હતોજ નહિં. માણસ ભૂલને પાત્ર છે, તેથી કદાચ કાંઇ અસત્ય બોલી જવાય, તો પાછ-ળથી તે અસત્ય છુપાવવાનો વહેમ સરખો પણ દિલમાં લાવતા ન હતા. પાછળથી શું થશે, તેની પરવા રાખ્યા સિવાય

સત્ય બાબતનો સ્વિકાર કરવામાં કદિ પાછી પાની કરતા ન હતા.

આપ ( સ૦ અ૦ વ ) સાહુબ મક્કા શરીફમાં અમુક માલની વહેંચણી કરતા હતા. ખુદા પાકની મરજી અનુસાર આ વહેંચણીમાં કુરેશો પ્રત્યે બીજાઓ કરતાં સહેજ વધુ વિવેક રાખવામાં આવ્યો હતો. દરેક માણસ મોટા દિલનો હોતો નથી, તેમજ દરેકની સમજ શકિત એક સરખી હોતી નથી. આપ ( સ૦અ૦ વ ) સાહેબના મહાન મર્તબાને ઓળખનારા સાહેબો તો કદાચ અમુક વર્ગ સાથે આપ સ૦અ૦ વ સાહેબ વધુ વિવેક દાખવે અથવા તો સર્વસ્વ અર્પણ કરે, છતાં જરાએ વાંધો લાવે તેમ ન હતું, પરંતું એક કમ સમજ અન્સારીએ આ બાબતનો વાંધો ઉઠાવી ટીકા કરી, જો કે આમાં પણ ખુદાનો ભેદ સમાએલો હતો.

આપ (સ૦ અ૦ વ૦) સાહેબને આ બાબતની ખબર પડતાં ખોટું લાગ્યું. આપ સાહેબે તે અન્સાર સાહેબોને બોલાવ્યા. અન્સાર સાહેબોએ પોતાના માણસની નાદાની છુપાવવાનો અયોગ્ય પ્રયત્ન કર્યો નહિં, બલ્કે યથાસ્થિતિ વાત જાહેર કરી, તેમજ પોતાનું પોઝિશન સાફ કરતાં જણાવ્યું, કે “ એક નાદાન માણસની આ નાદાની અને કમ સમજની વાત હતી. અમારા દિલોમાં તે સંબંધી બિલ્કુલ ખ્યાલ છે જ નહિં.

## ભૂલ કબુલ કરવામાં સત્યનો ઉપયોગ

તબૂકની લડાઈમાં હઝરત કઆબ બિન માલિક (૨૦ અ) સાહેબ હાજર થયા ન હતા. પોતાની ગેર હાજરીનું યોગ્ય

કારણ તેમની પાસે હતું નહિ. તેઓ સારી પેઠે જાણતા હતા, કે આ મારી ખાસ ભૂલ છે. તેઓ એમ પણ જાણતા હતા, કે આ ભૂલ બદલ હું સજાપાત્ર છું, જેની શિક્ષા મને જરૂર મળશે જ, પણ શિક્ષાના ડરથી તેમણે પોતાની ભૂલ છુપાવવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો નહિ. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે તેમને બોલાવ્યા અને ગેર હાજરીનું કારણ માગ્યું, ત્યારે ખુલ્લા શબ્દોમાં પોતાની ભૂલનો સ્વિકાર કર્યો.

## મોત મળે, છતાં સત્ય બોલવું

હઝરત માએઝ બિન માલિક ( ર૦ અ૦ ) સાહેબ એક નવજવાન સહાબી હતા. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. શયતાનની જાળમાં ફસી ગયા. તેમનાથી એક સમયે વ્યભિચારનું પાપ થઈ ગયું. આ કાંઈ સાધારણ ગુન્હો ન હતો. આ ગુન્હાની સજા ઈસ્લામી શરીઅતમાં શું છે, તેથી તેઓ અંજાણ પણ ન હતા. ખુદા સમક્ષ ગુનેગાર તરીકે જવા કરતાં ગુન્હાની સજા દુનિયામાં ભોગવવાને હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો પસંદ કરતા હતા, હઝરત માએઝને પોતાની ભૂલ યાદ થઈ, ત્યારે ધીરજ છૂટી ગઇ. અલ્લાહ પાકનો પ્રભાવ યાદ થતાં તેઓ બેચેન થઇ ગયા. આપ ( સ૦ અ૦ વ ) સાહેબની સેવામાં હાજર થયા અને વિનંતિ કરી, કે રસૂલલ્લાહ ! મને પવિત્ર કરો. આપ ( સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે ખુદાપાક પાસે માફી માગો અને તોબાહ કરો. તેઓ આ હુકમ સાંભળી પાછા તો ફર્યા પરંતુ દિલ ઉપર જે બેચેની છવાઇ ગઇ હતી, તેનો ભાર

ન ગયો. થોડે દુર જઈ પાછા આવ્યા અને વિનંતિ કરી, કે યા રસુલલ્લાહ ! મને પવિત્ર કરો. આપ ( સ૦ અ૦ વ) સાહેબે તે વખતે પણ પ્રથમ જેવો જ હુકમ આપ્યો. તેઓ પાછા ગયા તો ખરા, પરંતુ એક કદમ આગળ ચાલવા જાય, છતાં પગ તો પાછા જ પડતા હતા. ગુન્હાનો ભાર કોઈ પણ પ્રકારે ઓછો કરવાને તેમના દિલમાં ગડમથલ મચી રહી હતી. તેઓ ત્રીજી વખત પાછા આવ્યા અને વિનંતિ કરી કે યારસુલલ્લાહ ! મને પવિત્ર કરો આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે તમો શી વસ્તુથી પવિત્ર થવા માગો છો ? તેમણે ઘણી શરમ સાથે વિનંતિ કરી, કે વ્યભિચારની નાપાકીથી પવિત્ર થવા આવ્યો છું, આવો ગુન્હો કરવાનો ઇકરાર સાંભળી આપ (સ૦ અ૦ વ) સાહેબે લોકોને પૂછ્યું, કે આ દિવાના તો નથી થયા ? સહાબાઓએ વિનંતિ કરી, કે યારસુલલ્લાહ ! તેમના મગજની સ્થિતિ સારી છે. આપ ( સ૦ અ૦ વ ) શરીઅતી હુકમ લાગુ કરવા અગાઉ ગુન્હાની તમામ હકીકતની સંપૂર્ણ માહીતિ અને સ્થિતિ જાણી લેતા હતા. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે પૂછ્યું. તેમણે શરાબ તો નથી પીધો ? એક માણસે તેમનું મોં સુંઘીને વિનંતિ કરી, કે તેમના મુખેથી શરાબની વાસ આવતી નથી. આપ (સ૦ અ) સાહેબે પૂછ્યું, કે માએઝ શું ખરેખર તમોએ વ્યભિચાર કર્યો છે ? તેમણે વિનંતી કરી કે, કે યારસુલલ્લાહ ! ખરેખર મારાથી એ ગુન્હો થયો છે. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે સંગસાર મરણ પર્યંત પત્થર મારવાનો હુકમ આપ્યો.

## સત્ય ખાતર પતિ પ્રેમનો ત્યાગ

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો દીનના કામમાં ગમે તેવા નજીકના સંબંધ કે સગપણની પરવા રાખ્યા સિવાય સત્ય બીનાનું નિવેદન કરી દેતા હતા. કદામા નામના એક કમજોર મુસલમાનથી એક વખત શરાબ પીવા નો ગુન્હો થયો. હઝરત ઉમર (૨૦ અ) સાહેબને આ વાતની ખબર પડતાં તેમણે તેને શરીઅત મુજબની શિક્ષા કરી અત્રે જોવાનું છે, કે આ કેસમાં ગુન્હેગારે ગુન્હો કર્યા બદલ શાક્ષી કોણે આપી હતી? તેમની સ્ત્રીએજ પોતાના ધણિના ગુન્હા બદલ શાક્ષી આપી હતી. સ્ત્રીની શાક્ષી બદલ ધણિને સજા થઈ હતી! આ પ્રમાણે સગાઈનો સંબંધ મનમાં લાવ્યા સિવાય હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો સત્ય બીના કહી દેતા હતા.

ઉપલાં દ્રષ્ટાંતોમાં હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો પૈકી અમુકથી ગુન્હા થયાના બનાવો વર્ણવવામાં આવ્યા છે, તેથી કોઈએ ખોટો વિચાર લાવવા જેવું નથી. હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો પવિત્ર જીવન ધરાવતા હતા. તેમનાથી કદિ કોઈ ગુન્હો થવાનો સંભવ નથી, પરંતુ માત્ર ગણ્યા ગાંઠયા અમુક બનાવો બન્યા હશે. અરબનો ઇતિહાસ જાણનાર જાણે છે, કે ઈસ્લામના ઉદય-કાળ પૂર્વે શરાબ અને વ્યભિચાર એતો સાધારણ ગુન્હો હતો. હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબોએ સંપૂર્ણ પ્રતિબંધ સાચવીને આ પ્રકારના ગુન્હાઓથી દૂર રહીને પવિત્ર જીવન ગુજાર્યું છે. હઝરાત અંબીઆ (અ૦ સ) સા-હેબોની પવિત્ર ઝાત ગુન્હાથી પાક સાફ છે. કોઇ સ-

હાથાથી કોઇ ગુન્હો થઇ જતો, તો તરતજ તે ગુન્હાથી પવિત્ર થવાને તોબાહ કરતા હતા. ઇસ્લામ સ્વિકાર્યા પછી તેઓની પવિત્ર ઝાતથી ભાગ્યેજ કોઇ ગુન્હો થયો હોય.

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો દુન્યાની શિક્ષાને શિક્ષા સમજતા ન હતા. મરણ બાદ અલ્લાહ પાકની રૂબરૂ બેગુનાહ તરીકે હાજર થવામાં જીવન સાફલ્ય સમજતા હતા. તેઓ દુન્યાની શિક્ષા સહન કરવાને સમર્થ હતા, પરંતુ ખુદાનો ડર અને ખુદા તરફની શિક્ષા સહન કરવાને શક્તિમાન ન હતા. ચાલુ સમયમાં આપણી સ્થિતિ પ્રાચીન મુસલમાનોથી છેકજ નીરાળી છે. આપણે ગમે તેવા ગુન્હામાંથી ગમે તે પ્રયત્ને દુન્યાની શિક્ષાથી બચવાનો પ્રયત્ન કરીએ છીએ. દુન્યામી શિક્ષાથી બચવા માટે જુઠ, પ્રપંચ વગેરે બીજા ગુન્હા કરવા પડે, તો તે કરવાને જરાએ આનાકાની કરતા નથી, પરંતુ ખુદા પાકના દરબારની શિક્ષાનો આપણે લેશમાત્ર ખ્યાલ રાખતા નથી. આ સ્થિતિ હોવાનું મુખ્ય કારણ એ છે, કે આપણું ખુદા ઉપર સંપૂર્ણ ઇમાન નથી. આપણે એક દિવસ મરવું છે, અને ખુદા પાકના દરબારમાં હાઝર થવાનું છે, તથા ત્યાં દુન્યામાં કરેલા ગુન્હા બદલ જવાબ આપવાનો છે. જે આ પ્રમાણે દિલ સાથે ઇમાન રાખતો હોય, તે માણસ પોતે કરેલી ભૂલની સજાથી બચવા બદલ પોતાને હાથે આખેરતની સઝા વહોરી લેવાની કદિ હિંમત કરેજ નહિં.

જેના દિલમાં ઇમાનનું નૂર છે, તે માણસ અલ્લાહુપાકના દરબારમાં ગુન્હેગાર તરીકે હાજર થવા કરતાં આ દુન્યાની મોતની સજા જેવી ભારેમાં ભારે સજાને પણ તુચ્છ ગણે છે.



# ઇસ્લામી ઉદારતા.

દર રૂખે મર્દે સખી નૂરે સફાસ્ત
દર જન્નત કરીને મુસ્તફાસ્ત
હક તઆલા બર દરે જન્નત નવિશ્ત
ઈંકે જાયેઅ સ્ખિયા બાશદબિહિશ્ત

અર્થાત્—સખી પુરુષના મુખ ઉપર પ્રકાશ હોય છે, કારણ કે તે જન્નતમાં રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ) નો પડોશી હોય છે. અલ્લાહ પાકે જન્નતના દરવાજે લખ્યું છે, કે આ જન્નત સખી લોકોનું રહેઠાણ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (ર૦ અ) સાહેબ આપ (સ૦ અ૦ વ) સાહેબના સમયમાં ઘણીજ ન્હાની ઉમ્મરના હતા. તેઓ જ્યારે પુખ્ત ઉમ્મરે પહોંચ્યા, ત્યારે ઠેક ઠેકાણે તેમના સદાચારનાં વખાણ થવા લાગ્યાં. તેઓ દરરોજ અનેક ગરીબોને ખાણું આપતા હતા તેમના ભાઇએ જણાવ્યું, કે આવો ઉડાઉ ખર્ચ ન કરો, ત્યારે તેમણે આ વર્તન તજી દેવાને બદલે દરરોજ બમણી સંખ્યાના ગરીબોને ખાણું આપવા માંડયું.

હઝરત અબૂશરીહ (ર૦ અ૦) સાહેબે મક્કા શરીફની ફતેહ થયા બાદ ઇસ્લામ સ્વિકાર્યો હતો. તેઓ સ્વભાવે

ઘણાજ ઉદાર હતા. તેમણે જાહેરાત આપી દીધી હતી, કે મારૂં દૂધ, ઘી, અને મારી દરેકે દરેક વસ્તુ જેને જેને હાથ આવે, તેણે વગર પૂછયે વાપરવી.

## દેવાદારનો જનાઝો

આપ (સ૦ અ૦ વ૦) સાહેબે હિજરત કરી તે પહેલાં અઢાર વર્ષે હઝરત અબૂકતાદા (ર૦ અ૦) સાહેબનો જન્મ થયો હતો. તેમણે ભર જુવાનીમાં ઇસ્લામ ધારણ કર્યો હતો, તેઓ આપ (સ૦ અ૦ વ૦) સાહેબની મજલિસમાં એક વખત બેઠા હતા, ત્યારે એક અન્સારીનો જનાઝો આવ્યો આપ (સ૦ અ૦ વ૦) સાહેબે પૂછયું, કે આ મૈયતને માથે કાંઈ દેવું હતું ? લોકોએ કહ્યું, કે થોડુંક દેવું છે, આપ (સ૦ અ૦ વ૦) સાહેબે પૂછયું, કે તેને કાંઇ મિલ્કત છે ? લોકોએ કહ્યું ના. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે તમો જનાઝાની નમાઝ પઢી લો. હઝરત અબૂકતાદા (ર૦ અ૦) સાહેબે વિનયપૂર્વક વિનંતિ કરી, કે યા રસૂલલ્લાહ ! આ મૈયતનું દેવું હું અદા કરી દઉં, તો આપ જનાઝાની નમાજ પઢાવશો ? આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે હા. હઝરત અબૂકતાદા (ર૦ અ૦) પોતાને ઘેર ગયા. પૈસા લાવ્યા અને પોતાના મર્હૂમ કોમી બિરાદરનું દેવું અદા કર્યું,

## ફકીરને ખયરાતમાં આપેલી હુંડી

હઝરત સઇદબિન આસ (ર૦અ) સાહેબ બની ઉમ્મીયા ખાનદાનના એક જવાન અગ્રેસર હતા. તેઓ ઉદાર દીલના દયાળુ હતા. અઠવાડિઆમાં એક વખત સર્વ ભાઇ, ભત્રીજા

અને સગાંવહાલાંને એકત્ર કરીને ખાણું આપવાનો તેમનો હમેશનો રિવાજ હતો. ગરીબોને કપડાં તથા રોકડ નાણાંની મદદ આપતા હતા. કુફાની મસ્જીદમાં દર જુમ્માની રાત્રે નમાઝીઓને દીનારોની ભરેલી અમુક થેલીઓ વહેંચી આપતા હતા. કોઈ સવાલ કરે, તો તેઓ તેને તરછોડતા નહતા. જો તેમની પાસે તે વખતે નાણું ન હોય, તો એક કાગળ ઉપર લખી આપતા હતા, જેથી સવાલ કરનાર પાછળથી આવીને તેટલી રકમ લઈ જતો હતો. તેઓ એક દિવસ મસ્જીદથી ઘેર પધારતા હતા. એક માણસ તેમની પાછળ પાછળ આવવા લાગ્યો. તેમણે તેને પૂછ્યું, કે કેમ આવોછો ? શું કોઇ કામ છે ? તેણે નમ્રતાપૂર્વક કહ્યું, કે સાહેબ ! કામ તો કાંઈ નથી, પરંતુ આપ સાહેબ એકલ દોકલ પધારો છો, તેમ સમજી પાછળ પાછળ ચાલુંછું. તેમણે તેને કહ્યું, કે જાવ. મારા ફલાણા ગુલામને બોલાવી લાવો અને ખડીઓ કલમ પણ લેતા આવજો. ગુલામને આવતાં જરા વાર લાગી, ત્યારે તેમણે વીસ હઝારની હુંડી તેને લખી આપી અને કહ્યું, કે હાલ મારી પાસે પૈસા નથી, માટે ફરી કોઇ વખત આવીને આ રકમ વસુલ કરી જજો. તેઓની અંત ઘડીનો સમય આવ્યો ત્યારે દસ હઝાર અશરફીઓનું દેવું નીકળ્યું. દિકરાએ પૂછ્યું, કે આટલું દેવું શી રીતે થયું ? જવાબ આપ્યો, કે કોઇની હાજત પૂરી કરવામાં અને કદિ કદિતો કોઈ સવાલ કરે, તે અગાઉ તેની માગણી પૂરી કરવામાં આ દેવું થયું છે.

## મારા ઘરમાં ઉંદર નથી

હઝરત સઆદ બિન એબાદા (૨૦અ) પાસે એક ડોસીએ આવીને વિનંતી કરી, કે મારા ઘરમાં ઉંદર નથી. આ

ડોસીની મતલબ એવી હતી, કે મારા ઘરમાં અનાજ નથી. જ્યાં અનાજ હોય, ત્યાં ઉંદર આવેછે. હઝરત સઆદ(રઝઅ) સાહેબે ફર્માવ્યું, કે સવાલ કરવાની રીત તો ખરેખર સારી છે. જાવ, હવે તમારા ઘરમાં ઉંદર ઉંદર થઈ જશે. તેમણે તે ડોશીનું ઘર અનાજ, ઘી, તેલ વગેરેથી ભરી આપ્યું.

હઝરત ઝોબયર (રઝઅ) સાહેબે માત્ર સોળ વર્ષની ઉમ્મરે ઈસ્લામ સ્વિકાર્યો હતો. તેઓ ઇસ્લામી તાલીમમાં સંપૂર્ણ રંગાઈ ચૂકયા હતા. તેમના એક હઝાર ગુલામ હતા. તેઓ મહેનત મજુરી કરીને દરરોજ મોટી રકમ કમાઈ લાવતા હતા, પરંતુ તેઓ તેમાંથી એક કોડી પણ પોતાના ઉપયોગમાં વાપરતો ન હતા. બધુંજ ખયરાત કરી દેતા હતા. તેમની ઉદારતા એટલી બધી હતી, કે તેઓ આટલા માલદાર હોવા છતાં બાવીસ લાખ રૂપીઆના દેવાદાર થઈ ગયા હતા. તેમનો દરવાઝો ગરીબો માટે સદા ખુલ્લો રહેતો હતો. હઝરત કયસ બિન હાઝિમ (રઝઅ) સાહેબ ફર્માવેછે, કે ફક્ત હમ્દર્દી ખાતર કોઈપણ પ્રકારની લાલચ સિવાય ખર્ચ કરનાર હઝરત ઝયદ (રઝઅ) સાહેબ જેવો કોઈ માણુસ મેં દીઠો નથી.

## ખયરાત આપવાની તત્પરતા

હઝરત તલ્હા (રઝઅ) સાહેબે પોતાની અમુક મિલ્કત સાત લાખ દિર્હમમાં વેચાણુ કરી અને તે બધી રકમ અલ્લાહને રસ્તે અર્પણુ કરી દીધી. તેમનાં સ્ત્રી હઝરત બીબી સઆદીબિનઅવફ ( રઝ અ ) સાહેબા જણાવેછે, કે મેં એક દિવસ મારા પતિને ઉદાસ જોઈને પૂછયું, કે તમો કેમ ઉદાસ છો ? શું મારાથી કાંઈ ભૂલ થઈ છે ? તેમણે ફર્માવ્યું, કે ના તમે ઘણાં જ ભલાં છો, પરંતુ મૂળ વાત તો એવીછે, કે મારી

પાસે એક ભારે રકમ એકઠી થઇ ગઇછે. તેનું શુ કરવું! તેના વિચારમાં છું. મેં કહ્યું, કે એ રકમ વહેંચી આપો. તેમણે તરતજ લોંડીને બોલાવી અને ચાર લાખની ભારે રકમ પોતાની કોમમાં વહેંચી આપી.

શુક્ત પયગંબર કે દાઇમ બેહરે પંદ
દો ફરિશ્તા ખૂશ મુનાદી મી કુનંદ
કે ખુદાયા મુન્ફેકાંરા શીર દાર
હર દિરમ શાંરા ઇવઝ દેહ સદ હઝાર
અય ખુદાયા મુમ્સેકાંરા દર જહાં
તૂ બદેહ અંદર ઝિયાં અંદર ઝિયાં
અય ખુદા તૂ મુન્ફેકાંરા દેહ ખલફ
અય ખુદા તૂ મુમ્સેકાંરા દેહ તલફ

અર્થાત:—મહાન પેગંબર (સ૦ અ૦ વ) સાહેબ ફર્માવે છે, કે હંમેશાં બે ફરિસ્તા પોકાર કરેછે. હે ખુદા! ખેરાતનો ખર્ચ કરનારને તૃપ્ત કર, તેમના પ્રત્યેક દિરમને બદલે તેમને લાખ લાખ દિરમ આપ. હે ખુદા! કંજુસોને દુન્યામાં દુઃખ ઉપર દુઃખ નાખ. હે ખુદા! ખર્ચ કરનારને દિકરા આપ તથા કાયમ રાખ અને કંજુસોને બર્બાદ કર.

## ફકીર સિવાય ન ખાનાર

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (ર૦અ) એકાદ ભિખારીને સાથે રાખ્યા સિવાય ખાતા નહતા. અમુક લોકોએ તેમનાં બીબી સાહેબાને કહ્યું, કે તમો તમારા પતિની સેવા સારી રીતે કરતાં નથી. તેમણે કહ્યું. હું શું કરૂં? તેમના માટે ખાણું તૈયાર કરૂં છું, ત્યારે ગમે તે એકાદ ભિખારીને શામેલ કરી દેછે.

તેમની સ્ત્રીએ ફકીરોને કહ્યું હતું, કે તમારે તેમના માર્ગમાં બેસવું નહિં. જ્યારે તેમ થયું, ત્યારે તેઓ ફકીરોને તેમને ઘેર તેડું મોકલતા હતા. તેમનાં બીબી સાહેબે ફકીરોને કહ્યું; કે તમને બોલાવે છતાં આવવું નહિ. એક વખત બોલાવ્યા પ્રમાણે ફકીરો ન આવ્યા, ત્યારે તેમણે તે રાતે બીલકુલ ખાધું જ નહિં.

## મારા છોકરાને કેમ કંજુસ બનાવો છો ?

હઝરત સઆદબિન એબાદા (રઽઅ) સાહેબની ઉદારતા દૂર દેશાવર સુધી મશહૂર હતી. તેમનો માણસ દરરોજ રાત્રે આવાઝ કરતો હતો. કે જેને ખાવું હોય, તે હાઝર થાવ. તેઓ દરરોજ એંસી એંસી અસ્હાબુસુફ્ફાને ખાણું આપતા હતા. હઝરત કયસબિન સઆદ (રઽઅ) સાહેબ એક ઉદાર અન્સારી હતા. એક લડાઈમાં ખોરાકીનો સરસમાન, ઓછો હોવાથી તેઓ દેવું કરી કરીને આખા લશ્કરને ખવડાવતા હતા. હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રઽઅ) સાહેબો પણ તે લશ્કરમાં હતા. તેમણે આ કામ કરતાં અટકાવવા ધાર્યું. કે જો તેમ નહિં કરવામાં આવે, તો આમ કરીને બાપદાદાની મિલ્કત લુંટાવી દેશે. જેથી તેમના બાપ મુસલમાનોને ઠપકો આપશે. તેમના બાપને ખબર પડી, કે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રઽઅ) પોતાના દિકરાને સખાવત કરતાં અટકાવવા માગે છે, ત્યારે તેમણે આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં વિનંતી કરી, કે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રઽઅ) સાહેબ મારા દિકરાને કંજુસ બનાવવા માગેછે. માટે એ બંનેથી મને કોણ બચાવશે ?

હઝરત કયસ બિન એબાદ (રઽ અ) સાહેબ એટલા

બધા ઉદાર હતા, કે તેઓ જ્યાં જ્યાં જતા, ત્યાં એક માણસ તેમની સાથે ખાણું લઇને ફરતો અને પોકાર કરતો હતો, કે કોણને ખાવુંછે?

એક દિવસ એક માણસ મસ્જીદમાં બેઠો બેઠો અલ્લાહ પાસે દસ હજાર દિર્હમની માગણી કરતો હતો. હઝરત ઇમામ હસન (રઅ) સાહેબે તે સાંભળી લીધું. ઘેર જઇને દસ હજાર દિર્હમ લઇ આવ્યા અને તેને આપ્યા.

## મારી આબરૂ શું ન સાચવવી?

એક માણસ હઝરત અલી (રઅ) સાહેબનો દુશ્મન હતો. તે મદીના શરીફમાં આવી ચઢયો. તેની પાસે વાટ ખર્ચી ન હતી. તેમજ બેસવાની સવારી પણ ન હતી. લોકોએ તેને કહ્યું, કે હઝરત ઇમામ હસન (રઅ) કરતાં કોઈ અધિક ઉદાર નથી, માટે તેમની પાસે જા. તે ત્યાં ગયો. તેમણે તેને બંને સાધનો પૂરાં પાડી આપ્યાં. લોકોએ કહ્યું કે એ તો તમારો તથા તમારા પિતાનો કટ્ટર દુશ્મન હતો. તેની સાથે શા માટે ભલાઇ કરી? તેમણે કહ્યું. મારે મારી આબરૂ શું ન સાચવવી!

## કૂતરાને નાખેલો ટુકડો

હઝરત ઈમામ હસન (રઅ) સાહેબ એક જંગલમાં એક બાગમાં જઈ ચઢયા, ત્યાં એક હબસીને રોટલો ખાતાં જોવામાં આવ્યો. એક ટુકડો પોતે ખાતો હતો અને એક ટુકડો કૂતરાને નાખતો હતો. આ પ્રમાણે તેણે અડધો રોટલો કૂતરાને ખવડાવ્યો. હઝરત ઈમામ હસન (રઅ) સાહેબે તેમને પૂછયું, કે કૂતરાને કેમ કાઢી મૂકતા નથી? તેણે કહ્યું

કે મને તેમ કરતાં શરમ આવે છે. તેમણે પૂછ્યું, કે તમો કોના ગુલામ છો? તેણે પોતાના માલિકનું નામ બતાવ્યું તેમણે તે ગુલામને કહ્યું કે હું જ્યાં સુધી પાછો ન આવું, ત્યાં સુધી અહિંજ રહેજો. તેઓ આ ગુલામના માલિક પાસે પહોંચી ગયા. તે બાગ અને ગુલામ બંને ખરીદી પાછા ફર્યા. પછી તે ગુલામને ફર્માવ્યું, કે મેં તમને તથા આ બાગને તમારા માલિક પાસેથી ખરીદી લીધેલ છે. હવે મેં તમને આઝાદ કર્યા છે. અને આ બાગ તમને બક્ષિસ કર્યો છે. ગુલામે કહ્યું, કે જે ખુદા વાસ્તે તમે મને આઝાદ કર્યો છે. તે ખુદાના નામ ઉપર હું આ બાગ ખયરાત કરી દઉં છું.

સુબ્હાનલ્લાહ! એક તરફ ઉદારતા અને બીજી તરફ નિઃસ્પૃહતા, નિઃસ્વાર્થતાનું મૂલ્ય આંકો. ગુલામી મનુષ્ય સ્વભાવનો નાશ કરે છે, ઇન્સાનિયતના ઉચ્ચ ગુણોનું નિકંદન કરે છે, તેમ આજકાલ કહેવામાં આવે છે. હવે ઇસ્લામનો પ્રભાવ જુઓ. હઝરત રસૂલે ખુદા ( સ૦ અ વ૦ ) સાહેબના પવિત્ર શિક્ષણે ગુલામો ઉપર એટલી બધી અસર કરી દીધી કે નિ.સ્વાર્થતા, નિસ્પૃહતામાં બાદશાહો કરતાં પણ વધી ગયા. આ દુનિયાની ધન દોલત તેમને પોતા તરફ ખેંચી શકી નહિ. તેમજ તેમના ઉચ્ચ ગુણોને તેમની ગુલામી બર્બાદ કરી શકી નહિં. ઇસ્લામે તેમનાં હૃદય એવાં તો વિશાળ બનાવ્યાં હતાં, કે તેમને પોતાની ગરીબીનો કદિ ખ્યાલ સરખોએ આવ્યો નથી.

## વિશેષ ન અપાયું તેની માફી

હઝરત ઇમામ હુસયન ( ૨૦ અ ) સાહેબ અત્યંત

ઉદાર હતા. ખુદાના માર્ગમાં લખલુંટ માલ ખર્ચ કરતા હતા. કોઈ ભિખારી તેમને આંગણેથી ખાલી હાથ જતો ન હતો. તેઓ નમાઝ પઢતા હતા. તે વખતે એક સવાલ કરનાર આવ્યો. તેનો અવાજ સાંભળીને તેઓ જલ્દી જલ્દી નમાઝથી ફારેગ થઈ ગયા. સવાલ કરનારને જોતાં તે ઘણોજ ગરીબ જણાયો. તેમણે પોતાના સેવકને પૂછ્યું, કે ઘરમાં જે હોય, તે લાવો. સેવકે કહ્યું. અહલે બયતમાં વહેંચવાને બસો દિર્હમ આપ્યા હતા. તેટલા છે, તેમણે ફર્માવ્યું, કે લઇ આવ અહલે બયત કરતાં વધુ હકદાર માણુસ આવી પહોંચ્યો છે. તેમણે એ થેલી પેલા ભિખારીને આપતાં કહ્યું, કે હાલમાં આથી વિશેષ આપી શકયો નથી, તેથી માફી ચાહું છું.

## મનુષ્ય સ્વભાવનો વિરોધ

હઝરત અસ્મા બિન્તે અબૂબક (રઠ અ) સાહેબા સંબંધી આગળ ઉપર અમુક વર્ણન જણાવ્યું છે. તેમના પતિ હઝરત ઝોબયર ( ર૦ અ૦ ) ઘણા ગરીબ હતા; જેથી ઘણા દુઃખમાં દિવસો વીતાવવા પડતા હતા. આમ છતાં તેમના દીલ ઉપર તંગ દિલીએ કાંઇ અસર કરી ન હતી. ઇસ્લામી તાલીમ માણુસમાં ઉચ્ચ ગુણો અને ઉચ્ચ દ્રષ્ટિ પેદા કરે છે, તેના ઉપર ગરીબી કાંઇ અસર કરી શકતી નથી. તેમનાં બહેન હઝરત આયશાં ( ર૦ અ ) સાહેબાના વારસામાંથી તેમના ભાગે અમુક મિલ્કત આવી, આ મિલ્કત વેચતાં તેમને એક લાખ દિર્હમ મલ્યા. જે માણુસે દુઃખમાં દહાડા કાઢયા હોય, તેના હાથમાં અચાનક ભારે રકમ આવી જાય, તો તે માણુસ તે રકમને સાચવી સાચવીને રાખી મૂકશે. આ મનુષ્ય

સ્વભાવથી તદ્દન વિરૂદ્ધ જઇને હઝરત અસ્મા ( ર૦ અ ) સાહેબાએ આ ભારે રકમ પોતાનાં સગાં વહાલાંને વહેંચી આપી.

દરેક ન્યાયપ્રિય મનુષ્ય કહી શકશે, કે હઝરાત સહાબાએ કેરામ ( ર૦ અ ) સાહેબો જેવી ઉદારતા અને ઉચ્ચ દ્રષ્ટિ કોઇ પણ પ્રજાના ઇતિહાસમાં મળી આવે નહિં, ઉદારતાપૂર્વક સાર્વજનિક સેવા કરનાર ઘણા માણસો આજે પણ મળી આવે છે, પરંતુ હઝરાત સહાબાએ કેરામ [ ર૦ અ ) સાહેબોની ઉદારતા અને સાર્વજનિક સેવામાં જે નિ:સ્વાર્થતા નિસ્પૃહતા અને ખુદાનો ખોફ જણાઇ આવે છે, તેવા ગુણો આજ કાલના ઉદાર માણસોમાં મળી આવતા નથી. આ વિષય ઉપર ઘણું લખાઇ શકે તેમ છે, પરંતુ અત્રે તેનું વર્ણન લંબાવવાથી વિષયાંતર થવાની ધાસ્તી રહે છે, છતાં એટલું તો જણાવીશું, કે આજકાલનાં સાર્વજનિક કાર્યોમાં નામના અને અંગત સ્વાર્થની ઇચ્છા હોય છે, તેમ હઝરાત સહાબાએ કેરામ ( ર૦ અ ) સાહેબોની ઉદારતામાં ન હતું, આજ કાલ અમુક ધર્મ, અમુક કોમ, અમુક વર્ગ માટે સાર્વજનિક કાર્યો કરવામાં આવે છે, જ્યારે હઝરાત સહાબાએ કેરામ ( ર૦ અ ) સાહેબો પોતાની ઉદારતા અને સાર્વજનિક સેવાઓમાં કોમ, ધર્મ, વર્ગ કે સગપણનો ખ્યાલ રાખતા ન હતા. તેઓ પ્રાણી માત્રની સેવા કરવામાં નેકી સમજતા હતા. જેમ હઝરત રસૂલે ખુદા ( સ૦ અ૦ વ ) સાહેબ રહમતુલ્લિલ્આલમીન હતા, તેમ તેમના શિક્ષણથી આરૂઢ થએલા તેમના સહાબાએ કેરામ ( ર૦ અ ) સાહેબો પણ સમસ્ત સૃષ્ટિ માટે આશિર્વાદ રૂપ હતા.

તા અમાં ચાબી ઝ કેહરે કિર્દગાર
સદકા મીદેહ દર નિહાંઓ આશ્કાર
સદકા દેહ હર બામદાદો હર પગાહ
તા બલાહા અઝ તૂ ગર્દાનદ એલાહ
હરકે ઊરા ખયર આદત મી શવદ
એ ગુમાં ઊમ્રશ ઝિયાદહ મી શવદ

અર્થાત:—જો તું પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ખેરાત કરીશ, તો તું ખુદાઈ કોપથી શાન્તિમાં રહીશ. સવાર સાંજ ખયરાત કર, જેથી ખુદા તારી આફતો દૂર કરશે, જે માણસને નેકી કરવાની ટેવ પડી જાય છે, તેની ઉમર ખુદાપાક વધારે છે.



## હમારે ઝોરે બાઝૂ

પરાગંદા હયેં ગર્ચે આલમમેં સારે
બહોત હયેં અભી ઝોરો બાઝૂ હમારે
વોહ સહરાયે સૂડાનકે રેહને વાલે
હયેં ભાઈ બહોતસે જો કાલે હી કાલે
વોહ ગો દેખનેમેં સિયાહ ફામસે હયેં
મુનવ્વર મગર નૂરે ઇસ્લામસે હયેં
પળે હયેં કેનાઅતસે રેત ઓર બનમેં
ખુદા યાદ કર્તે હયેં વોહ સાદા પનમેં

**ખામોશ.**

## ઈમાનનો જોશ

હઝરત અબુબકર (ર૦ અ૦)ની ખિલાફતના સમયમાં ઈર્તેદાદ-ઇસ્લામથી ધર્મ-ભ્રષ્ટ થવાનો જઘડો પેદા થયો હતો, તે શાન્ત થયા પછી બળવાખોરોને વધસ્થાન-મકતલ આગળ એકત્ર કર્યા હતા. આ બળવાખોરોમાં હઝરત કયસ (ર૦ અ૦) સાહેબના કાકા પણ શામિલ હતા. હઝરત કયસ (ર૦ અ૦) સાહેબ જ્યારે પોતાના કાકાને કતલ કરવા જાય છે, ત્યારે તેમના કાકા કહે છે, કે શું તમો તમારા હાથે જ તમારા કાકાને કતલ કરશો. શું તમારા પિતાના ભાઈની ગરદન ઉપર તમારી તલ્વાર ચાલી શકશે? તેમણે જવાબ આપ્યો, કે બેશક. આપ મારા કાકા છો, પરંતુ હું જેને માટે તમને કતલ કરવા ચાહું છું, તે અલ્લાહપાક મારો રબ છે.

### પિતા પ્રત્યે પુત્રને ક્રોધ કેમ ઉત્પન્ન થયો!

આપ (સ૦ અ૦ વ૦) સાહેબે એક લડાઈમાંથી પાછા ફરતાં મરીસીઆ નામના સ્થળે મુકામ કર્યો હતો. આ સમયે મુનાફિક લોકો મુસલમાનોમાં કુસંપ કરાવવાના પ્રપંચ કરી રહ્યા હતા. તેમણે એક ભયંકર કાવતરૂં રચ્યું હતું. જેના પરિણામે મુસલમાનોમાં ભયંકર ખુનરેજી ચાલવાનો સંભવ

ઉભો થયો હતો. ઇસ્લામે પોતા પરાયાનો જે ભેદભાવ મટાડયો હતો, અને ઈસ્લામી ભાઇચારો કાયમ કર્યો હતો. તે નાબુદ કરવાના કાવાદાવા રચાયા હતા. હઝરત ઉમર (રુ૦ અ૦) સાહેબનો નોકર કૂવા ઉપર પાણી લેવા ગયો હતો, ત્યાં એક મદીનાવાસી સનાન નામનો માણસ પણ પાણી લેવા ગયો હતો. બંને કમ-સમજ માણસો હતા. પાણી ભરતાં ભરતાં બંને વચ્ચે લડાઇ થઈ ગઈ. હઝરત ઉમર (રુ૦ અ૦) ના નોકરે મક્કાવાસીઓને અને સનાને મદીના વાસીઓને પોતાની મદદે બોલાવ્યા. આંખ મીંચતામાં ભારે-જમાવ થઇ ગયો. તલવારો ખેંચાવાની ઘડી આવી પહોંચી. મુસલમાનો પોતાના ભાઈઓના ખૂનથી રંગાત, પણ અમુક ઠરેલ મુસલમાનોએ સમય સુચકતા વાપરીને એવી રીતે ઝઘડાને સમાવી દીધો, કે આ કાવતરૂં રચનાર મુનાફિકોનો સરદાર ફીકો પડી ગયો. તેણે આથી કરીને પોતાના સાથીઓને ઉશ્કેર્યા અને કહેવા લાગ્યો, કે અમને મદીના પહોંચવા દો; ત્યાં અમો જોઈ લઈશું. આબરૂદાર વર્ગ હલકટ વર્ગને કાઢી મુકશે. ચોકખા દીલના મુસલમાનો હતા, તેઓ આ સાંભળીને ગુસ્સે થઈ ગયા અને તેમની તલવારો મુનાફિક અબદુલ્લાહને કતલ કરવાને ઉંચી નીચી થવા લાગી. આ વાતની ખબર અબદુલ્લાહના દિકરા હઝરત હબાબ (રુ૦ અ૦) ને થઈ. તેમણે આપ (સ૦ અ૦ વ૦) ની સેવામાં વિનંતી કરી, યા રસૂલલ્લાહ ! મારો બાપ પ્રપંચ કરી રહ્યો છે. આપે તેને કતલ કરવાનો હુકમ આપ્યો છે. એમ મારા સાંભળવામાં આવ્યું છે. જો આ વાત ખરી હોય, તો મારા બાપનું માથું કાપી આપની સેવામાં હાજર કરવાનો હુકમ મને આપો.

હું તે કામ કરીશ. આપ સાહેબ આ કામ જો બીજા માણુ-સને સોંપશો, તો તે મુસલમાન મારા બાપનો ખૂની છે, એમ સમજી અજ્ઞાનતાને લીધે કોઇ વખત તે મુસલમાનને મારે હાથે ભોગેજોગે નુકસાન પહોંચશે અને આ રીતે તે સાચા મુસલમાનને નુકસાન પહોંચાડવાથી હું દોઝખમાં પડીશ, માટે મારા પિતાને કતલ કરવાનો હુકમ મને જ આપો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે ના. અમારો કદી એવો વિચાર નથી.

હઝરત હબાબ (ર૦ અ૦) ને પોતાના પિતા ઉપર એટલો બધો ગુસ્સો ચઢયો કે, જ્યારે લશ્કરે કુચ કરવા માંડી, ત્યારે પોતાના પિતાનો રસ્તો રોકી તેને ઘેરી લીધો. અને તેને કહ્યું, કે હું તમને કદી પાછા જીવતા જવા દઇશ નહિ. જો પાછા જવું હોય તો આપ (સ૦ અ૦ વ૦) સારા-માં સારા અને પવિત્ર છે અને તમો તદ્દન નાલાયક છો. એવું તમારી જીભે કબુલ કરો. અબદુલ્લાહે પ્રથમ ઘણીએ આનાકાની કરી, પણ દિકરાનો ઈસ્લામી જોશ અને વિફરેલો ચહેરો જોઇ તેના કહેવા પ્રમાણે કબુલ કરવું પડયું.

## જીવથી અધિક સ્વાભિમાન પ્રત્યે પ્રેમ

અમો આગળ ઉપર જણાવી ગયા છીએ, તેમ એક કબીલાવાળાની અરજ ઉપરથી સીત્તેર કારીઓને (સારી રીતે કુરઆન શરીફ પઢનારાઓને) એક ડેપ્યુટેશનના સ્વરૂપમાં મોકલ્યા હતા. દુશ્મનોએ તેમને ઘેરી લીધા. આ ડેપ્યુટેશનના સરદાર હઝરત મન્ઝિરબિન ઉમરો (ર૦ અ૦) સિવાય બધાને શહીદ કર્યા. દુશ્મનોએ હઝરત મનઝરને કહ્યું, કે તમો જો

જીવ દાનની માગણી કરો, તો જતા કરવામાં આવશે. પ્રિય વાંચક બંધુ! દરેક માણસને પોતાનો જીવ ઘણો પ્યારો હોય છે, માત્ર એક જીભ હલાવવાથી જીવ બચતો હોય તો ચાલુ સમયનો કયો માણુસ જીવતદાનની માગણી કરવાને ચુકશે? ધન્ય છે. આ સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબોને કે તેમણે મરણુ પ્રર્યંત સ્વાભિમાન છોડયું નથી. હઝરત મનઝિર આ અયોગ્ય માગણીને ધિક્કારી કાઢે છે, અને વિરતા પૂર્વક લડી શહીદ થાય છે.

## શુદ્ધ ઈમાનની કસોટી

હઝરત ખાલીદ (૨૦ અ૦) સાહેબના ભાઈ બદરની લડાઈમાં કેદ પકડાયા હતા. તે વખતે તેમણે ઈસ્લામ સ્વીકાર્યો ન હતો. ચાર હજાર દિરહમ આપીને તેમના ભાઈઓ તેમને કેદમાંથી છોડવી લાવ્યા. તેઓ ઘેર પહોંચતાની સાથે જ મુસલમાન થઈ ગયા. જેથી તેમના ભાઈઓ ઘણા ગુસ્સે થઈ કહેવા લાગ્યા, કે જો તમારે મુસલમાન થઈ જ જવું હતું, તો ચાર હજાર દિરહમનો દંડ અમને શા માટે ભરાવ્યો? તેમણે જવાબ આપ્યો. હું દંડથી બચવા ખાતર મુસલમાન થયો છું. એવું મહેણું મને કોઈ ન મારી શકે, તે ખાતર મેં આ પ્રમાણે કર્યું છે. જઝાકલ્લાહ! આનું નામ ઈમાન! પોતાના કબીલાવાળાઓને આર્થિક નુકસાનથી બચાવી શકત, પરંતુ તેમના ઈમાનને ધન્ય છે, કે કોઈ મેણું ન મારી શકે, તે ખાતર પોતાના કુટુંબને આર્થિક નુકસાનમાંથી પણ બચાવતા નથી! મક્કાવાસીઓએ તેમને કેદ કર્યા. જાત જાતનાં દુઃખ

પહોંચાડયાં, છતાં તેમના ઇમાની જોશમાં સ્હેજ પણ કચાશ આવી નહિં. તેઓ વખત મળતાં મદીના શરીફ ચાલ્યા ગયા.

## એક બાળકની સત્યતા ઉપર આકાશવાણી

હઝરત ઉમેર બીન સઆદ (ર૦ અ૦) ના પિતા નાનપણુથી જ ગુજરી ગયા હતા. જલાસ નામનો એક માણસ સ્વભાવે મુનાફિક હતો તેની સાથે તેમનાં માએ નિકાહ કર્યો હતો. અને તેની દેખરેખમાં તેઓ ઉછર્યા હતા. હઝરત ઉમેર (ર૦ અ૦) નાનપણુથી જ ઇસ્લામથી પાવન થયા હતા. આટલી નાની ઉંમરમાં તેઓ તબૂકની લડાઇમાં શામીલ થયા હતા. જલાસે એક વખત કહ્યું. જો મહમદ (સ૦ અ૦) તેમની માન્યતામાં સાચા હોય, તો અમો ગધેડાઓથી પણ ખરાબ છીએ. હઝરત ઉમેરથી આ સહન ન થયું. તેમણે કહ્યું બેશક આપ (સ૦ અ૦) સાચા છે. અને તમે લોકો ગધેડાઓથી પણ ખરાબ છો. પોતાને ઘેર ઉછરેલું છોકરૂં આ પ્રમાણે તોછડાઇ વાપરે, તો જલાસ સહન કરી શકે નહિં, એ દેખીતું જ છે. તેમજ પોતાના આ રોકડા જવાબથી હઝરત ઉમેર સારી રીતે જાણુકાર હતા, કે જલાસનો છાંયડો જતો રહે, તો કેવાં સંકટ પડશે, તેનો વિચાર કર્યા સિવાય તેમણે રોકડે રોકડું પરખાવી દીધું. જલાસે કહ્યું, કે જાઓ આજથી હુ તમારૂં ભરણુ પોષણુ કરીશ નહિં. હઝરત ઉમેર તેની દરકાર રાખ્યા સિવાય નબી સાહેબની સેવામાં હાઝર થયા અને સર્વ હકીકત કહી, આપ (સ૦અ૦) સાહેબે જલાસને બોલાવ્યો, અને બનેલી બીના પૂછી. તેણે સાફ ઇન્કાર કર્યો, પણ તરતજ અલ્લાહપાકે નબી સાહેબને

વહી માર્ફતે હઝરત ઉમેરની સચ્ચાઈનો પુરાવો આપ્યો આપ (સ૦ અ૦) સાહેબે હઝરત ઉમેરના કાન પકડીને ફર્માવ્યું કે છોકરા! તારા કાને સાચું સાંભળ્યું હતું.

## નિંદા પ્રત્યે તિરસ્કાર

અમુક લોકોને અંદર અંદર લડાવવાની આદત હોય છે. ઈસ્લામના ખલીફા અને અમીરો વચ્ચે અણબનાવ પેદા કરવાનાં ભયંકર કાવતરાં થતાં હતાં. તે સમયમાં સહાબાઓની મજલીસમાં કોઈ માણસ આ પ્રમાણે નિંદા કરે, તો તેઓ સહન કરી શકતા ન હતા. હઝરત અમાર બીન યાસીરે નાનપણમાં ઈસ્લામ સ્વીકાર્યો હતો. મતરીફ નામે એક મુસલમાન જણાવે છે, કે હું એક વખતે કુફામાં મારા મિત્રને ત્યાં મહેમાન ગયો હતો. તેને ઘેર એક બીજો માણસ બેઠેલો હતો. જે પોતાના ચામડાના પોશાકને થીંગડાં મારતો હતો. મેં મારા મિત્ર સાથે હઝરત અલી ( ર૦ અ ) સંબંધી અમુક ટીકા પાત્ર ચર્ચા શરૂ કરી. તેટલામાં પેલો માણસ ગુસ્સે થઈ મને કહેવા લાગ્યો, કે ફાસિક! શું તું અમીરૂલ મોમેનીનની નિંદા કરે છે? મારા મિત્રે વચ્ચે પડીને માફી ચાહતાં કહ્યું કે જવા દો. એ મારો મહેમાન છે. મને માલુમ પડ્યું કે આ ગુસ્સે થનાર માણસ હઝરત એમાર બિન યાસિર હતા.

અફસોસ! આ પ્રમાણે ઈમાની જોશ દર્શાવવાને ચાલુ સમયમાં સુધારા વિરૂદ્ધ ગણે છે, ચાલુ સમયના અમુક લોકો પોતાના મિત્રો અને સગાં વહાલાંઓની આવી નિંદા ટીકાઓ સાંભળી તેને છુપાવવા બલ્કે તેમની હા એ હા

કહેવામાં મિત્રતા અને સગપણનો વિવેક સમજે છે.

## નિરાધાર સ્થિતિમાં ઇમાની જોશ

હઝરાત સઆદ બીન અબી વકાસ ( ર૦ અ ) સાહેબે બાળપણમાં ઈસ્લામ સ્વિકાર્યો હતો. મુસલમાનો માટે તે સમયે મક્કા શરીફમાં શાંતિ ન હતી, જેથી તેઓ પણ બીજા મુસલમાનોની માફક સુનસાન જંગલોમાં નમાઝ પઢી લેતા હતા. દુશ્મનોએ એક દિવસ એમને જોઈ લીધા. અને તેમના ઈસ્લામની મશ્કરી કરવા લાગ્યા, મુસલમાનો નિરાધાર હતા. દુશ્મનોનું જોર વધુ હતું. તેઓ અનેક પ્રકારનાં દુખ પહોંચાડતા હતા તે સર્વ હઝરત સઆદ જાણતા હતા, પણ તેમનાથી આ મશ્કરી સહન ન થઇ. પાસે એક ઉંટનું હાડકું પડ્યું હતું, તે એવા જોરથી મશ્કરી કરનારના માથામાં માર્યું, કે એનું માથું ફાટી ગયું. ઇસ્લામના માર્ગમાં આ સર્વથી પહેલી ખુનરેઝી હતી.

## મુસ્લિમ ભાઇઓની લાગણી

જેમણે સર્વથી પહેલાં ઇસ્લામ કબુલ કર્યો હતો. તેમાં હઝરત ઉસ્માન બિન મઝઉન ( ર. અ. ) સાહેબની ગણત્રી થાય છે. આ સમયે માત્ર ગણ્યા ગાંઠયાજ મુસલમાનો હતા. ઝુલ્મના બળે ઈસ્લામ નાબુદ કરવામાં ફતેહમંદી મળશે, તેમ દુશ્મનો ધારતા હતા. અનહદ સંકટો આવી પડતાં હઝરત ઉસ્માન ( ર. અ. ) સાહેબ પણ બીજા સહાબાઓની સાથે હબ્સના મુલક તરફ ચાલ્યા ગયા. તેવામાં કોઇએ ખોટી ગપ ઉડાવી, કે મક્કા શરીફના દુશ્મનોએ ઈસ્લામ સ્વીકાર્યો છે, જેથી તેઓ પાછા આવ્યા. મક્કા શરીફની લગભગ પહોં-

ચતાં આ ગપ ખોટી છે, તેવી ખબર મળી, પણ હવે શું કરવું ? વલીદ બીન મોગયરા નામે એક દુશ્મનના આશરા હેઠળ મક્કા શરીફમાં આવીને રહ્યા. વલીદના આશરાને લીધે તેઓ દુશ્મનોના ઝુલ્મથી સલામત રહ્યા હતા. પરંતુ બીજા સહાબાએકરામ (ર. અ.) સાહેબો ઉપર દુશ્મનો અનેક જાતનાં દુઃખ નાખતા હતા. તે જોઇને તેમના ઈમાને જોશ માર્યો. અને પોતાના દિલ સાથે કહેવા લાગ્યા, કે મારા ભાઈઓ દુઃખ ઉઠાવે અને હું એક દુશ્મનના આશરા નીચે સુખ ભોગવું ? એવી જીંદગીને ધિક્કાર છે. આ વિચારે તેમને બેચેન કરી દીધા. તેમણે આશરો આપનાર વલીદ પાસે જઈને કહ્યું. હું તમારા આશરાથી આઝાદ થવા માગું છું. હવે મારી જવાબદારીનો ભાર તમારે રાખવો નહિં. હઝરત રસૂલે ખુદા (સ. અ. વ.) અને તેમના સહાબાઓનું આદર્શ જીવન મારે ભોગવવુંછે. હું માત્ર ખુદા અને રસૂલની મદદ ચાહુંછું. તમો મારી સાથે કઆબા શરીફમાં આવો. ત્યાં જેવી રીતે મને આશરો આપવાની જાહેરાત કરી હતી, તેવી રીતે મારા ઉપરથી હાથ ઉઠાવી લેવાની ઝાહેરાત કરો. ખરેખર તે પ્રમાણે કરવામાં આવ્યું.

હઝરત ઉસ્માન (ર. અ.) ત્યાંથી નીકળીને દુશ્મનોની એક મજલિસમાં ગયા. ત્યાં મુશાએરો થતો હતો. લબીદ નામનો એક પ્રખ્યાત કવિ એક પંક્તિ આ મતલબની બોલતો હતો, કે તમામ નેઅમતો નાબુદ થવાની છે. હઝરત ઉસ્માન (ર૦ અ) તે સાંભળી એકદમ બોલી ઉઠયા, કે જન્નતની નેઅમતો નાબુદ થશે નહિં. પેલો લબીદ કવિ પોતાની પંક્તિ ફરી બોલ્યો,

હઝરત ઉસ્માન (ર. અ.) સાહેબે બીજી વાર તેની રદ કરી. ત્યારે પેલા કવિએ મજલિસવાળાઓને ઉશ્કેર્યા, કે તમારી મજલિસમાં આ પ્રમાણે બે અદબી થાય, એ ઘણી નવાઈની વાતછે. એક નાપાક માણસે તેમને એટલા જોરથી તમાચો માર્યો, કે તેમની આંખ પીળી થઈ ગઇ. લોકોએ કહ્યું, કે તમો જ્યાં સુધી વલીદના આશરામાં હતા, ત્યાં સુધી તમને નુકસાન પહોંચાડવાની કોઇ હિમ્મત કરી શકતું ન હતું. વલીદે કહ્યું, કે જો ઈચ્છતા હોય, તો હજુ પણ તમને મદદ આપી શકું છું. પરંતુ હઝરત ઉસ્માન (ર. અ.) ના ઇમાની જોશે તે સ્વીકાર્યું નહિ.

## સંકટ સમયે ખુદાની ઓળખ

હઝરાત સહાબાએ કેરામ (ર. અ.) સાહેબો દીનીયાત બાબતોમાં એટલો બધો જોશ ધરાવતા હતા, કે ભયંકર સંકટો વખતે પણ પોતાનો ઇમાની જોશ છૂપાવતા નહતા. હઝરત અબુ ફકિયાહ (ર. અ.) સાહેબ એક ગુલામ હતા. સફ્વાન તેમનો માલીક હતો. જે તેમને અનેક પ્રકારનાં દુઃખ આપતો હતો. તેમને પગે દોરડું બાંધીને ગરમ રેતાળ ભોંય ઉપર ગલીએ ગલીએ ઘસરડતો હતો. એક દિવસ આવી હાલતમાં તેમને ઘસરડતો ઘસરડતો લઈ જતો હતો. એક દિવસ રસ્તામાં એક અગીઆરી દીઠી. સફ્વાને તેમનું દીલ દુઃખવવા કહ્યું, કે જો આ તારો ખુદા તો નથી? નિરાધાર સ્થિતિમાં એક ગુલામે પોતાના શેઠ સામે જવાબ દેવો, એ બળતામાં ઘી હોમવા બરાબર છે. જો તેઓ ધારત તો મશ્કરી બદલ ચુપ રહી જતે, અને મનમાં બુરૂં ભલું કહીને શાંત થતે,

પરંતુ તેમના ઈમાની જોશે તેમ પસંદ કર્યું નહિં. પોતાની નિરાધાર સ્થિતિ, અસહ્ય ઝુલ્મ ઝટ ભૂલી જઈ જવાબ આપ્યો કે મારો અને તારો ખુદા અલ્લાહપાક છે. આથી સફ્વાનને ઘણો ગુસ્સો ચઢયો. તેણે એવા જોરથી તેમનું ગળું દબાવ્યું, કે તેઓ અધમુઆ થઇ ગયા. તેમનો ભાઈ તે વખતે હાઝર હતો. તેણે લાગણી બતાવવાને બદલે સફ્વાનને ઉશ્કેરી ઘણું દુઃખ અપાવ્યું.

## બહેનના મહેણાની કીંમત

ઇસ્લામના દુશ્મનોમાં અત્બા આગલે મ્હોઢે રહેતો હતો. બદરની લડાઈમાં જ્યારે તે તલ્વાર લઇને ઉતર્યો, ત્યારે તેના મુકાબલામાં હઝરત અબુહુઝયફા (ર. અ.) જે તેના દીકરા થતા હતા. તે આવ્યા તેમને જોઈ તેમની હિંદા નામની બ્હેને મશ્કરી પૂર્વક આ મતલબની કવિતા કહી, કે જે બાપે તને ઉછેરીને જવાન કર્યો છે, તેની સામે તું લડવા આવ્યો. એવો તું બેવફા છે! તેમણે આ વાતની કાંઇ પરવા ન કરતાં ઈમાની જોશના પ્રતાપે લડાઇ ચાલુ રાખી.

## પેગંબરે ઇસ્લામ પ્રત્યે અપૂર્વ માન

હોદયબિયહની સુલેહ વખતે જ્યારે સુલેહ નામું લખાતું હતું. ત્યારે દુશ્મન પ્રતિનિધિઓએ ભારપૂર્વક જણાવ્યું, કે આપ (સ૦ અ૦ વ)ના નામ સાથે રસુલુલ્લાહ શબ્દ લખવો નહિં. આપ (સ. અ.) સાહેબે તે શરત માન્ય રાખતાં રસૂલુલ્લાહ શબ્દ કાઢી નાખવાને હઝરત અલી (ર. અ.)ને હુકમ કર્યો, હઝરાત

સહાબાએ કેરામ (ર. અ.) સાહેબો આપ સાહેબના દરેક હુકમ ઉપર અમલ કરતા હતા, છતાંરસૂલુલ્લાહ શબ્દ પોતાને હાથે કાઢી નાખવાનું તેમના ઈમાની જોશે કબુલ કર્યું નહિં, જેથી આપ ( સ. અ. ) સાહેબે પોતાના પવિત્ર હાથે તે વાકય છેંકી નાંખ્યું.

## મને ભલે કાપી નાખો

હઝરત ખબીબ ( ર. અ. ) સાહેબને દુશ્મનો જ્યારે શહીદ કરવા લાગ્યા, ત્યારે આપે બે રકાત નમાઝ પઢવાનું શરૂ કર્યું. અને દુશ્મનોને કહ્યું કે આજે લાંબી નમાઝ પઢવાનો મારો વિચાર હતો, પણ મોતના ડરથી હું નમાઝ લંબાવું છું, એવો વિચાર તમને પેદા થાય, તે ખાતરથી મેં ટુંકી નમાઝ અદા કરી છે. હવે મારા શરીરને જેમ કાપવું કૂટવું હોય, તેમ કરી લો. એટલું બોલીને કવિતા પઢવા લાગ્યા, કે જ્યારે હું એક મુસલમાન તરીકે મરૂં છું, તો મારૂં ધડ કઇ તરફ પડયું અને માથુ કઇ તરફ પડયું, તે જાણવાની શી જરૂર ? મરવું ખુદા માટે છે, જો તે ધારે, તો મારા કપાયેલા અવયવો ઉપર બરકત કરશે.

## કોઇની મદદની જરૂર નથી

મક્કા શરીફના નિરાધાર અને ગરીબ મુસલમાનોનેજ દુશ્મનો દુઃખ આપતા હતા. એટલું જ નહિં બલ્કે હઝરત અબુબક (ર. અ.) જેવા આબરૂદાર તેમના સંકટોથી બચ્યા નહતા. જ્યારે મુસલમાનોએ મુલ્કે હબસ તરફ હિજરત કરી. ત્યારે હઝરત અબુબક ( ર. અ. ) સાહેબ પણ હિજરતના

ઇરાદાથી નીકળ્યા. મક્કા શરીફથી થોડે દૂર ગયા હતા, ત્યાં ઇબ્ને દગના નામનો એક માણસ મળ્યો. તેણે પૂછ્યું. ક્યાં જાઓ છો ? તેમણે ફરમાવ્યું, કે મારી કોમે મને દેશ નિકાલ કર્યો છે. પેલા માણસે જવાબ આપ્યો, કે તમો ગરીબ લોકોની મદદ કરોછો, સગાં વહાલાંનો ખ્યાલ રાખો છો, પરોણા ગત કરો છો, દુ:ખીને મદદ કરો છો, તમારા જેવા માણસને દેશ નિકાલ કરી શકાય નહિં. આપ પાછા આવો. અને મારા આસરામાં રહો, તેઓ પાછા આવ્યા ઇબ્ને દગનાએ જાહેરાત કરી, કે મેં અબુબક્ર (ર. અ.) ને આશરો આપ્યો છે. મક્કાવાસીઓએ તે કબુલ કર્યું અને હઝરત અબુબકરને ઘરમાં નમાઝ અને કુર્આન શરીફ પઢવાની મંજુરી આપી. તેઓ પોતાના આંગણામાં નમાઝ પઢતા હતા અને મોટા અવાઝથી કુર્આન પઢતા હતા. તેમના અવાઝમાં એટલી અસર હતી, કે સાંભળનારના દિલ પર અસર થઈ જતી હતી. મક્કાવાસી દુશ્મનોને આથી ધાસ્તી પડી, કે તેમના ઘરની આજુબાજુ બૈરાં અને બાળકો ઉપર તેમની અસર પહોંચી જશે. તેમણે ઇબ્ને દગનાને ચેતવણી આપી, કે હઝરત અબુ-બક્ર મોટા અવાજથી કુર્આન પઢે છે, જેથી અમારાં સ્ત્રી બાળકો ઉપર તેમની અસર પહોંચવાની ધાસ્તી છે. ઇબ્ને દગ્નાએ હઝરત અબુબક્ર (ર. અ.) ને કહ્યું, કે તમારે આ પ્રમાણે કરવું નહિં. અથવા તેમ કરવું હોય, તો હું તમારી જવાબ દારીમાંથી મુક્ત છું. એમ સમજવું. હઝરત અબુબક્ર (ર. અ.) સાહેબે નિડરતા પૂર્વક જવાબ આપ્યો. મને તમારા આસરાની કાંઈ જરૂર નથી. મારે માટે અલ્લાહ અને તેના રસૂલનો આસરો બસ છે.

## અન્યોન્યાશ્રયની મુસ્લિમ લાગણી

હઝરત ઉમર (રઝિ અ) સાહેબે તેત્રીસ વરસની ભર જુવાનીમાં ઈસ્લામ સ્વીકાર્યો હતો. આ વખતે હઝરત ઉમર (રઝિ અ) સાહેબે સર્વ મક્કા વાસીઓને એકત્ર કરી પોતે ઈસ્લામ સ્વિકાર્યાની જાહેરાત કરી હતી, જેથી મક્કાવાસી તમામ દુશ્મનો તેમના ઉપર ક્રોધે ભરાયા હતા. આસ નામના તેમના સગા મામાએ તેમને આસરો આપવાની જાહેરાત કરી, પણ તેમના ઇમાની જોશે તે પસંદ કર્યું નહિ, અને ખુલ્લા શબ્દોમાં કહી આપ્યું, કે જ્યારે બીજા મુસલમાનો ઉપર અસહ્ય સંકટ પડતાં હોય, ત્યારે કોઈના આસરામાં રહીને સુખ ભોગવું તેમ હું પસંદ કરતો નથી. તેમણે ઘણી વીરતારપૂર્વક દુશ્મનોના સંકટો સામે મુકાબલો કર્યો હતો. અને મુસ્લિમ જમાત સાથે લઈને કઆબા શરીફમાં નમાઝ અદા કરી હતી.

## એક વીર ખાતૂનની બહાદૂરી

મુસ્લિમ પુરૂષોની માફક મુસ્લિમ સ્ત્રીઓમાં પણ ઈસ્લામી જોશ છલાછલ ભર્યો હતો. તેમણે ઇમાન અને ઇસ્લામ માટે પોતાના જીવ અને ઓલાદને કુરબાન કરવાની તઇયારી દર્શાવી હતી. તેમજ તેનો અમલ કરી બતાવ્યો હતો. હઝરત અબૂબક્ર (રઝિ અ) સાહેબની ખિલાફતના સમયમાં મુસયલમા કઝાબ સાથે લડાઈ થઈ. ત્યારે આ મરદુદના ફિતનાથી પાક કરવા માટે હઝરત ઉમ્મે અમારા (રઝિઅ) બેચેન થઈ ગયાં હતાં પોતાના નવજુવાન દીકરાને સાથે લઈ હઝરત ખાલિદ (રઝિ અ) ના લશ્કરમાં દાખલ થયાં.

ચાલુ સમયની મુસ્લિમ સ્ત્રીઓ પોતાના નવજુવાન લડકાને મરણ પથારીએ જુએ, તો આસમાન ઝમીન એક થાય, એટલી રડાકુટ કરે. એ દેખીતી બાબત છે. પરંતુ આ વીર અરબ ખાતૂનના ઇમાની જોશ તરફ ધ્યાન આપવા જોગ છે, કે જ્યારે પોતાના દીકરાની લાશને જુએ છે, ત્યારે તલવાર હાથમાં લઈ પ્રતિજ્ઞા કરે છે, કે આ લડાઇમાં મુસયલમા કઝાબ કત્લ થશે, યા તો હું જીવ આપીશ. આટલું બોલી તલવાર લઇ મેદાનમાં કૂદી પડે છે. અને એટલી બહાદુરી બતાવે છે, કે બાર ઝખમ થાય છે, એક હાથ કપાઈ જાય છે, છતાં પીઠ બતાવતાં નથી. અલ્લાહ તઆલાએ તેમનો ઇમાની જોશ જોઇ તેમનો બોલ પૂરો કર્યો હોય તેમ મુસયલમા તે લડાઇમાં મુસલમાનોના હાથે માર્યો જાય છે.



## ઝમાનેકી પુકાર

ઝમાના દેરસે ચિલ્લા રહાહય અય મુસલમાનો
કે હય ગર્દિશમેં મેરી ગયબકી આવાજ પેહચાનો
વોહ નાસિહ ઓર હોંગે જિનકા કેહના ટલભી જાતા હય
અગર મેરી ન માનોગે તો પછતાઓગે નાદાનો
ગયે વોહ દિન કે સર્વત આપ દાદા છોડ જાતે થે
બસ અબ સર્વત હય મઝદૂરોંકા હિસ્સા અયતન આસાનો

હાલી

# ઈલ્મ પ્રાપ્તિ માટે મુસલમાનોનો પ્રેમ

ઈલ્મકી તલ્વાર કરતી હય વો કામ
છોડતી હરગિઝ નહિં દુશ્મનકા નામ
તેગે આહન એક કો ઝખ્મી કરે
સેંકડો કો તેગે ઈલ્મ આગે ધરે

એક સમયે અરબસ્તાન અજ્ઞાનતાના મધ્યબિંદુ સમાન દેશ હતો, ત્યાં કેળવણીનું નામ નિશાન ન હતું, તેવું કોણ જાણતું નથી ? પરંતુ નુરે ઈમાનના પ્રકાશ સાથે વિદ્યા પ્રાપ્તિનો જોશ મુસલમાનોમાં એટલો બધો પ્રસરી ગયો, કે અરબસ્તાનની કાયા પલટ થઇ ગઈ, બલ્કે અખીલ આલમની વિદ્યાના પાયારૂપ અરબસ્તાન દેશ ગણાઇ ચૂકયો. આ એટલો બધો વિશાળ વિષય છે, કે તેનું વર્ણન કરતાં એક દળદાર પુસ્તક બની જાય, પરંતુ તે અત્રે અસ્થાને ગણવાથી નવજવાન સહાબાએ કેરામ ( ૨૦ અ ) સાહેબો વિદ્યા પ્રાપ્તિ માટે શું કરી ગયા છે, તેનો ટુંક અહેવાલ અત્રે રજુ કરીને સંતોષ માનવામાં આવશે.

## યુરોપમાં અંધેર હતું

" મી. ઍડએસેન્ડર્સન પોતાના પુસ્તક પૃથ્વીના ઈતિહાસમાં " અરબો સંબંધી લખે છે, કે અરબોએ વિદ્યા પ્રાપ્તીમાં

ઘણીજ કોશિશ કરીને અખિલ આલમમાં પોતાની સંસ્કૃતિ ફેલાવી હતી. યુરોપમાં જ્યારે અજ્ઞાનતા પ્રવર્તિ રહી હતી. ત્યારે અરબ પ્રજા વેપાર, ઉદ્યોગ, અને સાહિત્ય પ્રચારના કાર્યમાં આગળ પડતાં કામ કરી બતાવતી હતી. તેમણે બારમી સદીના આરંભમાં ભૂમિતિ, ખગોળ, અને સાયન્સ વગેરે વિષયોનાં મૂળતત્વોનું જ્ઞાન યૂરોપને આપ્યું હતું સ્પેનના મુસલમાનોએ તો દસમી સદીના પ્રારંભથી જ ગણિત શાસ્ત્રનો પાયો નાખ્યો હતો. રસાયન અને ડૉકટરી વિદ્યા એ બે તો ખાસ કરી અરબોનો જ વારસો છે. અંક લેખન અને ગણિત શાસ્ત્રનું શિક્ષણ અરબોના પ્રતાપે જ યુરોપમાં દાખલ થયું છે." આ શબ્દો એક યૂરોપીઅન ઇતિહાસકારના છે, જે પ્રાચીન મુસલમાનોની વિદ્યા પ્રાપ્તિના પ્રેમનો પ્રકાશ પાડે છે.

ખુશ તર આં બાશદ કે ઝિક્રે દિલબરાં
ગુફ્તા આયદ દર હદીસે દીગરાં

અર્થાતઃ—આપણા પ્રિય જનોનાં વખાણ પરાયા માણસોની જીભે થાય, તેજ ઇષ્ટ છે.

## હઝરત આદમ (અ૦ સ) ની પરિક્ષા

મુસલમાનોએ સંસારિક વિદ્યા-ઇલ્મ શિખવા પાછળ પ્રયત્ન ન કરવો જોઇએ. તેવી અંધ શ્રદ્ધા ચાલુ સમયમાં રહેલી નથી. પ્રથમ પણ આવી અંધ શ્રદ્ધા ન હતી. જો તેમ હોય, તો પ્રાચીન મુસલમાનો ગણિત અને ખગોળ તથા ભૂમિતિ શાસ્ત્રના પારંગત શી રીતે થઇ શકત? મુસલમાનોએ દુન્યવી ઇલ્મ ન શીખવો જોઇએ. તેવો પ્રચાર ઇસ્લામના

દુશ્મનોએ ચલાવ્યો હશે, અલ્લાહ પાકે હઝરત આદમ (અ૦ સ) સાહેબને દુન્યાની સર્વ વસ્તુઓનાં નામ શીખવાડી દીધાં, પછી ફિરિશ્તાઓને પૂછયું, કે તમને દુનિયાની વસ્તુઓનાં નામ આવડે છે? ફિરિશ્તાઓએ તેના જવાબમાં પોતાની અજ્ઞાનતા જણાવી. અલ્લાહપાકે હઝરત આદમ (અ૦ સ) સાહેબને એકેક કરીને બધી વસ્તુઓનાં નામ બતાવી આપ્યાં હતાં, માત્ર આટલા કારણથી આદમ (અ૦ સ) સાહેબનો મહાન દરજ્જો થયો છે. ડિક્ષનેરીમાં જેમ દરેક વસ્તુનાં નામ જણાવ્યાં હોય છે, તે પ્રમાણેનો ઇલ્મ જાણવાથી હઝરત આદમ (અ૦ સ) સાહેબ ફિરિશ્તાઓના મુકાબલામાં કામયાબ ગણાયા છે. આ ઉપરથી સંસારિક ઇલ્મ સંસાર સુધારણા માટે જરૂરી છે, તે સાબિત થાય છે.

દુન્યાકા જો કમાલ હય, વોહ ઉસ્કે હાથમેં
ઉકબાકા જો કમાલ હય, વોહ ઉસ્કે હાથમેં
બેહબૂદી ઇસ જહાં કી, ઔર ઉસ જહાંકી
પોશીદા ઔર જલ્વા કુનાં ઇલ્મમેં હૂઈ

## ઇલ્મ પ્રાપ્તિમાં જુવાનીનો કરેલો નાશ

હઝરત અબૂ હોરયરહ (ર૦ અ૦) સાહેબના ઈલ્મે હદીસના વિશાળ જ્ઞાન વિષે અખીલ આલમ સારી રીતે જાણકાર છે, પરંતુ જે સમય શારીરિક વૃત્તિની ખીલવટ અને સુખવૈભવ માણવાનો હોય છે. તેવા ત્રીસ વરસની ફુટતી જવાનીના સમયમાં તેમણે ઇસ્લામ ધારણ કર્યો હતો. આપ (અ૦ સ૦ વ૦) સાહેબના પવિત્ર મુખેથી ઝરતા મુક્તાફળ–

મોતીના દાણા સમાન શિખામણો ભવિષ્યની દુન્યા સુધી પહોંચાડવાને હજરત અબુહોરયરહ (રુ અ) સાહેબે ઉછરતી જવાનીના જોશને છેકજ મારી નાખીને એક નિરાધાર ફકીર સમાન બની જઈને આપ (સ૦ અ૦ વ) સાહેબના પવિત્ર ચરણોમાં પોતાની ખીલતી જવાની અર્પણ કરી દીધી. માણુસનો પડછાયો, જેમ માણુસ સાથે રહે છે, તેમ તેઓ આપ (સ૦ અ૦ વ) સાહેબની સાથેજ હંમેશાં રહેતા હતા. કેટલાએ વખત અપવાસ કરવા પડતા હતા. પેટે પત્થર બાંધીને દહાડા કાઢતા હતા. તેઓ કહેતા હતા, કે ખાવા માટે મસ્જીદની મસ્જિદની બહાર જાઉં અને આપ (સ અ૦ વ) સાહેબના મુખેથી કોઈ આજ્ઞા તે સમયે નીકળી જાય, અને તે સાંભળવામાં હું કમ નસીબ રહી જાઉં, તેવા વિચારથી તેઓ ખાવા માટે બહાર સરખાએ જતા ન હતા. ભૂખમરાને લીધે ઘણી વખત તો તેમને ચક્કર આવી જતાં હતાં. ત્યારે કેટલાક લોકો તો એમ વિચાર કરતા હતા, કે એમને વાઈની બીમારી છે. આમ હોવા છતાં પોતાની ભૂખની ખબર કોઈને પડવા દેતા ન હતા. તેમની આટલી બધી કોશિશના પ્રતાપે પાંચ હજાર ત્રણસો ચુંવોતેર રિવાયતો તેમના નામે નોંધાએલી છે.

## ઈલ્મના પ્રતાપે ઈમામ બનનાર બાળક

આપ (સ૦ અ૦ વ૦) સાહેબના પવિત્ર જીવનના પાછલા દિવસોમાં હજરત ઉસ્માન બિન અબીઆસ (રુ૦ અ૦) સાહેબે ઈસ્લામ સ્વિકાર્યો હતો. તે સમયે તેમની ઉમ્મર ઘણી જ ન્હાની હતી, પણ ઈલ્મમાં તેમની લાયકાત એટલી બધી હતી, કે હજરત ઉમર (રુ૦ અ૦) સાહેબ ફર્માવતા હતા, કે આ છોકરો ઈલ્મુલકુર્આનનો લાલચુ છે. તેમની ઉમ્મર ન્હાની હતી, છતાં ઈલ્મના પ્રતાપે આપ (સ૦ અ૦ વ૦)

સાહેબે તેમને બની સકીફના ઈમામ બનાવ્યા હતા.

હજરત અબૂ સઈદ ખિદ્રી (ર૦ અ) સાહેબની ઉમ્મર આપ (સ૦ અ૦ વ) સાહેબના સમયમાં ઘણીજ ન્હાની હતી. છતાં તેમના નામ ઉપર ૧૧૭૦ રિવાયતો ચાલે છે. આ ઉપરથી ઈલ્મ પ્રાપ્તિનો શોખ કેટલો બધો હતો. તે સમજી શકાય છે.

## ઇલ્મ પ્રાપ્તિ માટે કરેલી લાંબી સફર

હઝરત જાબિર (ર૦ અ૦) સાહેબે માત્ર અઢાર ઓગણીસ વર્ષની ઉમ્મરે ઈસ્લામ સ્વિકાર્યો હતો, પરંતુ ઇલ્મ પ્રાપ્તિનો ઘણો જ શોખ હતો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ પર્દે થયા પછી માલુમ પડયું, કે હઝરત અબ્દુલ્લાહબિન અનીસ (ર૦ અ૦) સાહેબને એક હદીસ શરીફ યાદ છે. તો તે હદીસ શીખવાનો શોખ તેમને થયો. હઝરત અબ્દુલ્લાહ (ર૦ અ૦) સાહેબ મુલ્કેશામમાં રહેતા હતા. હઝરત જાબિર (ર૦ અ૦) સાહેબે એક ઉંટ ખરીદ્યું અને મુલ્કેશામ ગયા ફરી તેમના સાંભળવામાં આવ્યું, કે મિસરના અમીર હઝરત મુસ્લિમાને એક હદીસ યાદ છે, તો તે શિખવાને તેઓ મિસર પહોંચ્યા હતા.

હઝરત ઝયદ બિન સાબિત (ર૦ અ૦) સાહેબે માત્ર અગિઆર વર્ષની ઉમ્મરમાં ઈસ્લામ સ્વિકાર્યો હતો અને તરતજ કુર્આને શરીફ પઢવાનું શરૂ કર્યું હતું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ જ્યારે મદીના શરીફ પધાર્યા, ત્યારે તો તેમણે સત્તર સૂરતો યાદ કરી દીધી હતી. તેમને આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાજર કર્યા. તેમનું કુર્આન શરીફનું પઢવું સાંભળીને આપ (સ૦ અ૦ વ૦) સાહેબ ઘણા જ રાઝી થયા. તેઓ ઘણાજ બુદ્ધિશાળી અને સમજદાર હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે એક દિવસ તેમને ફર્માવ્યું,

કે મારી પાસે સુર્યાની અને ઇબ્રાની ભાષાના ઘણા કાગળો આવે છે, તે કોઈને વંચાવવા જેવા નથી. યહૂદીઓ સિવાય એ ભાષા કોઇ જાણતું નથી. માટે જો તમો એ ભાષા શીખી લો, તો ઘણું ઠીક થાય. તેઓ આ ભાષાઓ એટલા શોખથી શીખવા લાગ્યા, કે ફક્ત પંદર દિવસમાં તો આ ભાષાના કાગળો લખતાં વાંચતાં શીખી ગયા.

**મહાન ખલીફાએ ન્હાના બાળક માટે શું કહ્યું !**

હઝરત ઉમેર બિન સઆદ (ર૦ અ૦) આપ (સ૦ અ૦ વ૦) સાહેબના સમયમાં ઘણીજ ન્હાની ઉમ્મરના હતા, જેથી તેઓ કોઈ પણ લડાઈમાં ભરતી થઈ શકયા ન હતા, છતાં હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોમાં એટલો સારો દરજ્જો ધરાવતા હતા, કે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબ તેમને માટે અભિપ્રાય આપતા હતા, કે કેવું સારૂં થાત! મને હઝરત ઉમેર (ર૦ અ૦) જેવા થોડાક બીજા માણસો મળી જાત, તો ખિલાફતના કામકાજમાં મને ઘણી મદદ મળી જાત.

**હાફિઝોની લશ્કરમાં ભરતી**

મુસ્લિમ નવજવાનોને કુર્આને શરીફ યાદ કરવાનો એટલો બધો ઉમંગ હતો, કે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબે અમુક ખાસ કારણસર એક વખત હાફિઝ સાહેબોની ગણતરી કરાવી તો ફક્ત લશ્કરની એક ટુકડીમાં ત્રણસો ઉપરાંત હાફિઝ સાહેબો મળી આવ્યા.

**આવા પુત્રો જણવાને હવે મા અશક્ત છે ?**

હઝરત મઆઝબિન જબલ (ર૦ અ૦) સાહેબ છત્રીસ વર્ષની ભર જુવાનીમાં ફાની દુન્યાથી કૂચ કરી ગયા હતા, આવી ખીલતી જવાની તેમણે ઘણીજ પવિત્રતા સાથે

ગુજારી હતી. આ બાબતની ખાતરી એટલેથી જ થઇ શકશે, કે હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબ જ્યારે આ દુન્યાથી પર્દે થવા લાગ્યા. ત્યારે લોકોએ વિનંતિ કરી, કે કોઈને ખલીફા તરીકે નીમતા જાવ. તેમણે ફર્માવ્યું, કે જો મઆઝ (૨૦અ૦) જીવતા હોત, તો કેવું સારૂં થાત? હું તેમને જ ખલીફા તરીકે નીમત. આગળ ચાલતાં એટલે દરજ્જે ફર્માવ્યું, કે મઆઝનો જોડીદાર પેદા કરવાને સ્ત્રીઓ અશક્ત છે. હજરત મઆઝ (૨૦ અ૦) ખિલાફતની સલાહકાર કમિટિના એક સભ્ય પણ હતા. આપ (સ. અ. વ.) સાહેબે મક્કાશરીફની ફતેહ થયા બાદ તેમને યમનના હાકિમ તરીકે નીમ્યા હતા. આ ઉપરથી આપ (સ૦ અ૦ વ૦) સાહેબની નજરમાં તેમની ઇલ્મી લાયકાત કેટલી બધી હતી, તે જણાઈ આવે છે. તેમણે ઇલ્મે ફિકહનો પ્રારંભ કર્યો હતો. તેઓ એક પ્રબળ વક્તા હતા. દુશ્મનો તેમનું બયાન સાંભળી ધ્રૂજી ઉઠતા હતા.

## મહાન ખલીફાની ઇલ્મ પ્રાપ્તિ માટે દોડધામ

હજરત ઉમર (૨૦ અ૦) સાહેબ મદીના શરીફથી થોડેક દૂર મુકામ કરીને રહેતા હતા, પરંતુ ઇલ્મ પ્રાપ્તિનો એટલો બધો ઉમંગ ધરાવતા હતા, કે એક દિવસ પોતે મદીના શરીફ જતા અને આપ (સ૦ અ૦ વ૦) સાહેબના દરબારમાં હાજરી આપતા હતા, તથા બીજે દિવસે હઝરત અત્બાનબિન માલિક નામે પોતાના પડોશીને આપ (સ૦ અ૦ વ૦) સાહેબનાં બોધ વચન સાંભળવાને મોકલતા હતા. જે દિવસે તેઓ આપ (સ૦ અ૦ વ૦) ની સેવામાંથી જે કાંઈ બોધવચન સાંભળી લાવ્યા હોય, તે પોતાના પડોશીને સંભળાવતા અને બીજે દિવસે પડોશી સાંભળી લાવે, તે પોતે સાંભળી જતા હતા. મદીના શરીફથી બહાર રહેનાર કબીલાવાળાઓ અમુક

લોકોને અમુક મુદ્દત માટે આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં મોકલી આપતા હતા. તેઓ જે કાંઈ શીખી લાવતા હતા. તે બીજાઓને શીખવતા હતા, આ પ્રમાણે હમેશાં તેઓ કરતા હતા.

## રાત્રિશાળાઓનો પ્રચાર

અસ્હાબુસ્સુફ્ફા ઘણાજ ગરીબ વર્ગના હોવાથી તેઓ દિવસે લાકડાં કાપવાં તથા પાણી ભરવું વગેરે વગેરે મહેનત મજૂરી ઉપર પોતાનું ગુજરાન ચલાવતા હતા, જેથી તેમને દિવસે શિખવાનો વખત મળતો ન હતો. આ કારણથી તેઓ રાત્રે ઈલ્મ હાસિલ કરતા હતા.

## દાટેલો ખઝાનો કેવો હોય છે!

હઝરત સલમાન ફારસી (ર૦ અ૦) ફર્માવે છે, કે જે હોજના પાણીથી લોકો પોતાની તરસ મટાડે છે તથા બીજા લોકોની તરસ મટાડવાને જેમાંથી નહેર કાઢવામાં આવે છે. તેવા હોઝ માફક ઈલ્મરૂપી હોજ છે. જે આલિમ ચૂપ રહે, તે આત્મા વગરના શરીર સમાન છે. જે ઈલ્મ લૂંટાવવામાં ન આવે, તે દાટેલા ખજાના માફક છે. અંધારા માર્ગમાં કોઈ દીવો બતાવે, તે પ્રમાણે આલિમનો રૂત્બો છે.

## ન્હાનું બાળક મોટા લોક જેટલું માન કેમ મેળવે?

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (ર. અ.) સાહેબ હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબની ખિલાફતના સમયમાં ઘણી જ નાની ઉંમરના હતા; છતાં તેમની ઈલ્મી લાયકાત એટલી બધી હતી, કે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબ કેટલાક અઘરા મસાઅલાનો ખુલાસો તેમની પાસેથી મેળવતા હતા. તેઓ ન્હાની ઉંમરના હોવાથી મજલિસમાં વાત કરતાં કરતાં અચકાતા હતા, ત્યારે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબ

તેમની હિમ્મત વધારતા અને ફર્માવતા હતા, કે ઉમ્મરના ન્હાના મોટાપણા સાથે ઇલ્મના ઓછાવત્તા પણાનો સંબંધ નથી. તેઓ તેમને મોટા મોટા શેખ સાહેબોની હરોળમાં બેસાડતા હતા.

**ખાનદાની માણુસોએ ઇલ્મ પ્રાપ્તી માટે વેઠેલી કઠિ**

અમુક માણુસો બીજા પાસે શિખવામાં શરમ આવે છે. તેવું સમજીને ઇલ્મ પ્રાપ્તિમાં નિર્ભાગી રહે છે. હજરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબોમાં આ ગુણુ ન હતો. હજરત અબ્દુલ્લાહબિન અબ્બાસ (૨૦ અ) સાહેબ આપ (સ૦ અ૦ વ) સાહેબના ખાસ પિતરાઈ ભાઈ હતા, જેથી ખાનદાની દૃષ્ટિએ તેઓ ઉચ્ચ દરજ્જો ધરાવતા હતા. તે ઉપરાંત તેઓ ઇલ્મી લાયકાતમાં પણ ઉચ્ચપદ ભોગવતા હતા. તેઓની આટલી મહત્તા હોવા છતાં ઇલ્મ પ્રાપ્તિમાં તે મહત્તા કદિ રોકાણ કરતી ન હતી. આપ (સ૦ અ૦ વ) સાહેબ દુન્યાથી પર્દે થયા બાદ તેઓ હજરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો પાસે જતા હતા. અને આપ (સ૦ અ૦ વ) સાહેબનાં ફર્માન સંબંધી માહીતી મેળવતા હતા. તેમને કોઈ કહેતું કે ફલાણા માણસે અમુક હદીસ સાંભળી છે. તો આપ તે માણસને ઘેર દોડી જતા હતા અને તેમની પાસેથી તે હદીસ શીખી લેતા હતા. તેમણે આ પ્રમાણે સખ્ત મહેનત ઉઠાવી ઉઠાવીને અરબસ્તાનને ખુણેખુણે છાન માર કરી નાખીને હજરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ) સાહેબની અહાદીસનો સંગ્રહ કર્યો હતો. આ મહેનતના પરિણામે હજરાત સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબો તેમની હરવખત સલાહ લેતા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબના કોઈ ફર્માન સંબંધી

મતભેદ ઉભો થાય તો હજરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (ર૦ અ) સાહેબનો અભિપ્રાય લેવામાં આવતો હતો. તેમણે જેટલી મહેનત વડે ઈલ્મ પ્રાપ્ત કર્યો હતો. તેટલી મહેનત વડે તેનો પ્રચાર પણ કર્યો હતો. તેમનું વિદ્યાર્થી મંડળ ઘણું વિશાળ હતું. સેંકડો વિદ્યાર્થીઓ દરરોજ તેમની પાસેથી ઈલ્મ પ્રાપ્ત કરતા હતા.

## દુન્યવી ઈલ્મ પ્રાપ્તિ માટે ઈસ્લામની આજ્ઞા

હજરત ઉમર (ર૦ અ) સાહેબે ઈસ્લામ સ્વીકાર્યા પછી દીની–ઈસ્લામી ઈલ્મ શીખવામાં જેમ ખૂબી સંપાદન કરી હતી, તેમ દીનમાં (ધાર્મિક કાર્યમાં) ઉપયોગી થઈ પડે, તેવો સંસારી ઈલ્મ શિખવામાં પણ ઘણીજ ખૂબી સંપાદન કરી હતી. તેઓ સાહેબે ઈબ્રાની ભાષાનું સરસ જ્ઞાન મેળવ્યું હતું. તેઓ સાહેબ એક દિવસ તોરેયત પુસ્ક લઈને આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં હાજર થયા અને પઢવા લાગ્યા. તેમનું પઢવું સાંભળીને આપ (સ૦ અ૦ વ) સાહેબની પવિત્ર મુખાકૃતિ આનંદથી પ્રફુલ્લિત થતી જણાતી હતી.

## કયામત સુધી કઈ રચના ચાલુ રહેશે ?

હજરત ઉસ્માન અને હજરત જયદ બિન સાબિત (ર૦ અ) સાહેબોએ વારસાની વહેંચણીના ઈલ્મની ગોઠવણી કરી હતી. કુર્આને પાકમાં વારસા સંબંધી જે હુકમો આવ્યા છે. તે સિદ્ધાન્તોના આધારે વારસાની વહેંચણી સંબંધી એવી સંગીન ઈમારત ચણી છે, કે આજ દિનપર્યંત મુસલમાનો તેના ઉપર અમલ કરે છે અને ભવિષ્યમાં કયામત સુધી તેનો અમલ ચાલુજ રહેશે.

## ઇલ્મનો દરવાજો કોણ?

હજરત અલી (ક૦ અ૦ વ) સાહેબે બાળપણમાંજ ઈસ્લામ સ્વિકાર્યો હતો. તેમને ઇલ્મ શિખવા પ્રત્યે એટલો બધો ખંત હતો, કે આપ (સ૦ અ૦ વ) સાહેબ ફર્માવે છે, કે હું ઈલ્મનું ઘર છું અને અલી (ક૦ અ૦ વ) તેનો દરવાજો છે.

## મુસલમાનોએ ઐતિહાસિક શિક્ષણનો કરેલો આરંભ

દીની–ધાર્મિક ઈલ્મ ઉપરાંત સંસારિક ઈલ્મ પ્રાપ્ત કરવા તરફ પણ હજરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોએ ધ્યાન આપ્યું હતું. હજરત ઓબયદબ્નિન શારેબા નામના એક પ્રખ્યાત આલિમ મારફત હજરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોએ પ્રાચિન ઇતિહાસના પ્રખ્યાત બનાવો, ઈરાનના પાદશાહોની હકીકત, આદમજાતની ભાષાની શરૂઆતને લગતો ઇતિહાસ, જુદા જુદા દેશોના બનાવો અને ત્યાંનાં પ્રખ્યાત સ્થળોની હકીકત પુસ્તકના આકારે લખવાની સંપૂર્ણ વ્યવસ્થા કરી હતી.

## દુન્યાની ઘણી ભાષા જાણનાર એક બાળક

આપ (સ૦ અ૦ વ) સાહેબના સમયમાં હજરત અબ્દુલ્લાહ બિન ઝોબયર (ર૦ અ) સાહેબ માત્ર સાત આઠ વર્ષના હતા. તેમણે મોટી ઉંમરે ધાર્મિક ઇલ્મનો ઉચ્ચ રૂત્બો પ્રાપ્ત કર્યો હતો. તે ઉપરાંત સંસારિક ઇલ્મમાં પણ તેઓ સારૂં જ્ઞાન ધરાવતા હતા. તેમની પાસે જુદા જુદા દેશના ગુલામો હતા. તે બધાની સાથે તેઓ તેમની માતૃભાષામાં વાતચીત કરતા હતા. તે સમયમાં ઈલ્મ પ્રાપ્તિ માટે ઘણીજ અડચણો વેઠવી પડતી હતી, છતાં હજરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબ ધાર્મિક ઉપરાંત સંસારિક વિશાળ

જ્ઞાન ધરાવતા હતા, તે ઉપરથી સમજી શકાય છે, કે તે સાહેબો ઇલ્મ પ્રાપ્તિ માટે કેટલી અથાગ મહેનત કરતા હશે!

## ઇસ્લામમાં સ્ત્રી કેળવણીનું સ્થાન

ઇતિહાસ સાક્ષી આપે છે કે પ્રાચિન સમયમાં અરબસ્તાન એક જંગલી પ્રદેશ હતો, જ્યાં ઇલ્મનું નામનિશાન ન હતું; પરંતુ આપ (સ૦ અ૦ વ) સાહેબના સત્સંગના પ્રતાપે પુરુષો ઉપરાંત સ્ત્રીઓમાં પણ ઇલ્મ પ્રાપ્તિનો એટલો બધો ઉમંગ વધી પડયો, કે તેઓ દુન્યામાં મહાન સાક્ષર તરીકે વખણાવા લાગ્યા, હઝરત રાબેઆબિન્તે મઉઝ બિન અફરા એક વિદુષી ખાતૂન હતાં. તેમની પાસે હઝરત ઇબ્ને અબ્બાસ અને ઇમામ ઝયનુલ્આબેદીન જેવા મહાન આલિમો ઇસ્લામી મસઅલાની પૂછપરછ કરવા આવતા હતા. હઝરત અસ્મા( ર૦ અ૦ ) સ્વપ્નાના ઇલ્મમાં એટલાં બધાં પારંગત હતાં, કે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબ જેવા મહાન વિદ્વાન પોતાનું સ્વપ્ન ફળ જાણુવાને તેમની પાસે આવતા હતા.

પોતાના પૂર્વજો અને ધર્મનો ઇલ્મ પ્રાપ્ત કરવામાં પ્રાચિન મુસલમાનોએ જે સફળતા મેળવી હતી. તે વાત બાજુ રાખતાં તેમણે અનેક અડચણોનો મુકાબલો કરીને સંસારિક ઇલ્મ મેળવવામાં જે અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી હતી; તે ખરેખર આશ્ચર્યજનક છે. પ્રાચિન મુસલમાનોની જ્યારે આ સફળતા હતી, ત્યારે અર્વાચિન મુસલમાનો, ઇલ્મના મેદાનમાં આજે પછાત અને અજ્ઞાન ગણાય છે. તેમ સાંભળતાં ખરેખર પ્રત્યેક મુસલમાને શરમાવા જેવું છે!

## મધ્યકાળના મુસલમાનોનો ઇલ્મ

આ વર્ણન તો પ્રાચિન મુસલમનોનું છે, પરંતુ ઇસ્લા-

મના ઉદયકાળના મધ્ય સમયના મુસલમાનોએ ધાર્મિક ઉપરાંત સાંસારિક વિદ્યા કળામાં એવું તો અપૂર્વ માન સંપાદન કર્યું હતું, કે ભવિષ્યની દુન્યા તેમના આભાર તળે સદાને માટે દબાએલી રહેશે. દુન્યામાં આજે જે જે ઇલ્મ પ્રચલિત છે. તે સર્વના મૂળસિદ્ધાન્તોના ઉત્પાદક મધ્યકાળના મુસલમાનો હતા. આજે દુન્યામાં જે જે શોધખોળ થઇ રહેલી છે, તે સર્વનાં મૂળતત્વો આ મહાન પુરુષોના ફળદ્રુપ ભેજામાં જન્મ પામ્યાં હતાં. અફસોસ છે, કે યુરોપે આ મૂળતત્વોનો લાભ લીધો. તેની ખીલવટ કરી સાંસારિક સુખ વૈભવમાં આગળ વધી ગએલ છે. જ્યારે મુસલમાનોએ પોતાના પૂર્વજોના વારસાની કાંઇ કદર કરી નહિં. અને કોઈ પ્રકારનો લાભ ઉઠાવ્યો નહિં. જેથી તેમના હાથમાંથી રાજસત્તા નીકળી ગઈ અને જીવન વ્યવહારની પ્રત્યેક બાબતમાં પછાત પડતા ગયા. અફસોસ ! આજે મુસલમાનોની ગણુતરી દુન્યાની પછાત પડતી કોમોમાં થાય છે. ખુદા રહમ કરે. આમીન.



## ક્યા સે ક્યા હૂવા

કિસ કદ્ર બે સાઝો સામાં હો ગયે
ક્યા થે હમ ઔર ક્યા મુસદ્દમાં હો ગયે
જિન સરોં પર થા કભી બાલે હુમા
આજ ગયરોંકે મગસરાં હો ગયે
અહલે હિમ્મત અહલે દૌલત અહલે દીં
રવનકે શેહરે ખમૂશાં હો ગયે

**નાઝિર**

## જમાઅત સાથે નમાઝ પઢવાનો ઉમંગ

અયદોસ્તો નમાઝહી ઈસ્લામકી હય શાન
અયદોસ્તો નમાઝ હય ઈસ્લામકા નિશાન
હાં ગર નહો નમાઝકા મુસ્લીમિયાં કો ધ્યાન
ફિર ફર્ક ક્યા હય કાફિરો મુસ્લિમકે દર્મ્યાન
કદ કામતિસ્સલાત હી ઝંડા હય દીનકા
નક્કારા પાંચ વક્ત પે બજતા હય દીનકા

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબોને ઈબાદત બલ્કે જમાઅત સાથે નમાઝ પઢવાનો ઘણોજ શોખ હતો. હઝરત અત્બાન બિન માલિક (૨૦ અ૦) સાહેબ આંધળા હતા, તેમના મકાન અને મસ્જિદ વચ્ચે ન્હાની સરણી ખાડી હતી. ચોમાસામાં તે ખાડી પાણીથી ભરાઈ જતી હતી, છતાં તેઓ વખતસર મસ્જિદમાં આવીને જમાઅત સાથે નમાઝ પઢતા હતા. હઝરત સઆદ (૨૦ અ૦) સાહેબ નામે એક આંધળા સહાબી હતા, તેમનો જમાઆત સાથે નમાઝ પઢવાનો એટલો બધો ઉમંગ હતો, કે હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબે એક ગુલામ માત્ર એટલા માટેજ મુકર્રર કર્યો હતો, કે તે તેમને નમાઝના વખતે મસ્જિદમાં લાવતો અને ઘેર લઇ જતો.

હઝરત મઆઝ (૨૦ અ૦) સાહેબ પોતાની કોમના પેશ ઈમામ હતા. તેમને નમાઝ પ્રત્યે એટલો બધો ઉમંગ હતો, કે તેઓ મસ્જિદમાં પ્રથમ હાઝર થઈને આપ (સ૦ અ૦ વ૦) સાહેબ સાથે નમાઝ પઢતા હતા. પછી પોતાની કોમમાં જઈને નમાઝ પઢાવતા હતા.

## ઈરાની સરદાર રૂસ્તમ શું બોલ્યો ?

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો જમાઅત સાથે નમાઝ પઢવાનો કેટલો બધો ઉમંગ ધરાવતા હતા. તે નીચેના એક દૃષ્ટાંતથી માલુમ પડશે. કાદસિયહની લડાઈ ચાલુ હતી. ફજરની નમાઝની અઝાન થતાંની સાથેજ સર્વે નવજવાન ઈસ્લામી સિપાઈઓ દોડવા લાગ્યા. ઈરાનીઓએ જાણ્યું, કે મુસલમાનો હવે હુમલો કરવાને દોડ્યા છે, પરંતુ જ્યારે તેમને નમાઝમાં મશગુલ થએલા દીઠા, ત્યારે ઈરાની સેનાધિપતિ રૂસ્તમ બોલી ઉઠ્યો, કે ઉમર મારૂં કલેજું ખાઈ ગયો અર્થાત્ આ કોમ જરૂર અમને ગળી જશે.

## નમાઝના ટાઈમે દુકાનોનું શું થતું ?

હઝરાત સુફીયાન સવરી (૨૦ અ૦) સાહેબ જણાવે છે, કે હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો લેણુદેણનું કામકાજ કરતા હતા, છતાં જમાઅત સાથે નમાઝ પઢવાનું કામ કદિ છોડતા ન હતા. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (૨૦ અ૦) સાહેબ ફરમાવે છે, કે હું એક વખતે બઝારમાં હતો, તે વખતે નમાઝનો ટાઈમ થઈ ગયો. સહાબા પોત પોતાની દુકાનો બંધ કરીને મસ્જિદ તરફ ચાલુ થઈ ગયા. મતલબ કે દુન્યાનો કારભાર ખુદાની બંદગી કરતાં તેમને રોકતો ન હતો. તેઓ ગમે તેવું સખત કારણ હોવા છતાં

જમાઅત સાથેની નમાઝ છોડતા ન હતા. કોઈ બીમાર પડી જાય, તો બે માણસોના ખભે ટેકો લઈને પણ મસ્જિદમાં હાજર થતા અને જમાઅત સાથે નમાઝ પઢતા હતા.

## જમાઅત માટે મહોલ્લાને વેરાન કરવો

બનુ મુસ્લિમા નામે કબીલાવાળાઓનો મહોલ્લો મસ્જિદથી ઘણો દૂર હતો, જેથી તેમણે પોતાનાં ઘરબાર છોડીને મસ્જિદ પાસે રહેવાનો વિચાર કર્યો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબને ખબર પડી, તો તેમને ફર્માવ્યું, કે એક મહોલ્લો વેરાન કરવાનું હું પસંદ કરતો નથી. નમાજ પઢવા મસ્જિદ તરફ તમારૂં જે પગલું પડશે, તેનો બદલો ખુદા જરૂર આપશે.

## ઇશારાથી પઢેલી નમાઝ

સહાબાઓને નમાઝ પઢવાનો ઘણોજ ઉમંગ હતો, આપ (અ૦ અ૦ વ૦) સાહેબે અમુક તાત્કાળિક અને જરૂરી કામસર એક સહાબીને કોઈ સ્થળે મોકલ્યા હતા. અસરની નમાઝનો વખત થઈ ગયો હતો, તેમણે વિચાર્યું, કે જો હું નમાઝ પઢવા જઈશ, તો સોંપેલા કામમાં વાર લાગશે માટે તેમણે ચાલતાં ચાલતાં ઈશારાથી નમાઝ અદા કરી લીધી.

## જમાઅત સાચવવા ઉંઘનાં ઝોકાં

જમાઅત સાથે નમાઝ અદા કરવામાં કદિ દુ:ખ પડતું, તો તે પણ વેઠી લેતા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબને ઘણુંજ જરૂરી કામ આવી પડયું. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો ઈશાંની નમાઝ જમાઅત સાથે પઢવા માટે ધીરજથી મસ્જિદમાં વાટ જોઈ રહ્યા. કેટલાક તો બેઠા

બેઠા ઉંઘી ગયા, ફરી જાગ્યા, ફરી સૂઈ ગયા પછી આપ (સ૦ અ૦ વ૦) સાહેબ પધાર્યા, ત્યારે પાછા ઉઠયા.

## નમાઝ પઢતાં ત્રણ તીર ભોકાયાં

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો જમાઅત સાથે નમાઝ હમેશાં પઢતા હતા, તદુપરાંત એકાગ્ર દિલથી દરેક નમાઝ અદા કરતા હતા, એક પ્રસંગે બે નવજવાન સહાબા એક પહાડ ઉપર લશ્કરી સેવા કરવાને રોકાયા હતા. આ બે પૈકી એક જણ તો સૂઈ ગયા અને બીજા સહાબીએ નમાઝ શરૂ કરી દીધી. તેટલામાં એક દુશ્મન ત્યાં રહીને જવા લાગ્યો. તેણે નમાઝ પઢનાર સહાબીને ત્રણ તીર માર્યાં. આ ત્રણે તીર શરીરમાં ભોકાઇ ગયાં, પરંતુ તેમણે તેની પરવા ન કરતાં નમાઝ ચાલુ રાખી, જે સહાબી ઉંઘતા હતા. તેઓ જાગ્યા અને પોતાના જોડીદારના શરીરમાંથી નીકળતું લોહી અને ઘાનાં નિશાન દીઠાં ત્યારે તેમણે કારણ પૂછતાં જણાવ્યું, કે મને કેમ ન જગાડયો? તેમણે જવાબ આપ્યો, કે હું નમાઝમાં એક સુરત પઢી રહ્યો હતો, તે અધુરી મૂકીને બીજી તરફ ધ્યાન દેવાનું મને ઠીક ન લાગ્યું.

## સુંદર ચકલી જોવાથી થએલું નુકસાન

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો નમાઝને ઘણીજ કીંમતી સમજતા હતા. નમાઝની આડે આવનાર કોઇ વસ્તુને તેઓ સહન કરી શકતા ન હતા. હઝરત અબૂતલહા (ર૦ અ૦) સાહેબ પોતાના બાગમાં નમાઝ પઢતા હતા. તેવામાં એક સુંદર ચકલી તરફ તેમની નઝર ગઇ, જેથી તેમનું ધ્યાન બદલાઈ ગયું. કેટલી રકાત નમાઝ પઢયા અને કેટલી બાકી છે, તેનો ખ્યાલ સરખો પણ ન રહ્યો. આથી તેમનું

દિલ ઘણુંજ દુઃખાયું. આ બાગ મારે માટે રૂહાની ફિત્ના સમાન છે, માટે તે ખયરાત કરવો જોઈએ. આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાઝર થઈને બનેલી બીના ઝાહેર કરીને બાગ ખયરાત ખાતે આપી દીધો. આ પ્રમાણે એક બીજા સહાબીને પણ થયું હતું, નમાઝ પઢતાં પઢતાં ખજુરનો પાક જોવા તરફ ધ્યાન ખેંચાયું, જેથી કેટલી નમાજ પઢયા અને કેટલી બાકી છે, તેનો ખ્યાલ ન રહ્યો. તેમણે પણ પોતાનો બાગ ખયરાત ખાતે આપી દીધો. આ બાગ એટલો બધો કીંમતી હતો, કે હજરત ઉસ્માન (ર૦ અ૦) સાહેબે પચાસ હજાર દિર્હમની કીંમતે વેચ્યો હતો.

## ધકધકતી ઝમીન ઉપર પઢાતી નમાઝ

અરબસ્તાનમાં કેટલો બધો તાપ પડે છે. તે સર્વ કોઈ જાણે છે. ઝોહરની નમાઝના વખતે સૂરજની ગરમી પૂરા જોબનથી તપે છે. ઇસ્લામના ઉદયકાળ વખતે મસ્જિદ ઉપર છાપરૂ કરવા જેટલીએ ઘણા પાસે શક્તિ ન હતી. રેતાળ ઝમીન તો લોઢાની માફક તપી ઉઠે છે. તેવી ઝમીન ઉપર હઝરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબો નમાઝ અદા કરતા હતા. કાંકરા વીણી લાવતા હતા. ફુંકો મારી મારીને તેમને ઠંડા કરતા હતા આ કાંકરા સિજદાવાળી જગ્યાએ મૂકતા અને તેના ઉપર સિજદો કરતા હતા, હઝરત ઝયદ (ર૦અ) સાહેબ ફર્માવે છે, કે ઝોહરની નમાઝ વખતે અમને જેટલી અડચણ પડતી હતી તેટલી અડચણ બીજી કોઈ નમાઝ વખતે પડતી ન હતી, છતાં અમો તે નમાઝ અદા કરવામાં ઢીલ કરતા ન હતા.

## નમાઝ માટે આવવા જવાની નેકી

એક સહાબીનું મકાન મસ્જિદથી ઘણુંજ દૂર હતું, છતાં તેઓ જમાઅત સાથે નમાઝ અદા કરતા હતા. બીજા એક સહાબીએ તેમને સલાહ આપી, કે તમો અમુક સવારી ખરીદી લો તો આવતાં જતાં અંધારૂં અને તાપ તડકાનું દુ:ખ મટી જાય. તેમણે જવાબ આપ્યો, કે મારૂં આવવું જવું નેકી રૂપ છે, તેમ આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું છે, માટે હું તે નેકીથી દૂર રહેવા માગતો નથી.

## ચાલુ સમયના જવાનોને બે બોલ

જમાઅત સાથે નમાઝ પઢવામાં કેટલા બધા ફાયદા છે, તે અજાણી બાબત નથી, છતાં ખાસ કરીને નવજવાનો અને માલદાર વર્ગ તે તરફ ધ્યાન આપતા નથી. બીનઉપયોગી વાટાઘાટ અને બેઠકોમાં વખત ગુમાવીને જમાઅતનો સવાબ જતો કરે છે. મુસલમાનોની પડતીનાં કારણ પૈકી નમાઝ પ્રત્યે બેદરકારી રાખવી તે મુખ્ય કારણ છે, ઉપરોક્ત દષ્ટાંતો ઉપરથી સાબિત થાય છે, કે જેમને આપ (સ૦ અ૦ વ) સાહેબનાં દીદાર નસીબ થયાં હતાં તથા જેમને આપ (સ૦ અ૦ વ) સાહેબની પવિત્ર તાલીમ રૂબરૂમાં મળી હતી, છતાં અમીર, ગરીબ. દુ:ખી, અપંગ, બાળક, નવજવાન સર્વે જમાઅત સાથે નમાઝ અદા કરતા હતા.

ચાલુ સમયના નવજવાનોએ આ દષ્ટાંતો ઉપરથી ખાસ બોધ લેવા જોગ છે. નવજવાન સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો જેટલા ઉમંગી હતા, તેટલેજ દરજ્જે ચાલુ સમયના નવજવાનો સુસ્ત છે. જવાનીનો સમય રંગીન તબીઅતવાળો હોય છે. તે સમયે મન સ્થિર નથી રહેતું. તે સર્વે બાબતો

માન્ય કરીએ છીએ, પરંતુ હઝરાત સહાબાએ કેરામ (રઝી અ) સાહેબો પણ નવજવાનજ હતા. તેમનાં મન કેમ સ્થિર રહ્યાં? નમાઝમાં દખલ થવાથી બાગ ખયરાત ખાતે આપી દેવો, નમાઝનો ટાઈમ થતાં દુકાનો બંધ કરીને મસ્જિદમાં ચાલ્યા જવું વગેરે દાખલા આપણી પાસે મોજુદ છે. તે સાહેબો નમાઝ પ્રત્યે આટલો બધો ઉમંગ રાખતા હતા, ત્યારેજ તેમની દીન દુન્યામાં ઉન્નતિ થએલી હતી અને આપણે નજીવા નુકસાન ખાતર, મિત્રોની સાથે વાતચીત કરવા ખાતર નમાઝની જમાઅત તજી દઈએ છીએ, ત્યારે આપણી આજે ખરાબ દશા છે! ખુદા રહમ કરે. આમીન.



## શવકતે ઇસ્લામ

ગએ દિનકે ઇસ્લામસે કાંપતેથે
ઝમાનો ઝમીં બયદકી તર્હ થરથર
જિધર રૂખ કિયા સલ્તનત ઝેરે ફર્મા !
જિધર આંખ ઉઠાઈ મુમાલિક મુસખ્ખર !
ખુદાને અજબ દિલ દિયેથે કે જિન્મેં
કિસીકી તરફસે નથા કીના મુઝમર
અગર સુબ્હકો લળ લિયે ભાઈભાઈ
તો ફિર શામ તક હોગએ શીરો શક્કર
લળાઇમેં એક એક દસ દસપે ભારી
શહીદાને બદ્રો શુજાઆને ખયબર
લગેં દુશ્મનો કે તઈં હોકે છર્રે
અગર ફેંકદેં લેકે મુઠ્ઠીમેં કંકર

ડિપ્ટી નઝીર અહમદ.



# નિઃસ્વાર્થ સમાજસેવા

મયેને જો ઈખ્લાસમેં દેખી બહાર
કયા કહું અય મોમેનીને બાવકાર
હઝરતે આદમસે લેકર આજ તક
નામ કો પાયા નહિં હય ઉસ્મેં શક
જીસ્નેભી ઈખ્લાસ બર્તા હય અય ફતા
અર્શ પર ઉસ્કા અમલ જાકર રહા
ઉસ્કે બંદે ખાલેસીનો મુખ્લેસીન
ઉન્કા મૌલા ઉન્કા સમઝો બિલ્યકીં

હઝરત ઉમર (ર૦ અ) ની ખિલાફતના સમયમાં રાજ વ્યવસ્થા માટે અમલદારોની ઘણીજ જરૂર પડી હતી, અમલદારોની નિમણુંક કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ થઈ પડ્યું હતું. નોકરી કરવાનું મહેનતાણું લેવું, તે સેવા કરવાની કિંમત લેવા સમાન છે. તેમ સમજી કોઈપણ પગાર લેવા ખુશી દર્શાવતા ન હતા. કોમી સેવા વગર પગારે કરવી જોઇએ. તેમ પ્રાચીન મુસલમાનો સમજતા હતા. આ કારણુથી અમલદારોની નિમણુંક કરવામાં ઘણીજ ગુંચવણુ ઉભી થઈ હતી.

## અલ્લાહ વાસ્તે સમાજસેવા

હઝરત ઉમર (ર૦ અ) સાહેબની સેવામાં હઝરત અબ્દુલ્લાહ બિન સઆદી (ર૦ અ) સાહેબ એક સમયે પધાર્યા હતા. હઝરત ઉમર (ર૦ અ) સાહેબે તેમને સંબોધી ફર્માવ્યું કે તમો દેશ સેવા કરો છો, પણ તેનું મહેનતાણું લેતા નથી. તેનું શું કારણ? હઝરત અબ્દુલ્લાહ (ર૦ અ) સાહેબે વિનયપૂર્વક જણાવ્યું, કે મારી આર્થિક સ્થિતિ સારી છે. મારી પાસે ઘણા ઘોડા છે, જેથી મુસલમાનોની સેવા અલ્લાહ વાસ્તે કરવા હું ઇચ્છા રાખું છું.

## મહેનતાણું ન જોઈએ. ખુદા બદલો આપશે

આપ (સ૦ અ૦ વ) સાહેબ પત્રવ્યવહારનું લેખિત કામ હઝરત અબ્દુલ્લાહ બિન અર્કમ (ર. અ) સાહેબને સોંપતા હતા. હઝરત અબુબક્ર અને હઝરત ઉમર (ર૦ અ) સાહેબોની ખિલાફતના સમયમાં પણ તેમને આ કામ સોંપવામાં આવ્યું હતું, હઝરત ઉમર (ર૦ અ) સાહેબે તો તેમને ખજાનચી પણ નીમ્યા હતા. હઝરત ઉસ્માન (ર૦ અ) સાહેબે તેમને બે લાખ દિર્હમ આપવા માંડયા, પરંતુ તેમણે તે લીધા નહિ અને જવાબ આપ્યો, કે મેં આ કામ ખુદાપાકની ખૂશી સંપાદન કરવા માટે કર્યું હતું. તેનો બદલો મને ખુદાપાકજ આપશે.

અઝ ખુદા ખ્વાહ આં ચેહ ખ્વાહી અય પિસર
નીસ્ત દર દસ્તે ખલાઈક ખયરોશર (અત્તાર)
ફર્ઝ હય અપના ઉસીસે માગના
ચાહે દે ચાહે ન દે ઉસ્કી રેઝા

## શાદી કરવાથી જંજાળ વળગે તો સેવા ન થાય

આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવા ને ઈસ્લામી સેવા હોવામાં કોઈને ઇન્કાર નથી, કારણ કે આપ (સ૦ અ૦ વ) સાહેબનું પવિત્ર જીવન ઇસ્લામના અસ્તિત્વ માટેજ સૃષ્ટિને પ્રસાદિ રૂપ સંપાદન થયું હતું. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવા અતિ ઉમંગથી કરતા હતા, જેનો કોઇપણ જાતનો બદલો લેતા ન હતા. હઝરત રબીઆબિન સલમા (ર૦ ) સાહેબ આપ (સ૦ અ૦ વ) સાહેબની પવિત્ર સેવામાં અહરનિશ કમ્મર બાંધીને હાજર રહેતા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબ ઈશાંની નમાઝથી પરવારીને ઘેર પધારતા હતા, ત્યારે હઝરત રબીઅ (ર૦ અ) સાહેબ બારણા ઉપર બેસી જતા હતા, કે રાત્રે કાંઇ ઝરૂર પડે, તો તે સેવા કરવાનો પ્રસંગ મળે, તે વિચારથી મોડી રાત સુધી હાજરી આપતા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબે આ સેવા બદલ કાંઈ મહેનતાણું આપવા માંડયું, પણ તેમણે તે લેવાનો ઇન્કાર કરતાં જણાવ્યું, કે યા રસૂલલ્લાહ! મને દોઝખની આગથી મુક્તિ મળે. તેવી મારી શફાઅત કરશો. તે સિવાય કોઈ વસ્તુની મારે જરૂર નથી. આપ (સ૦ અ૦ વ) સાહેબે તેમને શાદી કરવાની સલાહ આપી, ત્યારે વિનંતીપૂર્વક જણાવ્યું, કે એ જંજાળમાં પડી જાઉં, તો આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવા કરવામાં વિક્ષેપ પડવાની ધાસ્તી રહે છે.

## હું મુસલમાન કેમ થયો?

આજકાલના મુસલમાનોને ગમે તેવી દેશસેવા કે કોમી સેવા આપવામાં આવે, ત્યારે તે કામ કરવામાં પોતીકો કેટલો લાભ

થશે, તે પ્રથમ તપાસે છે. પ્રાચીન મુસલમાનો આવો લાભ શોધતા ન હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબે હઝરત ઊમરોબિન આસ (ર૦ અ) સાહેબને ફર્માવ્યું, કે હું તમને એક લડાઈમાં મોકલવા ઇચ્છું છું. ગની મતનો બદલો તમને અલ્લાહુપાક આપશે. તેમણે જવાબ આપ્યો, કે હું ગનીમતના માલ માટે મુસલમાન થયો નથી. હું તો આપનો પવિત્ર સહવાસ સંપાદન કરવાને મુસલમાન થયો છું.

## નમાઝ પઢવાથી દોલત મળશે

ઇતિહાસ સાક્ષી આપે છે, કે હઝરત ખાલિદબિન વલીદ (ર૦ અ) સાહેબ જેવી નિઃસ્વાર્થ સેવા બજાવનાર કોઈપણ વ્યક્તિ દુન્યાંના ઈતિહાસમાં મળી આવશે નહિ. હઝરત ઉમર (ર૦ અ) સાહેબે અમુક કારણોવશાત તેમને લશ્કરના સેનાધિપતિના હોદ્દાથી પદભ્રષ્ટ કર્યા હતા. અને તેમને હજરત અબુઓબયદા (ર૦ અ) સાહેબના હાથ નીચે મૂક્યા. હજરત ખાલિદ (ર૦ અ) સાહેબની દીર્ઘદૃષ્ટિ, શૂરવીરતા, હિમ્મત અને બુદ્ધિબળના કાર્યોથી ઈસ્લામી ઇતિહાસનાં પૃષ્ઠો ભરાયેલાં છે, યર્મૂકની લડાઈમાં રૂમી ઈમ્પિરીઝમ તુટી ગયું અને કૈસરનું રાજ્યતંત્ર ધ્રૂજી ઉઠયું હતું. તે કોણના પ્રતાપે ? માત્ર હઝરત ખાલિદબિન વલીદ (ર૦ અ) સાહેબના શૌર્યનોજ પ્રતાપ હતો. આમ હોવા છતાં હજરત ઉમર (ર૦ અ) સાહેબે તેમને લશ્કરી હોદ્દાથી પદભ્રષ્ટ કરવાને ઉચિત ધાર્યું. હજરત ખાલિદ (ર૦ અ) સાહેબે ખલીફા સાહેબના હુકમનો અમલ હસતા ચહેરે અદા કર્યો. જેવી રીતે એક સેનાધિપતિ તરીકે લશ્કરી સેવા બજાવતા હતા, તેવીજ રીતે હજરત અબૂઓબયદા (ર૦ અ) સાહેબના તાબામાં રહીને લશ્કરી સેવા

અદા કરવા લાગ્યા. મનમાં કોઈપણ પ્રકારનો દ્વેષ રાખ્યો નહિં. આ શુભ લાગણીના પ્રતાપેજ પ્રાચિન મુસલમાનો ઉચ્ચ પ્રકારની કોમી સેવા અદા કરી ગયા હતા. જે લોકો માત્ર હોદ્દા અને નામ માટે કોમી સેવા કરે છે, તેઓ તેમની લાગણી મુજબ હોદ્દો અને નામના સંપાદન કરતા નથી, ત્યારે કોમના હકમાં હળાહળ ઝેહર સમાન નિવડે છે. આવા લોકો કોમ માટે શ્રાપરૂપ છે. કોમી સેવા નિઃસ્વાર્થ ભાવે કરવામાં આવે, તોજ તેમાં સફળતા પ્રાપ્ત થાય છે.

## હે ખુદા ! કેટલાં બાળક મરી ગયાં હશે ?

હજરત ઉમર રz અ) સાહેબ રૈયતની જાતે દેખરેખ રાખતા હતા, લોકો તેમને વિનંતિ કરતા હતા, કે ખલીફા સાહેબ! તમો શા માટે જાતે આટલું દુઃખ ઉઠાવો છો? રાજ્યના બીજા માણસો પાસેથી આવાં કામ કેમ લેતા નથી? હજરત ઉમર (રz અ) સાહિબ ફર્માવતા હતા, કે તમારૂં કહેવું ખરૂં છે, પણ કયામતમાં મારી ફરજનો જવાબ મારી પાસેથીજ લેવાશે. તે વખતે મારો ભાર ઉંચકવાને કોણ તૈયાર થશે?

હઝરત ઉમર (રz અ) સાહેબ એક વખત સીરીઆ તરફ પધાર્યા હતા. ત્યાં રેતાળ મેદાનમાં એક કાફલો ઉતર્યો હતો. ખલીફા સાહેબ તે કાફલાની દેખરેખ રાખવા રોકાયા, ત્યાં એક બાળકના રડવાનો અવાજ આવ્યો. હજરત ઉમર (રz અ) સાહેબે બાળકની માને કહ્યું, કે બાળકને રાજી કરી રડતું છાનું રાખો. એમ કહીને તેઓ આગળ ચાલ્યા. થોડી વારે ફરી બાળક રડવા લાગ્યું. ખલીફા સાહેબે ફરી તે બાળકની માને કહ્યું, કે બાળકને રાજી કરો. આ પ્રમાણે તેમણે

ત્રણ વખત તે સ્ત્રીને કહ્યું, ત્યારે તે સ્ત્રીએ કહ્યું, કે હે ચોકીદાર! આ બાળક કેમ રડે છે. તે તું જાણતો નથી. ખલીફા સાહબનો હુકમ છે, કે જે બાળક ધાવતું હોય, તેને રાજ્ય તરફથી કાંઈ વર્ષાસન વઝીફો મળે નહિ. બાળક જ્યારે તેની માનું દૂધ પીવાનું છોડી દે, ત્યારેજ તે બાળકના ગુજરાન માટે રાજ્ય તરફથી મદદ અપાય છે. હું આ કારણથી આ બાળકનું દૂધ છોડાવવા માગું છે, તેથી બાળક રડે છે. આ સાંભળી હઝરત ઉમર (ર૦ અ) સાહેબ રડી પડયા અને ખુદાપાકને સંબોધી રડવા લાગ્યા, કે હે ખુદા! તું મને માફ કર. મારા કારણથી કેટલાંએ દૂધ પીતાં બાળક મરણ પામ્યાં હશે? તેમણે મદીના શરીફ જઈને હુકમ કર્યો, કે હવેથી કોઈપણ બાળક પેદા થાય કે તરતજ તેને રાજ્ય તરફથી વર્ષાસન આપવામાં આવશે.

## ખલીફા સાહેબની પીઠ ઉપર અનાજનો કોથળો

હજરત ઉમર (ર૦ અ૦) સાહેબ મદીના શરીફથી ત્રણ માઈલ દૂર આવેલા એક ગામમાં પધાર્યા. ત્યાં એક સ્ત્રી ખાણું રાંધતી હતી. તેની પાસે તેનાં ચાર બાળક રડતાં હતાં. ખલીફા સાહેબે તે બાઈને પૂછ્યું, કે બાળકો કેમ રડે છે! તે સ્ત્રીએ કહ્યું, કે અમને કેટલાએ દિવસથી ખાણું મળ્યું નથી, તેથી છોકરાં રડે છે. મેં છોકરાને રાજી કરવા માટે ચૂલા ઉપર પાણી ભરેલી હાંડલી મૂકી છે. છોકરાંને પટાવું છું, કે આ હાંડલીમાં ખાણું રાંધું છું. તે રંધાશે ત્યારે તમને ખવડાવીશ. ખલીફા સાહેબ પોતાના અફલહ નામે ગુલામને લઈને મદીના શરીફ પાછા આવ્યા. બયતુલ્માલ-

માંથી લોટ, ઘી, શાક તરકારીનો સામાન લીધો. તેનો કોથળો ભર્યો અને ગુલામને કહ્યું, કે આ કોથળો મારી પીઠ ઉપર ચઢાવ. ગુલામે કહ્યું, કે ખલીફા સાહેબ ! આપનો આ ગુલામ કોથળો ઉંચકશે. હું બીજે શું કામ આવીશ ? ખલીફા સાહેબે કહ્યું. તારૂં કહેવું સાચું છે, પણ મારા રાજ્યમાં મારી ભૂલના પરિણામે આ બાળકો ભૂખે મરે છે, કયામતને દિવસે મારી ભૂલનો ભોગ મારે ભોગવવો પડશે. આમ કહીને અનાજનો કોથળો લઇ ત્રણ માઇલ ચાલીને પેલી બાઈ પાસે આવ્યા. તે બાઇએ લોટ બાંધ્યો અને રોટલી બનાવવા માંડી. ખલીફા સાહેબે ચૂલો સળગાવવા માંડ્યો. ચૂલામાંથી ઉડતી રાખને લીધે ખલીફા સાહેબની મુબારક દાઢી રાખથી ભરાઇ ગઇ. છોકરાંએ ધરાઈને ખાધું. તે જોઈને જેમ એક સગો બાપ રાજી થાય, તેમ ખલીફા સાહેબ રાજી થયા. પેલી બાઇ ખલીફા સાહેબને ઓળખતી નહતી. તેણે ભોળે ભાવથી કહ્યું, કે સાચું પૂછો તો ખલીફા થવાને તમો લાયક છો. ઉમર લાયક નથી. જઝાકલ્લાહ ! આ સાંભળીને હજરત ઉમર (ર૦ અ૦) કાંઈ બોલતા નથી, પરંતુ હર્ષનાં આંસુ સેરવતા સેરવતા ત્યાંથી ચાલ્યા જાય છે.

હય કોઇ હમમેં જફ઼ાકશ ઈસ કદર?
યા ફ઼ક્ત મદ્દેનઝર હય કર્રો ફ઼ર
મેહનતેં બર્દાશ્ત કર સકતે નહિં
બે મશક્કત હય ન દુન્યાઓર દીન
કર લિયા દુન્યાકોભી અપની ખરાબ
ઓર લિયા ઉકબાકાભી સરપર અઝાબ

---

# ઈસ્લામી સેવાનો અનહદ ઉભરો

અજબ હંગામા પરવરથી મુસલ્માનોંકી શમશીરેં !
પલટ જાતીથી જિન્કી ઝર્બસે કવમોંકી તકદીરેં !
અરબ, ઈરાન, તુર્કી, મિસ્ત્ર, કાબુલ, હિંદ, અફ્રીકહ
યેહ ક્યા હંય ! એક હર્ફે "લાહિદ્દ" કી સબ હંય તફસીરેં
કભી ગાલિબ ન હોંગે બુત પરસ્ત અલ્લાહ વાલોં પર
કહાં એક ઝિન્દા હસ્તી ઓર કહાં બેજાન તસ્વીરેં !

**જવાહિર રકમ**

અમુક અમુક અંબીઆ (અ૦ સ૦) સાહેબોએ લડાઈઓ કરીને પોતાની બહાદુરીની સાબીતી આપેલી છે, પરંતુ તેમનો વિગતવાર અહવાલ જાણવામાં આવ્યો નથી. હઝરત ઈસા (અ૦ સ૦) સાહેબે તલ્વારો ખરીદી હતી અને પોતાના અનુયાયીઓને લડાઈ માટે તૈયાર કરી રહ્યા હતા, પરંતુ કુદરત-ને મંજૂર હતું, તેમ થયું. આજકાલ તો યુરોપવાસીઓ પોતાની દોલતનો ઉપયોગ લડાઈનો સરંજામ એકત્ર કરવામાં કરી રહ્યા છે. ઈસ્લામના મહાન પેગંબર (સ૦ અ૦ વ૦) સાહેબમાં જેમ કાયરતાનો અંશ ન* હતો, તેમ લડાયક વૃત્તિનો પણ અંશ ન હતો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબના અન્ય પવિત્ર ગુણોની માફક તેમની બહાદુરીમાં પણ કોઈ પ્રકારની અતિ-

શયોક્તિનો અંશ નથી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબને ઘણી લડાઇઓ કરવી પડી છે, પરંતુ તે બધી લડાઈઓ માત્ર પોતીકા રક્ષણ અને બચાવ માટેજ કરવી પડી છે. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે એકપણ લડાઇમાં પોતા તરફથી પહેલ કરી નથી, છતાં જ્યારે જ્યારે લડાઇનો પ્રસંગ આવ્યો હશે, ત્યારે પાછી પાની પણ કરી નથી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબની લડાઈઓ કરતાં ચાલુ લડાઇઓ તદન જુદાજ પ્રકારની હતી. આજ કાલની લડાઇઓમાં શહેરોને બાળી નાખવાં, મકાનો તોડી પાડવાં. લીલીછમ ખેતીવાડીને બાળી મૂકવી, કત્લેઆમ કરવી, નિર્દોષ વૃદ્ધ, બાળક અને સ્ત્રીઓને મારવાં વગેરે વગેરે જુલ્મ થાય છે. આ બનાવોથી આત્મા કંપી ઉઠે છે. આ લડાઇ-ઓના મુકાબલામાં ઇસ્લામની લડાઇઓ જુલ્મી કૃત્યોથી છેકજ પવિત્ર છે. આપ (સ૦ અ૦ વ) સાહેબ લડાઇમાં રવાના થતા લશ્કરને ઉપદેશ આપતા હતા, કે પવિત્રતાથી વર્તજો. ખયાનત અને વચનભંગ ન કરતા. બાળકોને કત્લ ન કરતા. બને ત્યાં સુધી દુશ્મનને માફી આપવાની વૃત્તિ રાખજો. લડાઇ સિવાય કોઇ ઇલાજ ન હોય, ત્યારેજલડાઈ કરજો. પરધર્મી-ઓના મહાન પુરુષો, વૃદ્ધ પુરુષો, સ્ત્રીઓ બાળકોને કત્લ કરશો નહિ. દુશ્મનોની ખેતીવાડી બાગબગીચાને વેરાન કરશો નહિ. શાન્તિના ચાહકો સાથે શાન્તિથી વર્તજો, સલાહ કર-નાર સાથે સલાહ કરજો. તમારી શક્તિના ઘમંડ ઉપર કોઈની સાથે લડાઈ ન કરશો. ખાનકાહો, બંદગી કરવાનાં સ્થળો અને તેમાં રહેનારાઓને ખરાબ ન કરતા. આપ (સ૦ અ) સાહેબે આ શિખામણોનો અમલ જાતે કરી બતાવ્યો હતો. જ્યારે મક્કહ શરીફ ફતેહ થાય છે, ત્યારે આપ (સ૦ અ૦

વ) સર્વને માફી આપે છે. દુન્યાના ઇતિહાસમાં આ બનાવો હયાત છે. આપ (સ૦ અ૦ વ) સાહેબને એક લડાઈમાં સખ્ત ઝખમ થયો હતો. ત્યારે માત્ર એટલુંજ બોલ્યા હતા, કે હે ખુદા! મારી કોમને માફ કર કારણકે તેઓ સત્યને સત્ય સમજતા નથી.

સામા પક્ષવાળા આપ (સ૦ અ૦ વ) સાહેબ સાથે સુલેહ કરવા માગે, તો આપ (સ૦ અ૦ વ) ઝટ સુલેહ કરી લેતા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબે કોઈ કોમ સાથે નાહક લડાઈ કરવાને મુસલમાનોને હુકમ આપ્યો નથી. આ પ્રમાણે ઇસ્લામ એક શાંતિપ્રિય મઝહબ છે. માત્ર ઇલાહી ફર્માન અનુસારજ તે સંજોગોમાં જિહાદ કરવાનો હુકમ અપાતો હતો.

## જનાઝામાં ફેરવાએલો વરઘોડો

હઝરત સઆદ અસ્વદ સંબંધી આ પુસ્તકમાં અન્ય સ્થળે જણાવવામાં આવ્યું છે, કે તેઓ કદરૂપા હોવાથી તેમનું લગ્ન જોડવામાં ઘણીજ અડચણ પડી હતી. છેવટે આપ (સ૦અ૦ વ) સાહેબની ભલામણથી હઝરત ઉમરો બિન વહબ (ર૦અ) ની દિકરી સાથે સગપણ નક્કી થયું હતું. એક સૌંદર્યની પ્રતિમા અને સદ્‌ગુણી સ્ત્રી સાથે સગપણ થવાથી કેટલો બધો આનંદ થાય, તે સર્વ કોઈ સમજી શકે છે. હઝરત સઆદ (ર૦અ)નું દિલ લગ્નના ઉમંગોથી છલકાઇ જતું હતું. તેઓ પોતાની સ્ત્રી માટે જણસ ઘરેણાં ખરીદવા બજારમાં ગયા. તેઓ જે સુખનાં સ્વપ્ન જોતા હતા, તે સ્વપ્નનો અમલ કરવાનો સમય નજીક આવી રહ્યો હતો. તેવામાં બજારમાં પોકાર સાંભળ્યો, કે હે ખુદા તઆલાના સિપાઇઓ! જિહાદ માટે

તૈયાર થઈ જાવ. અને જન્નતની ખૂશ ખબરી સંપાદન કરો. આ પોકાર સાંભળતાંની સાથેજ તેમની રગે રગમાં જિહાદનો જોશ ઉભરાઈ ઉઠયો. શાદીનો વિચાર સરખોએ ભૂલી ગયા. જે પૈસા વડે સ્ત્રીનાં ઘરેણાં ખરીદવા ગયા હતા. તે પૈસા વડે તલ્વાર, ભાલો અને ઘોડો વગેરે લશ્કરી સર સામાન ખરીદી લીધો. માથે ફેંટો બાંધીને લશ્કરમાં શામેલ થઈ ગયા. લડાઈના મેદાનમાં તેમનોઘોડો એક જગ્યાએ અચકાઈ ઉભો રહ્યો, ત્યારે નીચે ઉતરીને લડવા લાગ્યા. આખરે શહાદતનો જામ પી લીધો. પ્રિયતમા સાથે પ્રેમ કરવાને બદલે તલ્વારથી પ્રેમ સાધ્યો. હઝરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ) સાહેબને ખબર થતાં આપ ત્યાં પધાર્યા. હઝરત સઆદનું મુસ્તક પોતાના ખોળામાં લઈને દુઆ માગી અને તેમનો તમામ અસબાબ તેમની (મર્હૂમની) સ્ત્રી પાસે મોકલી આપ્યો. દીનની શાન્ત ખિદમત માટે પણ જ્યારે હાલના નવજવાનોને આમંત્રણ આપવામાં આવે છે, ત્યારે કેટલાક આડાં અવળાં બહાનાં બતાવે છે. તેવા નવજવાનો માટે આ બનાવ ખાસ ધડો લેવા જોગ છે.

## શું હું જીવને પંપાળ્યા કરૂં ?

હઝરત અક્રમા બિન અબૂજહલ (ર૦અ) સાહેબની જિહાદી સેવાઓથી ઇતિહાસનાં પૃષ્ઠ ભરેલાં છે. મુલ્કે શામમાં તેમણે જે અજોડ વીરતા દર્શાવી છે, તે ખરેખર પ્રશંશનીય છે. તેઓ આ લડાઈમાં એટલી નિડરતાથી લડતા હતા, કે દુશ્મનના મોરચાના મધ્ય ભાગમાં ઘુસી જતા હતા. તેમનું મુસ્તક, છાતી અને શરીર જખ્મોથી ચાલણી માફક છેદાઈ ગયું હતું. લોકોએ તેમને લાગણી પૂર્વક કહ્યું, કે તમો આવી રીતે તમારા જીવનને એકદમ જોખમમાં ન નાખો. તેમણે જવાબ

આપ્યો, કે હું લાત અને ઉઝ્ઝા નામની મૂર્તિઓ માટે જીવના જોખમે લડતો હતો. હવે આજ ખુદા અને તેના રસૂલ માટે લડવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે, ત્યારે શું જીવને પંપાળ્યા કરૂં? હું ખુદાની કસમ ખાઇને કહું છું, કે મારાથી કદિ તેવું બનનાર નથી.

હઝરત ખાલિદ બિન વલીદે એક લડાઇમાં હઝરત અક્રમાને એક ટુકડીના અફસર નીમ્યા. દુશ્મન ઘણો ઝોરદાર હતો. તેણે એવો સખ્ત હુમલો કર્યો, કે ઇસ્લામી લશ્કર હચમચી ગયું. હઝરત અક્રમાએ આ સ્થિતિ જોઇને મોટા અવાજથી પોકાર કર્યો, કે મોત સાથે મુલાકાત કરવા કોણ તૈયાર છે? તરતજ ચારસો શૂરવીર લડવૈયા હાજર થઇ ગયા. ખુદાના રસ્તામાં જીવ અર્પણ કરવાની પ્રતિજ્ઞા લઇને દુશ્મનો ઉપર તૂટી પડ્યા. આ લડવૈયાઓએ મોટા ભાગે શહીદ થઇને પ્રતિજ્ઞાનું પાલન કર્યું. થોડા ઘણા બચ્યા હતા. તેઓ પણ ઘવાઇને ચૂરેચૂરા થઇ ગયા હતા.

## એક કેદીની શી ઝંખના હતી?

હજરત અબૂમહજન સકફી (રઝઅ) સાહેબે પોતાની જીંદગીના છેક પાછલા ભાગમાં ઇસ્લામ ધારણ કર્યો હતો, જેથી તેમનું વર્ણન હજરત ઉમર (રઝઅ) સાહેબના સમયમાં આવે છે. મુસલમાનોએ જ્યારે ઇરાન ઉપર હુમલો કર્યો હતો, ત્યારે કોઇ કારણવશાત તેઓ કેદમાં પડ્યા હતા. તેઓ જિહાદના પ્રેમમાં એટલા મસ્ત થઇ ગયા હતા, કે કેદમાંથી નાસીને લડાઇમાં* શામેલ થઇ ગયા. હજરત ઉમર (રઝઅ) સાહેબને આ વાતની ખબર પડી. તેમણે ઇસ્લામી લશ્કરના સેનાપતિ હજરત સઆદ બિન વકાસ (રઝઅ)ને હુકમ કર્યો,

કે તેમને કેદ કરો, જેથી તેમને કેદ કરવામાં આવ્યા.

જ્યારે કાદસિયહની લડાઈ ચાલુ હતી, ત્યારે પણ હજરત અબૂમહજન (ર૦અ) સાહેબ કેદમાં હતા. લડાઇના મેદાનના બનાવો સાંભળીને તેમની રગોમાં જોશ ઉભરાઈ જતો હતો. તેમણે હજરત સઆદ (ર૦અ)ને કહ્યું, કે મને કેદમાંથી મુકત કરો. હું મેદાનમાં જઈને બહાદૂરીનું કામ કરી બતાવીશ. હું જીવતો આવીશ, તો મારી મેળે કેદખાનાની બેડીઓ પહેરી લઇશ. તેમણે ઇન્કાર કર્યો. તે વખતે તેઓ એવાં દર્દભર્યાં કાવ્ય બોલવા લાગ્યા, કે હજરત સલ્મા (ર૦અ)નું દિલ ભરાઇ આવ્યું. તેમણે તેમને કેદમાંથી છૂટા કર્યા. તેઓ મેદાનમાં પહોંચી ગયા. એટલી વીરતાપૂર્વક લડયા, કે તેઓ જે તરફ જતા, તે તરફ દુશ્મનના સૈન્યમાં ભંગાણ પડતું હતું. હજરત સહાબાએ કેરામ (ર૦અ) તેમની વીરતા જોઈને દંગ થઈ જતા હતા.

## બાપ બેટા માટે શું ધારતા હતા

હજરત અબૂ સઈદ ખુદ્રી (ર૦અ) ઓહદની લડાઇ વખતે માત્ર તેર વરસના હતા. તેમણે લડાઈમાં શામેલ થવાને આપ (સ૦અ૦વ) સાહેબને વિનંતિ કરી. આપ (સ૦અ૦વ) સાહેબે તેમને માથાથી પગ સુધી નીહાળ્યા અને ફર્માવ્યું, કે હજુ ઘણી કાચી ઉમ્મર છે, ત્યારે તેમના બાપે તેમનો હાથ પકડીને બતાવ્યો, કે જુઓ. પૂરા મર્દ જેવો હાથ છે. તે સમયે હાથની મજબુતી ઉપરથી મર્દાઇની કિંમત અંકાતી હતી. આપ (સ૦અ૦વ) સાહેબે આમ છતાં તેમને લડાઈમાં શામેલ થવાની મંજુરી આપી નહિં. આ બનાવ ઉપરથી સાબિત થાય છે, કે હજરાત સહાબાએ કેરામ (ર૦અ) સાહેબો

ઈસ્લામની સેવા બજાવવામાં મોટાઈ સમજતા હતા, અને આ કામમાં તેમનાં બાળકો પણ સારો ભાગ લે, તેવી સ્પર્ધા કરતા હતા. હાલના સમયના મુસલમાનોએ માત્ર ઈલ્મ અને દોલત વડે ઇસ્લામી સેવા કરવાની છે, છતાં તે અદા કરવામાં પોતે ભાગ લેતા નથી, બલ્કે પોતાનાં બાળકોને ઈસ્લામી શાન્ત સેવા બજાવવામાં આડખીલી કરે છે. ચાલુ સમયમાં માત્ર શાંતિપૂર્વક ઈસ્લામની સેવા ઈલ્મ વડે કરવાની છે. પ્રાચીન મુસલમાનો પોતાની ઔલાદ પ્રત્યે અમારા કરતાં કાંઈ ઓછો પ્રેમ રાખતા ન હતા. તેઓ અમારા જેવા માણસો હતા. તેમને પણ અમારા જેવાં દિલ હતાં. તેમનાં દિલોમાં પિતા પુત્રનો પ્રેમ ભરપૂર હતો, પરંતુ અમારા કરતાં તેમના જિગરોમાં ઈસ્લામી સેવાનો જોશ ઘણોજ વધુ હતો. તેમના ઇસ્લામી જોશના પ્રતાપે ઇસ્લામની સેવાના મુકાબલામાં સંસારની ગમે તેવી વહાલી વસ્તુની તેમના દિલમાં કાંઈજ કિંમત ન હતી.

## બે મુસ્લિમ બાળકોએ કુશ્તી કરી

હજરત રાફેઅ બિન ખોદીજ (ર૦અ) બદરની લડાઈ વખતે માત્ર ચૌદ વરસના હતા, પરંતુ જિહાદના એટલા બધા શોખીન હતા, કે તેમણે આપ (સ૦અ૦વ) સાહેબની સેવામાં હાજર થઈને લડાઈમાં ભરતી થવાની વિનંતિ કરી. આપ (સ૦અ૦વ) સાહેબે તે વખતે નહાની ઉંમરના કારણે મંજૂરી આપી નહિ. પરંતુ બીજે વરસે મંજૂરી આપી. હજરત સમરા નામના એક નવજવાન બાળકે લશ્કરમાં ભરતી થવા માટે આપ (સ૦અ૦વ) સાહેબની સેવામાં વિનંતિ કરી. આપ (સ૦અ૦વ) સાહેબે તેમની નહાની ઉંમર હોવાથી મંજૂરી આપી

નહિં, ત્યારે તેમણે ફરી વિનંતિપૂર્વક કહ્યું, કે યા રસૂલલ્લાહ! હું રાફેઅને કુસ્તી કરવામાં હરાવી દઉં છું, છતાં આપે તેમને મંજૂરી આપી અને મને કેમ મંજૂરી આપતા નથી? આ સાંભળી હજરત રસૂલે કરીમ (સ૦અ૦વ) હસી પડયા અને ફર્માવ્યું, કે વારૂ. તમો બંને કુસ્તી કરો. હજરત સમરાએ હજરત રાફેઅને કુસ્તીમાં હરાવી દીધા, જેથી આપ (સ૦અ૦વ) સાહેબે આનંદિત ચહેરે હજરત સમરાને લશ્કરમાં ભરતી થવાની મંજૂરી આપી દીધી.

## ઘેર જવાનું કહ્યું ત્યારે કેમ રડવું આવ્યું

આપ (સ૦અ૦વ) સાહેબ જ્યારે બદરની લડાઇ માટે નીકળ્યા, ત્યારે નહાની ઉંમરના અનેક બાળકો જિહાદ કરવાના ઉમંગથી સાથે થઇ ગયા. તેમાં હજરત સઆદ બિન વકાસ (ર૦અ) સાહેબના નહાના ભાઈ પણ હતા. આપ (સ૦અ૦વ) સાહેબે મદીના શરીફથી થોડેક દૂર ગયા બાદ લશ્કરની તપાસણી કરીને નહાની ઉંમરના બાળકોને પાછા ઘેર જવાનો હુકમ કર્યો, હઝરત ઉમેર (ર૦અ) સાહેબ આ હુકમ સાંભળીને લશ્કરમાં ગમે ત્યાં સંતાઇ ગયા. આપ (સ૦અ૦વ) સાહેબને ખબર પડતાં તેમને હાજર કરીને ફર્માવ્યું, કે તમો ઘેર પાછા જાવ. આ સાંભળતાંજ હજરત ઉમેર (ર૦અ) સાહેબ રડી પડયા. આટલો બધો ઉમંગ અને લડાઈનો પ્રેમ જોઈને આપ (સ૦અ૦વ) સાહેબે તેમને સાથે આવવાની મંજૂરી આપી હતી.

પ્રિય વાંચક બંધુઓ! આ બનાવો વાંચતાં આપણાં રૂવાંટાં ઉભાં થઇ જાય છે. આ કેવા મુસલમાનો હતા?

માણસ માત્રને પોતાનો જીવ વહાલો હોય છે. હઝરાત સહાબાએ કેરામ (રઅ) સાહેબો લડાઈના ખૂનખાર મેદાનમાં જવાને તડપીજ રહેતા હતા, લડાઈ એવી વસ્તુ છે, કે જ્યાંથી સહી સલામત પાછા આવવાની ઘણી થોડી આશા હોય છે, છતાં તેઓ પોતાના પ્રાણની પરવા કીધા સિવાય લડાઇમાં ઉમંગભેર જતા હતા. હાલના મુસલમાનોને ઈસ્લામની માત્ર તબ્લીગ–પ્રચાર કરવાને કહ્યું હોય, તો તેમાં પણ જીવ ચોરાવે છે. તબ્લીગ માટે જવામાં કોઈ પ્રકારે જાનનું જોખમ નથી. માત્ર થોડાક વખતમાં સહી સલામત રીતે પાછા આવવાનું હોય છે. આટલી નાની સરખીએ ઈસ્લામી સેવા થઇ શકતી નથી, છતાં ઇસ્લામીઓની અવદશાનાં રોદણાં રડવાં એ ક્યાંની વાત છે? મુસલમાનોને ઉન્નતિ કરવી હોય, તો હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ ધારણ કરેલા માર્ગ સ્વિકાર્યા સિવાય કદિજ ઉન્નતિ થવાની નથી. આપણે માત્ર તબ્લીગનીજ સેવા કરવાની છે. હાલમાં ઈલ્મ અને તબ્લીગના મેદાનમાં આગળ વધવું તે મેદાન જીતવા સમાન છે.

## આ બે છોકરાંએ શો ગઝબ કર્યો?

હઝરત અબ્દેરહેમાન બિન અવફ (ર૦ અ૦) સાહેબ એક લડાઇનું વર્ણન કરે છે તે સાંભળતાં આપણાં રૂવાંટાં ઉભાં થઈ જાય છે. તેઓ સાહેબ જણાવે છે, કે બદરની લડાઇમાં બંને લશ્કર સામ સામે ઉભાં થઈ ગયાં અને સામાન્ય હુમલો થવા લાગ્યો. તે વખતે મેં મારા ડાબા જમણી તપાસ કરી. બંને બાજુ બે અન્સારી નવજવાન છોકરા હતા. આ છોકરાંઓને જોતાંજ હું તો નિરાશ થઈ ગયો. લડાઇમાં જ્યાં સુધી બાજુ ઉપરના માણસો મજબૂત ન હોય, ત્યાં સુધી લડવું ઘણુંજ

કઠણુ થઇ પડે છે. જેની પડખના માણસો મજબૂત હોય, તેજ નિડરતાથી લડી શકે છે. મારી આજુ બાજુ નાની ઉંમરના બે છોકરા હતા, તેમની કમઝોરી જાણીને હું કેવું લડી શકીશ તેના વિચારમાંજ હું નિરાશ થવા લાગ્યો. હું હજુ આવા વિચારમાં હતો, તેવામાં એક છોકરાએ મને એટલે ધીમેથી પૂછવા માંડયું, કે જાણે તેની સાથેનો બીજો છોકરો સાંભળી ન જાય, તેમ મને પ્રશ્ન કર્યો, કે ચચાજાન ! મક્કાશરીફમાં આં હઝરત (સ૦ અ૦ વ) સાહેબને જે બહુજ દુ:ખ દેતો હતો, તે અબુજહલ કયો છે ? તે મને ઓળખાવો. મેં અલ્લાહુપાકની કસમ સાથે નિર્ણય કર્યો છે, કે અબૂજહલને કતલ કરીનેજ પાછો આવીશ. અથવા તે મર્દૂદને કતલ કરતાં કરતાં શહીદ થઈ જઈશ ! આ છોકરાના સવાલનો જવાબ હજુ સુધી આપ્યો ન હતો, તેટલામાં બીજા છોકરાંએ પહેલા છોકરાની માફક ઘણાજ ધીમા અવાઝથી અબૂજહેલને ઓળખવાનો પ્રશ્ન કર્યો અને સાથે સાથે પોતાની કસમની હકીકત પણ કહી સંભળાવી. હું તો આ છોકરાઓની હિંમત જોઈને આભોજ થઈ ગયો. મનમાં વિચાર કરવા લાગ્યો, કે આ નાના સરખા છોકરા કેવી રીતે તેમની પ્રતિજ્ઞા પૂરી કરશે ? અબૂજહલ કાંઈ રસ્તામાં બેઠો છે ? તે તો મોટા મોટા પહેલવાનો અને કેળવાએલા લશ્કરીઓની વચમાં ઉભો હતો. મેં આમ છતાં હાથના ઈશારાવડે તેમને અબૂજહલ ઓળખાવ્યો. મારો ઈશારો થતાંની સાથેજ આ બે છોકરાઓ શકરાબાઝની માફક છૂટયા, અને દુશ્મનોનું લશ્કર કાપતા કાપતા આંખ મીચતામાં તો અબૂજહલ ઉપર તૂટી પડયા. એટલી ઉતાવળ અને સ્ફુર્તિથી હુમલો કર્યો, કે એક પળવારમાં તો મગરૂર

અબૂજહલનું માથુ ધડાક દઇને ભોંય ઉપર રઝળવા લાગ્યું. આ બધું કામ એટલી ચપળતાથી થઈ ગયું, કે અબૂજહલના સાથીઓ તો જોતાજ રહ્યા. હઝરત અક્રમા (૨૦ અ૦) સાહેબ પણ પોતાના બાપની સાથેજ હતા, તેઓ તેને તો બચાવી શકયા નહિ, પણ આ બે છોકરાઓ પૈકી એક હઝરત મઆઝ (૨૦ અ૦) ઉપર એવા જોરથી તલ્વારનો ઘા કર્યો, કે તેમનો એક હાથ કપાઈને લટકવા લાગ્યો. તેમને આવો સખ્ત ઘા થયો હતો, છતાં પાછા હઠયા નહિં અને હઝરત અક્રમા (૨૦ અ૦) સાહેબની પૂંઠ પકડી, પરંતુ તેઓ નાસી છુટયા. હઝરત મઆઝ (૨૦ અ૦) સાહેબે લડાઇ તો ચાલુજ રાખી. કપાએલો હાથ લડવામાં હરકત કરતો હતો, જેથી જોરથી આચકો મારીને કપાએલો હાથ દૂર ફેંકી દઇને પાછા લડવા લાગ્યા.

### બાપ બેટા વચ્ચે કેમ ચીઠીઓ નંખાઈ?

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો જિહાદ માટે કેટલી સ્પર્ધા કરતા હતા, તે જાણવા માટે એક બનાવ રજુ કરવામાં આવે છે. હઝરત સઆદ બિન ખશબા ઘણી નાની ઉંમરના હતા, છતાં બદરની લડાઇમાં ભરતી થવાને તૈયાર થઇ ગયા. તેમના પિતા પણ લડાઈમાં જતા હતા. તેમણે કહ્યું, કે આપણ બેમાંથી એકજણે ઘેર રહેવું જોઈએ. માટે સઆદને ઘેર રહેવાનું જણાવ્યું. હઝરત સઆદ (૨૦ અ) સાહેબે કહ્યું, કે જન્નત મેળવવાના સવાલ સિવાય જો કોઇ બીજી બાબત હોત, તો હું તમારો હુકમ માન્ય રાખત, પરંતુ હું આ બાબતમાં આપના કહેવા મુજબ વર્તવાને તૈયાર નથી. છેવટે ચિઠ્ઠિઓ નાખવાનો ઠરાવ થયો. ચિઠ્ઠિમાં બેટાનું નામ આવ્યું, જેથી તેઓ લડાઈમાં ગયા અને શહાદતનો રૂત્બો પ્રાપ્ત કર્યો.

# ઈસ્લામી સાદાઈ

અલ્લાહપાક ફર્માવે છે, કે ઈન્નલમોબઝ્ઝેરીન કાનૂ ઈખ્વાન શ્શયાતીન–અર્થાત–ઉડાઉ ખર્ચ કરનારા શયતાનના ભાઈ છે. તે પાક ફર્માનને હજરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબોએ પોતાના જીવનમાં તાદૃશ્ય રજુ કરી બતાવ્યું હતું. હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબની ધાક આખા આલમ ઉપર બેઠી હતી, છતાં તેમના પહેરણમાં બાર થીંગડાં લાગ્યાં રહેતાં હતાં. જો પોશાકથી આબરૂ વધતી હોત, તો આ મહાન ખલીફાનો પોશાક તો છેક જ સાદો હતો, પરંતુ તેમ નથી. ખરી રીતે તો તેમની રૂહાની તાકતના પ્રતાપેજ તેમની આબરૂ પ્રસરી હતી.

હઝરત ઉસ્માન (૨૦ અ૦) સાહેબ એક સમયે ખાણા ઉપર બેઠા હતા. તે વખતે ત્રણ પ્રકારની તરકારી હાજર હતી. અચાનક હઝરતઅલી (કં૦ અ૦ વ૦) સાહેબ ત્યાં આવી પહોંચે છે. રડી પડે છે અને કહે છે કે, હજુ મહાન પેગંબર (સ૦ અ૦) સાહેબને પર્દે થતાં લાંબો સમય વીત્યો નથી. તેટલામાં તો તેમના વારસ આ પ્રમાણે ઠાઠમાઠથી ખાણું લે છે. હઝરત ઉસ્માન (૨૦ અ૦) સાહેબે ફર્માવ્યું કે તમો જુઓ તો ખરા. શું થાય છે? એક ફકીર આવે છે. તેને એક

પ્રકારની તરકારી તથા બીજાને બીજા પ્રકારની તરકારી આપે છે અને પોતે તો નમક સાથે રોટલો ખાય છે, જઝાકલ્લાહ ! આ છે. સાદાઈની પરિસિમા !!

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો પૈકી ઘણા સાહેબો શ્રીમંત હતા, છતાં સાદુ જીવન ગાળતા હતા. હજરત અબ્દુરહેમાન બીન અવફ એટલા બધા શ્રીમંત હતા કે તેમના વારસોએ વારસામાં મળેલી સોનાની ઈંટોની વ્હેંચણી કરવા માટે કોહાડાથી ઈંટો કાપી હતી. સોનાની ઈંટો એટલા બધા પ્રમાણમાં હતી, કે કાપનારાઓના હાથે ફોલ્લા પડી ગયા હતા. રોકડ નાણું એટલા બધા પ્રમાણમાં હતું, કે તેમની સ્ત્રીઓને વારસા તરીકે મળતા આઠમા ભાગમાં એંસી એંસી હજાર દીનાર આવ્યા હતા આ ઉપરાંત ઉંટ અને બકરાં હજારોની સંખ્યામાં હતાં. આટલી દોલત હોવા છતાં છેક જ સાદુ જીવન ગુજારતા હતા. ખાતી વખતે ઘણાં માણસોને શામેલ કરતા હતા, છતાં ખોટો ડોળ રાખતા ન હતા. તેઓ મુસલમાનોની શરૂઆતની ગરીબી અને ભૂખમરાના દિવસો યાદ કરીને રડી દેતા હતા.

## ખોરાકમાં સાદાઈ

હજરત જાબિર (૨૦ અ૦) સાહેબ એક મહાન સહાબી હતા, પરંતુ ઘણું જ સાદુ જીવન ગુજારતા હતા. એક પ્રસંગે કેટલાક સહાબાઓ તેમને મળવા માટે આવ્યા. તે વખતે તેઓ સીરકા સાથે રોટલી ખાઈ રહ્યા હતા. મિત્રોને જોઈ ખાણું લઈને તેમની પાસે આવ્યા અને ખાવામાં શામેલ થવાનું આમંત્રણ કર્યું અને કહેવા લાગ્યા, કે કોઈની પાસે તેના મિત્રો આવે તો જે હાજર હોય તે રજુ કરવું જોઈએ, અને

મિત્રોએ પણ તે વસ્તુને હલકી ન ગણવી જોઇએ બલ્કે રજુ કરેલી ચીજો હેતભાવથી ખાવી જોઈએ. જાહેરી દેખાવ કરવાથી બંને પક્ષને નુકસાન પહોંચે છે.

## હવે દુન્યાની હાલત બદલાશે

આ વિષયમાં હઝરત ઉમર(ર૦ અ૦) સાહેબનું એક દૃષ્ટાંત ઘણું જ બોધદાયક છે. આપ એક દિવસે પોતાની દિકરીને ત્યાં પધાર્યા હતા. ત્યાં તરકારીમાં તેલ નાખેલું ખાણું તેમની પાસે રજુ કરવામાં આવ્યું, તો આપે ફર્માવ્યું, કે ખુદાની કસમ એક સાથે બે પ્રકારની તરકારી હું ખાઇશ નહિ. અરબ લોકો ઝયતુનના તેલને તરકારી તરીકે રોટલી સાથે ખાતા હતા. જેથી બે પ્રકારની તરકારી ખાવાની અત્રે મનાઇ કરવામાં આવી હતી—હજરત મુસઅબ બીન ઉમેર એક સુંદર નવજવાન હતા. તેમનાં માબાપ ઘણાં શ્રીમંત હતાં, જેથી તેમને ઘણા લાડમાં ઉછેર્યા હતા. તેઓ ઉંચા પ્રકારનાં કપડાં અને ઉંચા પ્રકારનું અત્તર વાપરતા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ ફર્માવ્યા કરતા હતા. કે મક્કા શરીફમાં મસઅબથી વધુ સુંદર વધુ સારાં કપડાં પહેરનાર વધુ ખુશબો લગાડનાર અને વધુ લાડમાં ઉછરેલ એક પણ જવાન નથી, તેમની આ સ્થિતિ ઇસ્લામ સ્વીકાર્યા પૂર્વેની હતી, પણ જ્યારે તેમણે ઇસ્લામ સ્વીકાર્યો અને આપ (સ૦ અ૦ વ૦) ની તાલીમ મેળવી, ત્યારે તેમના ઉપર એટલી બધી અસર થઈ હતી, કે તમામ જાહેરી ડોળ ભૂલી ગયા હતા. એક દિવસે આપ (સ૦ અ૦ વ૦) ની સેવામાં હાજર થયા, ત્યારે શરીર ઢાંકવા પૂરતાં કપડાં પણ ન હતાં, એક ચામડું પહેરેલું હતું અને તેમાં પણ ઘણાં થીંગડાં હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે

તેમને જોઇ ફરમાવ્યું કે અલ્હમદો લિલ્લાહ. હવે બધા દુનિયા દારોની હાલત બદલાએલી હોવી જોઈએ. આ તે નવજુવાન છે, કે મક્કા શરીફમાં કોઈપણ માણસ તેના જેટલા લાડમાં ઉછર્યો નથી, પરંતુ અલ્લાહ રસૂલની મોહોબ્બતે આજે તેને જાહેરી ઠાઠમાઠથી બેપરવા કરી દીધો છે.

હઝરત સલમાન ફારસી (રઝ અ૦) સાહેબ મદાઈનના ગવર્નર હતા, છતાં તેઓ સાદુ જીવન ગુજારતા હતા. તેમના પોશાકમાં એટલી બધી સાદાઈ હતી, કે સાધારણ મજુર જેવા દેખાતા હતા. એક વખતે એક માણસે બજારમાંથી ઘાસ ખરીદ્યું. તેમને મજુર સમજીને ગાંસડી તેમને માથે ચડાવી કોઈ ઓળખીતા માણસે કહ્યું કે આતો અમારા અમીર અને રસૂલે કરીમના મહાન સહાબી છે. આ સાંભળીને ઘાસવાળો ઘણો જ શરમીંદો થઈ ગયો. માફી માગવા લાગ્યો અને ગાંસડી ઉતારવા મંડયો, પણ તેમણે ફર્માવ્યું કે ના. હવે તો તમારે ઘેર જઈને ઉતારીશ–હઝરત સહાબાએ કેરામ (રઅ૦) સાહેબોનો જીવન વહેવાર ઘણો જ સાદો હતો. લગ્ન પ્રસંગે પણ ઘણી જ સાદાઇ વાપરતા હતા. કોઇની પાસે નાણાં ન હોય તો દેવું કરીને પોતાનું જીવન ખારૂં બનાવતા ન હતા બલ્કે જે હોય તેનાથી કામ ગબડાવતા હતા. આ ગુણ અમુક સહાબીઓમાં હતો, એમ નહિં પરંતુ સર્વ સહાબીઓ આ ગુણવાળા હતા. તેઓ સાદાઈને કલંક–સમજતા ન હતા, બલ્કે નેક કામ સમજતા હતા. એક સહાબી કોઇ સ્ત્રી સાથે શાદી કરવા માગતા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફરમાવ્યું મહેરમાં શું આપશો ? જવાબ આપ્યો કે માત્ર એક લુંગી મારી પાસે છે. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફરમાવ્યું કે

મહેરમાં લુંગી આપશો, તો શરીર શી રીતે ઢાંકશો ? માટે બીજી કોઇ વસ્તુ આપો. છેવટે લોઢાની વીંટી આપો. તેમણે વિનંતિ કરી, કે યા રસુલલ્લાહ! મારી પાસે તો તે પણ નથી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફરમાવ્યું કે ચાલો ખેર. કુર્આન શરીફની અમુક સુરતો મહેરના પેટામાં તમારી સ્ત્રીને યાદ કરાવજો, એમ કહી નિકાહ પઢાવી આપ્યો. હઝરત અબુબકર (ર૦ અ૦) સાહેબ ઘણા શ્રીમંત અને અમીર વર્ગના. હતા. તેમ સૌ કોઇ જાણે છે. તેમનો મહાન દરજ્જો, ઉચ્ચ ખાનદાન, આબરૂ, પવિત્રતા વગેરે જોતાં મુસલમાનોની આંખના તારા રૂપ હતા. તેમ હોવા છતાં તદ્દન સાદો પોશાક અને સાદો ખોરાક ખાતા હતા. હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબે ઈસ્લામી લશ્કર એશઆરામ ભોગવનારૂં, જાહેરી દેખાવ કરનારૂં અને મોજીલું ન બની જાય, તે માટે ખાસ જરૂરી સુચનાઓ આપી હતી તેમણે પોતાના લશ્કરને તરવાની, ઘોડેસ્વારીની અને ખુલ્લે પગે ચાલવાની ટેવ પડાવી હતી. વળી રેકાબના સહારાથી ઘોડા ઉપર સ્વારી ન કરવી, હમામની અંદર ગુસલ ન કરવું, છાંયડે ખાવા ન બેસવું પણ તડકામાં ખાવું અને નરમ કપડાં ન પહેરવાં. વગેરે સુચના આપી હતી

## સુખના વખતમાં સાદાઇ

હઝરાત સહાબાએ કેરામ ગરીબાઈને લીધે સાદુ જીવન ગુજારતા હતા તેમ નથી, પરંતુ રસૂલે કરીમની તાલીમનો એ પ્રતાપ હતો. જેથી સાદુ જીવન ઈસ્લામી તાલીમના એક અંગ રૂપ બની ગયું હતું. રૂમ અને ઈરાનના વિજય પછી મુસલમાનો પાસે પુષ્કળ દોલત આવી હતી. છતાં પ્રાચિન મુસલમાનો ઘણું સાદુ જીવન ગુજારતા હતા. એક વખતે

હઝરત ઉમ્મુલ મોમેનીન હઝરત હફસા (ર૦ અ૦) સાહેબાએ હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબને વિનંતિ કરી કે, હવે તો અલ્લાહે આપણી હાલત સુધારી છે, માટે સારાં કપડાં અને સારો ખોરાક લેવો જોઇએ હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબે ફરમાવ્યું. ભલે આપણે ગમે તેટલા સુખી થઈ જઈએ છતાં ખુદાની કસમ. હું તો રસૂલુલ્લાહના પગલેજ ચાલીશ, ત્યારબાદ આપ (સ૦ અ૦ વ૦)ની સાદાઇ અને દુ:ખી દિવસોનું વર્ણન કર્યું, તેથી હઝરત હફસા બેચેન થઈ રડી પડયાં.

નીસ્ત બરતન બહેતર અઝ તકવા લિબાસ
દર તકલ્લુફ મર્દરા નબુવદ અસાસ

અર્થાત:—પરહેઝગારીથી ઉત્તમ પોશાક નથી, મનુષ્યના ઠાઠમાઠ ઉપર તેની અસલીયતનો આધાર નથી.

## મહાન ખલીફાનું સા  જીવન

હઝરત ઉમર (ર૦ અ૦) એક મહાન પાદશાહ હોવા છતાં જરૂર કરતાં વધારે કપડાં સિલકે રાખતા ન હતા. તેઓ એક દિવસ ઘણા વખત સુધી ઘર બહાર ન નીકળ્યા, જેથી લોક તેમની વાટ જોતા હતા. મોડું થવાનું કારણ પૂછ્યું, તો જણાવ્યું કે મારાં કપડાં મેલાં થઈ ગયાં હતાં, તે ધોતાં અને સુકાતાં સુધી હું ઘરમાં રોકાયો હતો. કોઈએ તેમને પૂછ્યું કે તમે એટલો હલકો અને સાદો ખોરાક ખાવ છો, કે તે તો અમારાથી તો ખાઈ શકાય નહિં. આપે ફરમાવ્યું કે શું ઉંચો ખોરાક ખાવાની તાકાત મારામાં નથી? છે. પરંતુ ખુદાની કસમ. જો મને કયામતનો ડર ન હોત, તો હું જરૂર ઉંચો ખોરાક ખાત. આ દૃષ્ટાંતથી સાબિત થાય છે, કે

ગરીબાઇને લીધે મુસલમાનો સાદું જીવન ગાળતા ન હતા, પરંતુ સાદુ જીવન ગાળવાની ટેવ એ ઇસ્લામી તાલીમનો પ્રતાપ હતો.

## સાદાઇ પ્રત્યે ખલીફા સાહેબનો પ્રેમ

હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબે અમુક સહાબાઓને ઇરાકની લડાઇમાં મોકલ્યા. તેઓ ત્યાંથી ફતેહ મેળવીને સોનેરી ભરતથી ભરેલાં કપડાં પહેરીને આવ્યા, હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબે તેમને જોઇ મ્હોં ફેરવી લીધું, તેમજ વાત સરખી પણ કરી નહિ. તેઓ ગુસ્સાનું કારણ સમજી ગયા, ઘેર જઇને સાદાં કપડાં પહેરીને આવ્યા, ત્યારે હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબ તેમની સાથે ભેટયા અને હસ્તે ચહેરે વાત કરી. આ દૃષ્ટાંતથી સાબીત થાય છે, કે સાદો પોશાક એ ઇસ્લામી તાલીમનો પ્રતાપ હતો.

## વલીમાની દાવતમાં જવના રોટલા

હઝરત ઉસ્માન (૨૦ અ૦) સાહેબ અરબસ્તાનના અમીરો પૈકી એક મહાન અમીર હતા. જો તેઓ ધારત તો ઘણા ઠાઠમાથી રહી શકત, પરંતુ તે સમયના સાધારણ વર્ગના લોકોના પહેરવેશ કરતાં પણ હલકો પોશાક પહેરતા હતા. આપ (સ૦ અ૦ વ૦) ની વ્હાલી દીકરી હઝરત ફાતેમહ (૨૦ અ૦) ની શાદી હઝરત અલી (૨૦ અ૦) સાથે થઇ, ત્યારે જહેજમાં એક પલંગ, એક ગોદડી એક ચાદર બે ઘંટીઓ અને એક મશક આપી હતી. વલીમાની દાવત વખતે માત્ર જવના રોટલા ખજુર અને છાશ હતી. તે સમયના પ્રમાણમાં આ પણ ઘણીજ સારી દાવત ગણાઇ હતી. આજકાલ મુસલમાનોની કંગાલ સ્થિતિ જોઇને ઘણું દુઃખ થઇ આવે છે,

પરંતુ તેના ઈલાજ માટે શું કરવું? તે તરફ લક્ષ દોરાતું નથી. જાત મહેનત પ્રત્યે તિરસ્કાર અને મોજીલું જીવન ગુજારવાની પ્રથાને લીધે મુસલમાનોની સ્થિતિ ખરાબ થતી જાય છે. કોમમાં બેકારી વધી પડી છે, નવજવાનો જાત મહેનત કરવાથી ધ્રૂજે છે, તથા પોતે ઈચ્છેલું કામ ન મળવાથી ભટકતા રહે છે, તેથી કોમની હાલત દિવસે દિવસે કંગાલ થતી જાય છે. જાહેરી દેખાવ અને અયોગ્ય ખર્ચ કરવાથી મુસ્લિમ જીવન કડવું થઈ ગયું છે, જ્યારે આ સ્થિતિ હોય ત્યારે મઝહબ માટે કુરબાની આપવાનો ખ્યાલ પણ આવતો નથી, એ દેખીતી વાત છે.

પ્રાચિન મુસલમાનોનું સાદુ જીવન ગરીબી અને અમીરીમાં એક સરખું હતું, ખાવું પહેરવું અને લગ્ન વગેરેના રિતરીવાજમાં સાદાઈ રાખવામાં આવતી હતી, હઝરત ફાતેમહ (ર૦ અ૦) આપ (સ૦ વ૦ અ૦) સાહેબનાં લાડકવાયાં પુત્રી હતાં, છતાં તેમની શાદી એટલી સાદાઈથી કરવામાં આવી હતી, કે ચાલુ સમયનો ગરીબમાં ગરીબ મુસલમાન તેવી સાદાઈ કબુલ કરે નહિ. મુસલમાનો આજકાલ લગ્નસરામાં જે ઉડાવ ખર્ચ કરે છે, તે ઈસ્લામી તાલીમ સાથે મેળવતાં આપણને ઘણી શરમ આવે છે. શક્તિવાળા લોકો અમુક હદ સુધી ખર્ચ કરે, તો તે વેઠી શકાય પરંતુ આજે તો પૈસા ન હોય, ત્યારે કરજ કરી ખર્ચ કરે છે, એ ઘણું ખેદકારક છે, જેના પ્રતાપે પેઢીઓ ગત સુધી દુઃખ ભોગવવું પડે છે.

---

## ધર્મ—મઝહબ માટે વેઠેલાં સંકટ

જાનોમાલ અપના ખુદા પર થે લુટાનેવાલે
સારે અસ્હાબ મોહમ્મદકે ઝમાનેવાલે
તઆને કુફ્ફારકે વોહ સુન્તેથે ઔર સેહતેથે
હેંય કહાં અયસી મુસીબતકો ઉઠાનેવાલે
ભૂકે રેહતેથે ખૂદ અવરોંકો ખિલાદેતેથે
કયસે સાબિરથે મોહમ્મદકે ઘિરાનેવાલે

હઝરત અમાર (રઝિ અ૦) સાહેબના પિતા હઝરત યાસિરબીન આમિર યમનમાંથી આવીને મક્કાશરીફમાં વસ્યા હતા. હઝરત અબૂહોઝયફા (રઝિ અ૦) સાહેબે પોતાની લોંડી હઝરત સમીયા (રઝિ અ૦) સાથે તેમનુ લગ્ન કરાવી આપ્યું હતું. મક્કાશરીફમાં ઈસ્લામનો ઉદય થતાંની સાથે જ આ ત્રણે સાહેબોએ ઇસ્લામ સ્વિકાર્યો હતો હઝરત અમાર (રઝિ અ૦) સાહેબ ઘણા જ ન્હાના હતા. તે સમયે મુસલમાનોની સંખ્યા માત્ર ૩૦—૩૫ જેટલી જ હતી. બાપ, મા અને દિકરો ત્રણે મુસલમાન થયાં હતાં. આ સમયે ગમે તેવો આબરૂદાર હોય અને તે મુસલમાન થાય, તો તેને કુરેશો તરફથી મક્કાશરીફમાં અત્યંત દુઃખ વેઠવાં પડતાં હતાં, તો એક પરદેશી અને ગરીબ સ્થિતિના આ કુટુંબની શી અવદશા

થઇ હશે, તે એક વિચારવા જેવો સવાલ છે. દુશ્મનોએ તેમના ઉપર આફતોના પહાડ તોડી પાડયા હતા. જો આજે તે આફતોનું વર્ણન કરવામાં આવે, તો ગમે તેવા વજ્ર હૃદયના માણસનું દિલ પણ પીગળ્યા સિવાય રહી શકે નહિં. માત્ર ઈસ્લામ સ્વિકાર્યાના ગુન્હાસર આ નિરાધાર કુટુંબ ઉપર એટલાં કષ્ટ નાખવામાં આવ્યાં હતાં, કે કોઇ પ્રજાના ઈતિહાસમાં પણ તેનો દાખલો મળી શકતો નથી. હઝરત અમાર (ર૦ અ૦) સાહેબનાં અમ્મા સાહેબને શરમની જગ્યાએ અબૂજહલે ભાલો મારીને શહીદ કર્યાં હતાં. આટલું થવા છતાં પણ તેમના ઈમાનમાં જરાએ ફરક પડયો ન હતો. હઝરત અમાર (ર૦ અ૦) ના પિતા હઝરત યાસિર (ર૦ અ૦) સાહેબ ઘણા વૃદ્ધ હતા અને આ સંકટોનો તેઓ મુકાબલો ન કરી શકયા. તેઓ પણ ગુઝરી ગયા. આટલાં દુઃખ પડવા છતાં તેમના હૃદયમાં પ્રકાશતો નૂરેઈમાનનો ચિરાગ બુઝી શકયો નહીં. દુશ્મનો હઝરત અમાર (ર૦ અ૦) સાહેબને ફકડતી ધૂપમાં આગના અંગારા ઉપર સૂવાડતા હતા. પાણીમાં ડુબાડી ડુબાડીને ડુબકીઓ મરાવતા હતા, વગેરે વગેરે અનેક પ્રકારનાં દુઃખ આપતા હતા. દુશ્મનોએ તેમને એક દિવસ ભડકતી આગના અંગારાઓ ઉપર સૂવાડયા હતા. તે વખતે આપ (સ૦ અ૦ વ૦) સાહેબ તે રસ્તે થઈને જતા હતા. તેમણે તેમના માથે હાથ ફેરવ્યો અને દુઆ કરી. તેઓ સારા થયા છતાં તેમની પીઠ ઉપર થએલા ઝખ્મોનાં નિશાન બાકી રહ્યા હતાં. આ પ્રમાણે તેમને અનેક પ્રકારનાં દુઃખ આપવામાં આવ્યા હતાં, છતાં તેમના ઇમાનમાં જરાએ ફરક આવ્યો નહિં. તેઓ દુન્યાની દરેક ચીઝ બલ્કે પોતાના જીવ

કરતાં પણ ઈમાનને શ્રેષ્ઠ સમજી તેનું રક્ષણ કરતા હતા.

## ગુલામ ઉપર તેના શેઠનો કોપ

હઝરત બિલાલ (ર૦ અ૦) સાહેબે ભર જુવાનીમાં ઈસ્લામ સ્વિકાર્યો હતો. અરબસ્તાનના ગુલામોની સ્થિતિ કેવી હતી, તે ઈતિહાસના જાણકારોથી અજાણ નહિં જ હોય. ગુલામનો ન્હાનો સરખો ગુન્હો મોતના આમંત્રણરૂપ હતો, હઝરત બિલાલ (ર૦ અ૦) સાહેબે ઈસ્લામ ધારણા કરવાથી તેમનો માલીક કેટલો ગુસ્સે ભરાયો હશે, તે સહેજે સમજી શકાય તેમ છે, કારણકે અજ્ઞાન અરબો ઈસ્લામ નાબુદ કરવાને પોતાનું સર્વ બળ વાપરતા હતા, અને તેમનોજ ગુલામ ઈસ્લામ ધારણ કરે, તો તેઓ શી રીતે સહન કરે ? અરબસ્તાનની ભૂમિ જ્યારે આગ જેવી થઈ રહેતી હતી, તે સમયે ઉમ્મીયા બિન ખલીફ હઝરત બિલાલ (ર૦ અ૦) સાહેબને ધગધગતી રેતી ઉપર ચત્તાપાટ સૂવાડી દેતો હતો અને જરાએ પાસું ન બદલે તે માટે તેમની છાતી ઉપર ભારે પત્થર મૂકતો હતો, ત્યારબાદ ઉપરથી ધમકી આપતો હતો, કે ઈસ્લામથી તોબાહ કર, નહિતો આ પ્રમાણે માર ખાઈ ખાઈને મરી જઈશ. સુબ્હાનલ્લાહ ! આવી સ્થિતિમાં પણ હઝરત બિલાલ (ર૦ અ૦) સાહેબના મુખેથી અહદ, અહદ એટલે અલ્લાહ એક છે અને તેનો કોઈ ભાગીદાર નથી. તેવો ઉચ્ચાર નીકળતો હતો.

## ભડકતી આગ ઉપર કોણ સૂતું ?

હઝરત ખબ્બાબબિન આરત (ર૦ અ૦) સાહેબને પણ અનેક પ્રકારનાં કષ્ટમાંથી પસાર થવું પડયું છે. તેઓ પોતે

જણાવે છે, કે દુશ્મનો મને ભડકતી આગ ઉપર સુવાડી દેતા હતા. તે નિર્દયોનું મન એટલેથી પણ શાન્ત ન થતું, ત્યારે એક જણ મારી છાતી ઉપર ચઢી બેસતો હતો, જેથી હું જરાપણ હાલી શકતો નહિં. મારી ચામડી બળીને અંદરથી પાણી નીકળે, ત્યાંસુધી દુશ્મનો મને આ પ્રમાણે સતાવતા હતા. આટલાં આટલાં અસહ્ય સંકટો પડવા છતાં આ બહાદૂર મુસલમાન ઈમાન ઉપર કાયમ રહ્યા હતા. આ દુઃખમાંથી બચવા માટે તેમણે કદિ દીન-ઈસ્લામમાંથી ડગવાનો વિચાર સરખોએ આણ્યો નથી.

## બ્હેન બનેવીને મારનાર ઇસ્લામના ચરણે

હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબે ઈસ્લામ ધારણ કર્યા અગાઉ પોતાની બહેન અને બનેવીને એટલો સખત માર માર્યો હતો, કે તેમની મુખાકૃતિમાંથી લોહીના ફુવારા ઉડતા હતા. આમ છતાં આ બહાદૂર ધણિ ધણિયાણીએ દીન-ઈસ્લામમાંથી ડગવાનો વિચાર સરખોએ કર્યો નથી. તેમની આ મક્કમતાએ એવો રંગ આણ્યો, કે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબ પોતે ઈસ્લામથી પાવન થયા હતા.

## રસૂલુલ્લાહને કરેલી દયાની અરજ

હઝરત અબૂજન્દલ બિન સહીલ (ર૦ અ૦) સાહેબ હિજરત પછી મુસલમાન થયા હતા. તેમના પિતાએ તેમને કેદ કર્યા હતા. કેટલાંએ વર્ષો સુધી તેમના હાથ પગમાં કેદની બેડીઓ રહી આટલેથી સંતોષ ન થતો, ત્યારે તેમને એટલો સખત માર મારતા, કે આખા શરીરે મારનાં નિશાન પડી જતાં હતાં. હોદયબિયહની સલાહ વખતે દુશ્મનો તરફથી

શરતો રજુ કરવાને હઝરત અબૂજન્દલ (ર૦ અ૦) સાહેબનો બાપ સહીલ જાતે આપ (સ૦ અ૦ વ૦) સાહેબના પવિત્ર દરબારમાં આવ્યો હતો. કુરેશનો કોઈપણ માણસ મુસલમાન થાય, તો તેને પાછો કુરેશને સ્વાધીન કરી દેવો, તેવી શરત ઉપર વાટાઘાટ થતી હતી, તેવામાં દુશ્મનોની નજર ચૂકાવીને હઝરત અબૂજન્દલ (ર૦ અ૦) આ સ્થળે આવી પહોંચ્યા. તેમના પગમાં બેડીઓ હતી. હઝરત અબૂજન્દલ (ર૦ અ૦) ના પિતાએ કહ્યું, કે અબૂજન્દલ અમને સોંપવામાં આવે નહિં, ત્યાંસુધી સલાહની વાટાઘાટ કરવામાં આવશે નહિં. આપ (ર૦ અ૦ વ૦) સાહેબ કરારનામાથી સારી પેઠે જાણકાર હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે અબૂજન્દલને પાછા જવાનો હુકમ ફર્માવ્યો. તેમણે ઘણાજ દર્દનાક શબ્દોમાં હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦) અને હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોની સેવામાં દયાની અપીલ કરી, કે મને પાછો ન મોકલો. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો પોતાના મુસ્લિમભાઇની સ્થિતિ જોઈને બેચેન થઇ રહ્યા હતા. તેઓ કોઈપણ સંજોગોમાં તેમને દુશ્મનોને હવાલે કરવાનું પસંદ કરતા ન હતા. પોતાના ભાઇને આફતમાંથી છોડાવવાને પોતાના જાન અર્પણ કરવાનું તેઓ પસંદ કરતા હતા. તેમની તલ્વારો મ્યાનમાં તડપી રહી હતી, પરંતુ આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સામે બોલવાની કોઈની હિંમત ન થતી હતી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે અબૂજન્દલ (સ૦ અ૦) સાહેબની દયાની અપીલ ઉપર માત્ર એટલુંજ ફર્માવ્યું હતું, કે ધિરજથી કામ લો. પાછા ચાલ્યા જાવ. તેઓ ચૂપ થઈ ગયા અને પાછા ચાલ્યા ગયા. ત્યાં ગયા પછી અગાઉ મુજ-

બની મુસીબતોમાં દુઃખી થતા રહ્યા. પરંતુ તે દીને ઇસ્લામના અકીદામાંથી જરાએ ડગ્યા નહિં.

## વઆઝ કહેનારને ભાલાનો માર

ઓહદની લડાઈ બાદ અમુક લોકો આપ (સ૦ અ૦ વ૦) સાહેબની પવિત્ર સેવામાં હાઝર થયા. તેમણે વિનંતિ કરી, કે દીની તાલીમ આપવા માટે અમુક આલિમોને અમારી સાથે મોકલવા જોઈએ. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે સિત્તેર પ્રખ્યાત કારી સાહેબોને તેમની સાથે મોકલ્યા, જેમાં હઝરત હેરામબિન મલ્હાન (ર૦ અ૦) સાહેબ પણ હતા. હવે જ્યારે ધારેલા સ્થળની લગભગ આવી પહોંચ્યા, ત્યારે હઝરત હરામ (ર૦ અ૦) સાહેબે પોતાના કાફલાને જણાવ્યું, કે તમો અત્રે થોભો, હું એ લોકોની હીલચાલ જોઈ આવું, તેઓ સાહેબ આ લોકોના કબીલામાં ગયા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબની પયગંબરી ઉપર વઆઝ શરૂ કર્યું. એક નિર્દયે પાછળથી એટલા જોરથી ભાલો માર્યો, કે કમ્મરમાં આરપાર નીકળી ગયો. શરીરમાંથી લોહીની ધારા વહેવા લાગી, ત્યારે તેઓ સાહેબે પોસવડે લોહીને મ્હોં અને માથા ઉપર ચોપડયું, પછી ફર્માવ્યું, કે કઆબાના માલિકની કસમ છે, કે હું આજે ફતેહમંદ થયો છું. આ ખબર તેમના સાથીઓને પહોંચી, તો તેઓ પણ ત્યાં ગયા અને શહીદ થઇ ગયા.

બિના કર્દન્દ ખૂશ રસ્મે બખાકો ખૂન ગલ્તીદન
ખુદા રેહમત કુનદ ઈં આશિકાને પાક તીનતરા

## ખજુરના એક ઠળીઆ ઉપર ગુજરાન

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો દીને ઇસ્લામની સેવા બજાવવામાં અતિ આનંદ માનતા હતા.

હાથલા તરીકે એક લડાઇમાં બધા વચ્ચે બેસવાનું વાહન ફક્ત એકજ હતું. સફર લાંબી હતી. ઘણાખરા તો ખુલ્લે પગે હતા, ઘણાને પગમાં ઝખ્મ પડી ગયા. કેટલાકના તો નખ ખરી પડયા, ઝખ્મો પડવાથી પગોએ ચીંથડાં વીંટાળ્યાં હતાં. અહઝાબની લડાઈ વખતે ખાધખોરાકીનો સામાન ખુટી પડવાથી એક મુઠી જવ અને થોડીક ચરબી ઉપર ગુજરાન ચલાવતા હતા. બીજી એક લડાઇમાં ખોરાક ઘટી પડવાથી ખજુરનો એકેક ઠળીઓ ચૂથી ચૂસીને પાણી પીતા હતા. એક લડાઈમાં માણુસદીઠ એક ખજુરની પેસી ખોરાક તરીકે આપવામાં આવી હતી. બાળકો ચૂસે છે, તેમ ખજુરની પેસી ચૂસતા, અને પાણી પીતા હતા. વળી ઝાડનાં પાંદડાં પાડી લાવતા હતા. તેને પાણીમાં બોળીને ખાતા હતા.

## સુખી જીવન કેમ દુ:ખી બન્યું ?

હઝરત મસ્અબ બિન ઉમેર (ર૦ અ૦) સાહેબ મકકા શરીફના એક માલદાર ઘરાણાના નબીરા હતા. તેઓ એવા લાડમાં ઉછર્યા હતા, કે ભાગ્યેજ કોઇને તેવાં સુખ વૈભવ પ્રાપ્ત થયાં હશે. ઉંચામાં ઉંચો પોશાક પહેરતા હતા, ઉત્તમમાં ઉત્તમ ખોરાક ખાતા હતા. ઘણીજ ઉંચી જાતનું અત્તર વાપરતા હતા. તેમનો પોશાક, ખાણું, પીણું અને સુવાની સારામાં સારી સગવડ થતી હતી. મતલબ કે સુખી જીવન ભોગવતા હતા. તેઓ ઈસ્લામથી પાવન થયા. અમુક વખત સુધીતો છુપા મુસલમાન રહ્યા. એક વખતે એક દુશ્મને તેમને નમાઝ પઢતાં જોઇ લીધા. તેમનાં માબાપ અને કબીલાવાળાઓને ચાડી ખાધી. જેના પરિણામે તેમને કેદ કર્યા. તેઓ લાંબા વખત સુધી કેદનાં દુ:ખ ધીરજથી વેઠતા રહ્યા.

લાગ જોઈને હબસ તરફ નાસી ગયા. જેણે આખું જીવન સુખવૈભવમાં ગાળ્યું હોય, તેને ભરજુવાનીમાં નિરાધાર સ્થિતિમાં પરદેશ નાશી જવું પડે, તેની સ્થિતિ કેવી થઈ હશે ? તે જણાવવા જેવું રહેતું નથી. તેઓ દુઃખને ઘોળીને પી ગયા, પરંતુ ઈમાન રૂપી મોતી ગુમાવ્યું નહિં.

### મગજ ખદખદી ઉઠયું.

હઝરત અબૂરૂકીયા (૨૦ અ૦) સાહેબ ગુલામ હતા. તેઓ ઈસ્લામથી પાવન થયા હતા. તેમનો માલિક સફવાન અને બીજા દુશ્મનો તેમને અનેક પ્રકારે સતાવતા હતા. ગરમ રેતીમાં સૂવાડીને ઉપર ભારે પત્થર મૂકતા હતા, જેથી તેઓ જરાએ હાલી ચાલી શકતા ન હતા. તેમનું મગજ ગરમીથી ખદખદી જતું હતું. નિર્દયો તેમના પગમાં દોરડું બાંધીને ઘસડતા હતા, છતાં તેઓ ધીરજ છોડતા ન હતા. તેઓ દુઃખમાંથી બચવા માટે ઈસ્લામમાંથી ડગવાનો વિચાર સરખોએ લાવતા ન હતા.

### નાકમાં ધુમાડો

હઝરત ઝોબયર બિન અવામ (૨૦ અ૦) સાહેબ ઈસ્લામથી પાવન થયા. તે તેમના કાકાથી જોઇ શકાયું નહિં. ઈસ્લામમાંથી ફેરવી નાખવાને તેમનો કાકો એક સાદડી ઉપર સૂવાડતો અને નાકમાં ધૂમાડો ઘાલતો હતો, પરંતુ જઝાકલ્લાહ ! આ આશિકાને રસૂલ ચું કે ચાં કરતા નહિં.

### એક મુસ્લિમ ખાતૂન ઉપર ઝુલ્મનો વરસાદ

પ્રાચીન મુસ્લિમ બહેનોની ધીરજ સંબંધી અત્રે વર્ણન કરવાનો હેતુ નથી, છતાં પ્રસંગોપાત એકાદ દલીલ રજુ કરીશું, કે હઝરત ઉમ્મે શરીક (૨૦ અ૦) સાહેબા

ઈસ્લામથી પાવન થયાં, તે જાણીને તેમનાં સગાં વહાલાં ઘણાં જ ક્રોધે ભરાયાં. તેમને કડક તડકામાં ઉભાં કરવામાં આવતાં હતાં. તે વખતે મધ જેવી ગરમ વસ્તુ ખવાડતા હતા અને પીવાને પાણી આપતા ન હતા, જેથી તે ચિત્ત ભ્રમ થઈ જતાં હતાં. ઈસ્લામ તજી દો. તેવું કહેવામાં આવે, પણ તેઓ બેભાન હાલતમાં કાંઇ સમજતાં નહિં, ત્યારે દુશ્મનો આકાશ તરફ આંગળી કરી ઈશારો કરતા હતા, તે વખતે તેઓ સમજી જતાં, કે તવહીદનો ઈન્કાર કરવાનું કહે છે, તેના જવાબમાં તેઓ ફર્માવતાં હતાં, કે તે કદિ બની શકે નહિં.

## જુનાં ઘર ભૂલી ગયા

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ દીને-ઈસ્લામ માટે જે સંકટો વેઠયાં છે, તે ઘણાં જ હૃદયભેદક છે, મા, બાપ, ભાઇ, ભાંડું સ્ત્રી, બાળક, ઘરબાર, રાચરચીલું અને દેશ છોડી પરદેશ ખાતે નાસી ગયા છે. આ કાંઇ જેવી તેવી કસોટીઓ નથી, પરંતુ ધન્ય છે. તેમનાં કલેજાને કે એક વખત તજી દીધેલાં સગાંવહાલાં બાળ બચ્ચાં વગેરેનો ફરી મનમાં વિચાર સરખોએ લાવતા નહિં. તેમના દિલમાં તો હમેશાં દીને ઈસ્લામની લગની લાગી રહી હતી. હઝરત અબ્દેરહમાન બિન અવફ (ર૦ અ૦) સાહેબ જ્યારે મક્કા-શરીફમાં પધારતા હતા, ત્યારે પોતાના જુના ઘરમાં ઉતરવાનું પણ પસંદ કરતા ન હતા.

## હઝરત ઇસા (અ૦ સ૦) ના અનુયાયી કેવા હતા ?

આપ (સ૦ અ૦ વ૦) સાહેબે મક્કાશરીફમાંથી હિજરત કરી તે અગાઉ કેટલાક સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો

દુશ્મનોથી છુટકારો મેળવવાને હબસ તરફ ચાલ્યા ગયા હતા. તેમણે ઇસ્લામ ખાતર દેશ તજી મક્કાશરીફ કરતાં હબસને પ્યારૂં ગણ્યું હતું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે જ્યારે મદીનાશરીફ તરફ હિજરત કરી, ત્યારે આમાંના કેટલાક સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો મદીનાશરીફ પધાર્યા હતા. આ પ્રમાણે ઉચાળા ભરવાથી કામકાજનો ધંધો તૂટી ગયો હતો. આબો હવામાં ફેરફાર થવાથી તાવ લાગુ પડી ગયો હતો. મક્કાશરીફના સુંદર દેખાવો જિગરમાં ખટકયા કરતા હતા, છતાં ધન્ય છે. આ બહાદૂર અને ઇમાનદાર મુસલમાનોની ધીરજને કે જેમણે આટલાં સંકટો વેઠીને પણ ઇસ્લામ ઉપર અડગ શ્રદ્ધા રાખી હતી. મતલબ કે નિર્દય દુશ્મનો માત્ર ઇસ્લામ સ્વિકારવાના કારણસર અનેક પ્રકારનાં સંકટ તેમને આપતા હતા. આ સંકટો ક્ષણિક ન હતાં, પરંતુ સદાનાં હતાં. એકી વખતે જીવ લેવો, તે સારી વાત છે. તેમાં એક સામટું દુઃખ પડી જાય છે. પરંતુ રીબાવી રીબાવીને મારવામાં અનહદ દુઃખ ભોગવવું પડે છે. દરરોજ નવું મોત પેદા થવા સમાન સંકટો પડતાં હતાં, પરંતુ નવજવાન સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ આ મોતનો ધીરજપૂર્વક મુકાબલો કરી બતાવ્યો હતો. આ ધીરજ દુન્યાની કોઈ કોમે બતાવી નથી. હઝરત સહાબાએ કેરામ મુલ્કે શામમાં પધાર્યા, ત્યારે એક અહલે કિતાબ આલિમે તેમના માટે અભિપ્રાય આપ્યો હતો, કે "ઇસા ઇબ્ને મરીયમને કરવતથી ચીરવામાં આવ્યા અને શૂળીએ લટકાવવામાં આવ્યા હતા, તેમના અનુયાયીઓ હઝરત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો કરતાં વધુ દુઃખ સહન કરે તેવા ન હતા."

આ બનાવો ઉપરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે, કે હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો દીનેઈસ્લામ ખાતર ભૂખ્યા તરસ્યા રહેતા હતા, પરંતુ તેમના દિલોમાં ઈમાનની ગરમી એટલી બધી પ્રબળ હતી, કે મુસીબતોના પહાડ તેમના જોશ આગળ પીગળી જતા હતા. આજે સમય બદલાયો છે. ઉપર પ્રમાણે સંકટો વેઠવાં પડતાં નથી. જો કે સત્યના પૂજારીઓને આજે પણ સંકટ વેઠવાં પડે છે, પરંતુ તે જુદા પ્રકારનાં સંકટો છે. અગાઉ મુજબનાં સંકટ નથી. ઈસ્લામની આજની સ્થિતિ અમારા ઉપર દબાણ કરે છે, કે હિમ્મત કરીને અમલના મેદાનમાં કૂદી પડો. અમારા નવ જવાન બીરાદરો ઉપલાં આદર્શ દૃષ્ટાંતોનો ધડો લઈને બીજી બાબતો બાજુ ઉપર મૂકે પરંતુ માત્ર તન્ઝિમ અને ઇલ્મના મેદાનમાં આગળ ધપે તો આવતી કાલે મુસલમાનોની હાલત સુધરી જવાનો સંભવ છે. જો આ પ્રમાણે થાય, તો આજે જેમ હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહિબનાં બયાન વાંચીને તેમના માટે અમારા દિલમાંથી દુઆઓ નીકળે છે, તેમ ભવિષ્યની પ્રજા આ નવજવાન મુસ્લિમો માટે ભલી દુઆઓ આપશે આમીન.



## ખિતાબ નવજવાન

અગર અય નવજવાનો ખિદમતે દીં કુછ કરોગે તુમ
તો મર્યે કેહતાહું બઆદ અઝ મર્ગભી જીતે રહોગે તુમ
સલફકી ખુબીયોંસે કોઇ ખુબી દિખા દીજીયે
બઝોરે હિમ્મતે મર્દાના બિગડીકો બનાદીજીએ

# પોતાનું દેવું અદા કરવાની કાળજી

દુશ્મનકોભી ખુદા ન કરે મુબ્તલાએ કર્ઝ
હોતી વબાલે જાન હય બેશક બલાએ કર્ઝ
વારિદ હય યેહ હદીસ શહીદોંકી શાનમેં
બખ્શે ગયે ગુનાહથે જિત્ને સિવાએ કર્ઝ
અય સદ્ર કર્ઝદારકી ઇઝઝત નહીં કહીં
સબ આબરૂકો ખાકમેં અપ્ની મિલાએ કર્ઝ

દેવું વસુલ કરવામાં દેવાદાર પ્રત્યે નરમીથી વર્તવાની દલીલો આગળ આવશે અત્રે પ્રાચિન મુસલમાનો કેટલી કાળજીપૂર્વક પોતાનું કરજ અદા કરતા હતા. તેનાં અમુક દૃષ્ટાંતો રજુ કરીશું.

## લેણદારની તપાસ માટે લીધેલો શ્રમ

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (૨૦ અ૦) સાહેબે અમુક માણસ પાસેથી એક લોંડી ખરીદી હતી.તેનાં નાણાં અદા ન કર્યાં હતાં. તે અગાઉ તે માણસ ગુમ થઇ ગયો. હજરત અબ્દુલ્લાહે એક વરસ સુધી તેની શોધ કરી, છતાં કાંઈ પત્તો મળ્યો નહિં, ત્યારે તેઓ નિરાશ થઇ ગયા. અને તેના તરફથી તેના પૈસામાંથી એક એક બબ્બે દિરહમ ખેરાત

કરવા લાગ્યા. સાથે સાથે એમ પણ પ્રતિજ્ઞા કરી, કે જો તે પાછો આવશે, તો તેની પુરી કિંમત અદા કરીશ અને આ ખેરાત મારા તરફથી અદા કરેલી ગણાશે.

## પિતાનું દેવું અદા કરનાર પુત્ર

હઝરત ઝોબયર (ર૦ અ૦) ઘણા શ્રીમંત હતા, છતાં મરણ વખતે બાવીસ લાખ રૂપીઆનું કરઝ નીકળ્યું હતું. તેઓ એક લડાઈમાં જતા હતા, ત્યારે ઘરવાળાઓને કહી ગયા હતા, કે મને મારા કરજની ઘણી ચિંતા છે. જો હું શહીદ થાઉં, તો મારી માલમતા વેચીને સૌથી પહેલાં મારૂં કરજ અદા કરજો. તેમના દીકરા બાપની વસીઅત પ્રમાણે હજ પ્રસંગે લગાતાર ચાર વરસ સુધી જાહેર કરતા હતા, કે કોઇ મારા બાપ પાસે કરઝ માગતા હોય, તેમણે મારી પાસેથી વસુલ લેવું.

સહાબાઓની ઉદારતા વિષે હઝરત સઆદ બિન આસની હકીકત અમો આગળ ઉપર જણાવી ગયા છીએ. જ્યારે તેમની પાસે કંઇ ન હોય, ત્યારે તેઓ સવાલ કરનારને હુંડી લખી આપતા હતા. તેમણે આ પ્રમાણે એક માણસને વીસ હજારની હુંડી લખી આપી હતી. તે વસુલ થયા અગાઉ તેઓ ગુજરી ગયા હતા. તેમના મરણ બાદ તેમના દિકરા પાસે પેલા માણસે હુંડી રજુ કરી તો આનાકાની કર્યા વગર તરતજ હુંડીનાં નાણાં વસુલ આપ્યાં. આ દલીલ ઉપરથી ચાલુ સમયના લોકોએ ઘણો જ બોધ લેવાનો છે. અમુક લોકો પોતે લીધેલું કરજ અદા કરવામાં લહેણદારોને ઘણું જ સતાવે છે, તો પછી માબાપનું કરઝ અદા કરવાની તો વાત જ ક્યાં રહી? આ નવજવાન અરબે બાપનું કરઝ નહિં, પરંતુ બાપે

ભેટ આપેલી રકમ બાપના મરણ બાદ અદા કરી, એક અજોડ દાખલો બેસાડયો છે. જો તે ધારત તો ના કહી શકત, પરંતુ તેમણે તેમ કરવાનું પસંદ કર્યું નથી.

## મરતી વખતે દેવું અદા કરવાની ભલામણ

હઝરત અબદુલ્લાહ બિન ઉમર ઓહદની લડાઈમાં જવાને તૈયાર થયા, ત્યારે પોતાના દીકરા હઝરત જાબિર (ર૦ અ૦) ને ફરમાવ્યું, કે હું જરૂર આ લડાઇમાં શહીદ થઇશ. મારૂં દેવું તમે અદા કરજો. અને તમારી છ બ્હેનો સાથે માયાળુ વર્તન રાખજો. હજરત જાબિર (ર૦ અ૦) ને એક મોટા કુંટુંબનો નિભાવ કરવાનો હતો, છતાં જેમ બને તેમ ઉતાવળથી બાપનું દેવું અદા કરવાની તેમને ચિંતા રહેતી હતી. ખજુરની ફસલ તૈયાર થઈ, ત્યારે બધું દેવું અદા કરી દીધું. તેઓ વારેઘડી કહેતા હતા, કે ભલે મારાથી ખજુરની એકે પેશી મારી બ્હેનો પાસે ન લઈ જવાય, પરંતુ બાપનું દેવું અદા થાય તો સારૂં. પ્રાચિન મુસલમાનો જરૂરીઆતની ચીજો વેચીને પણ દેવું અદા કરતા હતા. ઇબ્ને હદાદ નામે એક સહાબી પાસે એક યહૂદી ચાર દિરહમ માગતો હતો. તેણે આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં ફર્યાદ રજુ કરી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે તે સહાબીને ત્રણ વખત કહ્યું, કે યહૂદીનું દેવું અદા કરો. તેણે અરજ કરી કે યા રસુલલ્લાહ! મારી પાસે કાંઈ નથી. હું કયાંથી અદા કરૂં? આપ (સ૦ અ૦ વ૦) સાહેબ કાંઇ બોલ્યા નહિં. હજરત ઇબ્ને હદાદને વિચાર સુજી આવ્યો. બજારમાં ગયા પોતાની લુંગી ઉતારીને પોતાનો ફેંટો પહેર્યો. લુંગીને ચાર દિરહમમાં વેચીને યહૂદીનું કરજ અદા કર્યું.

## યહૂદી શાથી મુસલમાન થયો?

આપ (સ૦ અ૦ વ૦) સાહેબ કરજ અદા કરવામાં આદર્શ તાલીમ આપતા હતા. એક યહૂદી આપ સાહેબ પાસે કાંઈ કરજ માગતો હતો. વાયદાની મુદત પુરી થયા અગાઉ ત્રણ દિવસ પહેલાં કરજ લેવા આવ્યો. તે ઘણા અયોગ્ય શબ્દો બોલ્યો હતો, જેથી હજરત ઉમર (ર૦ અ૦) ને ગુસ્સો ચઢયો, આપ (સ. અ. વ.) સાહેબે તેમને રોકયા અને કહ્યું, કે એનું કરજ પ્રથમ અદા કરો. અને ગુસ્સો કરવા બદલ કંઈ વધારો આપો. આપ (સ. અ૦ વ.) સાહેબનું આ વર્તન જોઇ તે યહૂદી મુસલમાન થઇ ગયો.

દેવાદાર પ્રત્યે નરમી અને ઉપકાર કરવો તે વિવેક ગણાય છે. ઈસ્લામે આ પ્રકારની ખાસ તાલીમ આપી હતી. તેના ઉપર હજરાત સહાબાએ કિરામ ઘણું ધ્યાન આપતા હતા. હજરત અબુ કતાદા (ર૦ અ૦) એક નવજવાન સહાબી હતા. તેઓ એક મુસલમાન પાસે પૈસા માગતા હતા, તેને ઘેર ઉઘરાણી જતા, પરંતુ તે ઘેર મળતો ન હતો. ગરીબીને લીધે માણસને શરમાવું પડે છે. તેથી તે જાણી બુજીને સંતાતો હોય, તો તે બનવા જોગ હતું. હજરત અબુકતાદા તેને ઘેર એક દિવસે ગયા. છોકરે આવીને કહ્યું, કે મારા બાપ ઘરમાં છે. તેમણે બુમ પાડી. તમે ઘરમાં છો તે મને ખબર પડી છે, માટે બહાર આવો. છેવટે તે બહાર આવ્યો. પૂછયું કે શા માટે સંતાતા ફરો છો? તેણે જવાબ આપ્યો, કે મારો હાથ ભીડમાં છે, બચરવાળ છું. આવક થોડી છે, જેથી કરજ અદા કરી શકતો નથી. શરમને લીધે હું તમારી આગળ આવી શકતો નથી. તેમણે કહ્યું તમને

ખુદાની કસમ, ખરેખર તમારી આજ હાલત છે? તેણે કસમ ખાઈને જવાબ આપ્યો. હું લાચાર છું, ત્યારે અબૂકતાદા ગળગળા થઈ ગયા અને તેનું બધું કરજ માફ કરી દીધું.

હજરત અબુસએર કઆબ એક નવજવાન સહાબી હતા. તેઓ એક માણુસ પાસે પૈસા માગતા હતા, તે કરજ અદા કરી શકતો ન હતો, જેથી મ્હોં છૂપાવતો હતો. અચાનક તેનો ભેટો થઈ જતાં તેણે પોતાની કંગાલ સ્થિતિનું વર્ણન કર્યું, તેથી તેમનું દીલ ભરાઈ આવ્યું. કાગળ મંગાવી ઉપર લખી આપ્યું, કે કરજ જમા થયું છે. પછી કહ્યું, કે જે બની આવે, તો વસુલ આપજો, નહિં તો હું માફ કરૂં છું.

## સોના ચાંદીના મહેલ શી રીતે મળ્યા?

પ્રાચીન મુસલમાનો અલ્લાહ સિવાય કોઈ પણ અન્ય શક્તિથી ડરતા ન હતા, છતાં તેઓ એટલા બધા વ્યવહાર કુશળ હતા, કે સમાજના વ્યવહારિક હક સાચવવામાં પાણીથી પણ નરમ બની જતા હતા. આ સંબંધી એક સત્ય દૃષ્ટાંત રજુ કરીશું. એક સહાબી ઉપર થોડુંક દેવું બાકી હતું. દેવું અદા કરવાને તે હંમેશાં બેચેન રહેતા હતા, પરંતુ તેમની શક્તિ બહારની વાત હોવાથી દેવું અદા થઇ શક્યું નહિં. આ સંજોગોમાં તેમનું અચાનક મરણ થયું.

હઝરત અનસ (ર૦ અ) સાહેબ ફર્માવે છે, કે આપ (સ૦ અ૦ વ) સાહેબ મસ્જીદે નબવીમાં પધાર્યા હતા, અને મંદમંદ હસતા હતા. હઝરત ઉમર (ર૦ અ) સાહેબે પૂછ્યું કે, યા રસુલલ્લાહ (સ૦ અ૦ વ)! મારાં માબાપ આપના ઉપર કુર્બાન થાય. આપ આજે શી ખૂશાલીમાં આટલું હસો છો? આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું, કે આજે મારી

રૂબરૂ બે મુસલમાનોની અર્વાહ દેખાડવામાં આવી છે. ક્યામતનો દિવસ છે. બે મુસલમાનો અલ્લાહપાકની રૂબરૂ હાઝર થયા છે. એક અર્જ કરે છે, કે ખુદાવંદા! આ માણુસ મારૂં કર્ઝ અદા કરતો નથી, માટે અપાવો. અલ્લાહપાકે બીજા મુસલમાનને હુકમ કર્યો, કે તું કેમ કર્જ અદા કરતો નથી. તેણે વિનંતિ પૂર્વક જવાબ આપ્યો, કે ખુદાવંદા! હું તદ્દન ખાલી હાથે છું. શી રીતે દેવું અદા કરૂં? ખુદાપાકે લેણુદારને ફરમાવ્યું, કે તેની પાસે કાંઇ નથી, લેણુદારે કહ્યું, કે તેની નેકીઓ મને અપાવો અને મારા ગુન્હા તેના ઉપર નાખો. અલ્લાહપાકે લેણુદારને ફર્માવ્યું, કે અમારી કુદરતના ખેલ જોવા હોય, તો આકાશ તરફ જો.

લેણુદાર આકાશ તરફ જોઈને અર્ઝ કરે છે, કે ખુદાવંદા! હું સોના ચાંદીના મહેલ જોઈ રહ્યો છું, તે કોને માટે છે? શું કોઇ નબી માટે છે? શું કોઈ સિદ્દિક માટે છે? અલ્લાહપાક ફરમાવે છે, કે જેણે મને આ મહેલાતની કીંમત આપી છે. તે લોકો માટે છે. લેણુદાર અર્જ કરે છે, કે ખુદાવંદા! એ મહેલાતની કીંમત કોણે અદા કરી છે? અલ્લાહપાકે ફર્માવ્યું, કે તેં અદા કરી છે. લેણુદાર કહે છે, કે ખુદાવંદા! મારા જેવો કંગાલ માણુસ આ સોના ચાંદીના મહેલની કીંમત શી રીતે અદા કરી શકે! અલ્લાહપાકે ફર્માવ્યું, કે મારા આ બંદાનું કર્ઝ માફ કરીને તું આ મહેલ ખરીદી શકે છે.

આપ (સ૦ અ૦ વ) સાહેબ હઝરત ઉમર (ર૦ અ) સાહેબને સંબોધી ફર્માવે છે, કે હે ઉમર! લેણુદાર બંદાએ

કર્જ માફ કરીને તે ભવ્ય મહેલ ખરીદ્યા. આ બંને મુસલમાન જન્નતમાં દાખલ થયા. લેણદારને કર્જ માફ કર્યાનો સરસ બદલો મળ્યો અને દેણદારને તેની શુભ દાનતનો બદલો મળ્યો.

બક્ષના કર્ઝેકો કયા આયા હય કામ
દી ગઈ બક્ષી ગઈ જન્નત મુદામ
આપ નાલિશ કરકે કયા લેંગે યહાં
મિલ રહી હય આપકો જન્નત વહાં
કયોં કરો મકરૂઝકો ઇત્ના ઝલીલ
ગુસ્સે હો જાયે ન વોહ રબ્બે જલીલ



## અર્ઝે હાલ બહુઝૂરે કાએનાત (સ૦ અ૦ વ૦)

કવમકો જિસ્સે શિફાહો વોહ દવા કૌન્સી હય
યેહ ચમન જિસ્સે હરા હો વોહ દુઆ કૌન્સી હય
જિસ્કી તાસીરસે હો ઇઝઝતે દીનો દુન્યા
હાય અય શાફએ મહેશર વોહ દવા કૌન્સી હય
જિસ્કી તાસીરસે યક હોજાય ઉમ્મત સારી
હાં બતાદો હમેં વોહ તર્ઝેવફા કૌન્સી હય

ઇકબાલ.

# ઇસ્લામે બુરા રિવાજોનું કરેલું નિકંદન

રીત રસ્મોં કે ફિદાઇ હંય કહાં
દેખલેં ઉસ અહદકા વોહ ભી સમાં
સારી યેહ રસ્મેં ખિલાફે દીન હંય
કબ્રમેં જીસ્સે નબી ગમ્ગીન હંય

અરબસ્તાનમાં ઇસ્લામના ઉદયકાળ પૂર્વે મરણ ટરણ પ્રસંગે રોવા કૂટવાની પ્રથા તેમની સંસ્કૃતિના એક અંગ તરીકે ગણાતી હતી. કોઇ માણુસ મરી જાય, તો તેનાં સગાં-વહાલાં માથું કૂટે, છાતી કૂટે અને અનહદ આક્રંદ કરે, તેવો રિવાજ હતો. આ કામ સ્ત્રીઓ માટે ખાસ નિર્માણુ થએલું હતું, ઘણીખરી સ્ત્રીઓ જનાઝાની પાછળ માથાના વીખરાએલા વાળ સાથે રડતી રડતી જતી હતી. માથામાં ધૂળ નાખતી હતી. કેટલીક સ્ત્રીઓ તો માથાના બાલ મુંડાવી નાખતી હતી. રડવા કૂટવાને ભાડે સ્ત્રીઓ બોલાવવામાં આવતી હતી. તે બધી મોટા અવાજથી રડારોળ કરી મૂકતી હતી. મડદાને દફનાવ્યા બાદ રડનાર સ્ત્રીઓને ખાણું આપવામાં આવતું હતું. મર્યા પછી ત્રીજે દિવસે, ચાલીસમે દિવસે, છ મહિને અને વરસે મોટા પ્રમાણુમાં નાતવરા કરવામાં આવતા હતા.

જે માણસ આ પ્રમાણે ન વર્તે, તે સમજમાં સારૂં માન-પાન મેળવી શકતો ન હતો.

## દુઃખમાં ધીરજ રાખવાનું ફર્માન

આપ (સ૦ અ૦ વ) સાહેબે આ પ્રમાણેના બધા બુરા રિવાજોની મનાઇ કરી દીધી હતી. અલ્લાહપાક તરફથી કાંઈ દુઃખ પહોંચે, તો તે ધીરજ સાથે સહન કરવું જોઈએ. તેવું શિક્ષણ આપ (સ૦ અ૦ વ) સાહેબે આપ્યું હતું. કુર્આને પાક ફર્માવે છે, કે દરેક સંકટ વખતે ઈન્નાલિલ્લાહે વઈન્નાએલયહે રાજેઊન પોકારીને અલ્લાહતઆલાના હુકમ ઉપર ધીરજ રાખે તેજ મુસલમાન છે. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોએ આ તાલીમના પ્રતાપે સેંકડો વર્ષોના પોતાના જુના રિવાજોને તજી દીધા હતા. અને રસૂલેપાક (સ૦ અ૦ વ)ની તાલીમનું સખ્ત પાલન કર્યું હતું.

## પુત્રના મરણ વખતે માએ શું કર્યું ?

હઝરત અબૂતલ્હા (ર૦ અ) સાહેબ એક મહાન સહાબી હતા. તેમનો દિકરો ઘણો બીમાર હતો. તેને તેવી હાલતમાં મુકીને તેઓ પોતાના કામે બહાર નીકળી ગયા. દિકરો પાછળથી ખુદાની રહેમતે પહોંચી ગયો. તેમનાં બીબી સાહેબાએ પોતે રડાકૂટ ન કરી, બલ્કે પડોશીઓને પણ તેમ કરવા દીધું નહી. માત્ર ઈન્નાલિલ્લાહે વઇન્નાએલયહે રાજેઊન કહીને ચૂપ રહી ગયાં. સર્વને ખબર આપી, કે હઝરત અબૂતલ્હા (ર૦અ) સાહેબ ઘેર આવે, ત્યારે દિકરાના મરણ સમાચાર આપશો નહિ. તેઓ રાત્રે ઘેર પધાર્યા. પૂછયું, કે બાળકની સ્થિતિ કેવી છે ? બીબી સાહેબાએ અર્જ કરી, કે પ્રથમ કરતાં વધુ શાન્તિમાં

છે. ત્યારબાદ ધણિ માટે ખાણું આણ્યું. આખી રાત શાન્તિથી વીતાવી. સવાર થતાં ધણિને કહ્યું, કે કોઈને અમુક વસ્તુ ઉધાર તરીકે આપવામાં આવે, પછી આપનાર તે વસ્તુની માગણી કરે, તો તેના માટે શું કાંઈ વાંધો વચકો લઇ શકાય? હઝરત અબૂતલ્હા (૨૦ અ૦) સાહેબે ફર્માવ્યું, કે ના. તેમ થઇ શકે નહિં. બીબી સાહેબાએ વિનંતિપૂર્વક કહ્યું, કે વારૂ. ત્યારે તમો તમારા દિકરા માટે સબર રાખો.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (૨૦ અ૦) સાહેબના દિકરા ખુદાની રેહમતે પહોંચ્યા. કફન દફનથી પરવાર્યા બાદ તેઓ બદ્દુઓની સાથે દોડવાની હરીફાઇમાં શામેલ થયા. હજરત નાફેસ (૨૦ અ૦) સાહેબે કહ્યું, કે દિકરાને તો હજુ હમણાં જ દફન કરી આવ્યા છો અને તરતજ બદ્દુઓ સાથે દોડવા મંડી પડયા! હઝરત અબ્દુલ્લાહે જવાબ આપ્યો, કે અલ્લાહતઆલાની મરજી મુજબ જે કામ થયું હોય, તેનું પરિણામ જેમ બને તેમ જલ્દી ભૂલી જવું જોઇએ.

## મર્હૂમ માટે મગફેરતની દુઆ

ઇસ્લામી લશ્કર ઓહદની લડાઇમાંથી પાછું ફરતું હતું. ત્યારે હઝરાત સહાબી યાત (૨૦ અ૦) પોતાનાં સગાંવહાલાંના સમાચાર પૂછવાને શહેર બહાર નીકળી આવ્યાં હતાં. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે હમના! તમારા ભાઇ અબ્દુલ્લાહ માટે સબ્ર કરો. તે સાંભળીને તે ઇન્નાલિલ્લાહે વઈન્નાએ લયહે રાજેઊન પઢ્યાં અને મર્હુમ માટે મગફેરતની દુઆ માગી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફરી ફર્માવ્યું, કે તમારા મામા

હમ્ઝાબિન અબ્દુલમુત્તલિબ માટે પણ સબર કરો. તેઓ બીજી વાર ઈન્નાલિલ્લાહિ વઈન્નાએલયહે રાજેઉન પઢયાં અને મર્હૂમ માટે મગફેરતની દુઆ કરી ચૂપ રહ્યાં.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (ર. અ) સાહેબને સફરમાં પોતાના ભાઈ કસિમના મરણ સમાચાર મળ્યા. ઈન્ના લિલ્લાહે વઈન્નાએલયહે રાજેઉન પઢયા. રસ્તાથી હઠીને બે રકાત નમાઝ પઢયા. પછી ઊંટ ઉપર સવાર થઈને ચાલી નીકળ્યા.

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોના જીવન ચરિત્રોમાં સબ્રસંબંધી એવો આદર્શ બોધ મળે છે, કે તે સાંભળતાં આપણે આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ. પુરુષો ઉપરાંત સ્ત્રીઓની ધીરજના આદર્શ દાખલા સાથે ચાલુ સમયની સ્થિતિનો મુકાબલો કરીએ છીએ, ત્યારે આપણા પૂર્વજોના સદાચારથી આપણે કેટલે દૂર જઈ પડયા છીએ. તે વિચાર આવતાં આંખમાંથી આંસુ ટપકી પડે છે.

## માએ પૂત્ર મરણનો શોક કેટલો વખત રાખ્યો ?

હઝરત ઉમ્મે અતીયા (ર૦ અ) નામે એક સહાબીયા હતાં. તેમનો દીકરો એક લડાઈમાંથી બીમાર થઈને બસરા આવ્યો. માને ખબર થતાં મળવા માટે ઘણીજ ઉતાવળે બસરા પહોંચ્યાં; પણ તેમના પહોંચતા અગાઉ એકાદ બે દિવસ પહેલાં દિકરો ગુજરી ગયો હતો. તે વખતે તેમણે ધીરજનો આદર્શ નમુનો રજુ કરી બતાવ્યો હતો. ત્રીજે દિવસે ખુશબો લગાવી અને કહ્યું, કે સ્ત્રીને તેના ધણિ સિવાય કોઈને માટે પણ ત્રણ દિવસથી વધુ શોક રાખવાનો હુકમ નથી. ઇસ્લામે રડવા કૂટવાની મનાઈ કરીછે, પરંતુ કોઇ નજીકના સગા માટે અંતઃકરણમાં

લાગણી થતાં આંસુ નીકળે, તો તે સ્વાભાવિક બાબત છે આજકાલના જે મુસલમાનો રસૂલે કરીમ (સ૰અ૰ વ)ની તાલીમ અને હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોના આદર્શ જીવનચરિત્રોનો આ બાબતમાં વિરોધ કરીને જે કાંઈ કરી રહ્યા છે, તે ઇસ્લામની તાલીમને કલંક રૂપ છે. અલ્લાહપાક મુસલમાનોની હાલત ઉપર રહમ કરે. આમીન.

---

## ખિતાબ બ કૌમ

અય કૌમ ! જલ્દ જાગ, ખુદાકી કસમ તુઝે
કુછ સોચ દિલમેં કબસે જગાતે હંય હમ તુઝે
આંખેં તો ખોલ ! દેખ કહાં આફતાબ હય ?
ગફલત ન ઇતની ચાહિયે અબ કમસે કમ તુઝે
અય કૌમ તેરે માથેપે બલ તક નહીં પડા
કબ તક સુનાએં કિસ્સએ દર્દો અલમ તુઝે
અપની મદદ જો આપ કરે કુછ નહીં ગયા
અય કૌમ યે **યકીન દિલાતે** હંય હમ તુઝે

**અહમદ હુસયનખાન.**

---

# માબાની સેવા

જન્નત કે રઝાએ માદરાન્સ્ત
ઝેરે પાયે માદરાન્સ્ત

અલ્લાહુપાકે કુર્આને શરીફમાં માબાપની સેવા માટે વારંવાર તાકીદ આપેલી છે. આકાએ નામદાર હઝરત રસૂલે ખુદા (સ૦ અ) સાહેબે પણ માબાપની સેવા કરવા માટે અનેક તાકીદ આપેલી છે. આમ છતાં આજકાલના નવજવાનો માબાપની આજ્ઞા પાળવામાં સુસ્ત છે. હાલની કેળવણીને લીધે આ ખામી જણાય છે, તેમ અમારૂં કહેવું નથી. કોઈ પણ ધર્મ અને કોઈપણ કેળવણી માબાપની આજ્ઞાનો ઈન્કાર કરવાની તાલીમ આપતાં નથી, પરંતુ અમો દીલગીરી સાથે કહીએ છીએ, અધુરૂં જ્ઞાન અને બુરી સંગતના પરિણામેજ આજકાલના નવજવાનોમાં આ ખામી જણાય છે. જો કુર્આને પાક અને અહાદીસ શરીફ તથા ઈસ્લામી આદર્શ પુરૂષોનાં જીવનચરિત્રો જાણવામાં આવે, તો આજકાલના નવજવાનોનું ધ્યાન માબાપની સેવા કરવાની ઈસ્લામી તાલીમ તરફ દોરાય. અફસોસ છે, કે મુસ્લિમ નવજવાનોનું ધ્યાન આ વિષય તરફ ખેંચાયું નથી. આ કારણથી અત્રે આ વિષય પરત્વે અમુક દષ્ટાંતો રજુ કરીશું.

માબાપની ભલી દુઆ બાળકની ઉન્નતિના પગથીઆરૂપ છે. મુસ્લિમ નવજવાનો જો માબાપની ભલી દુઆ મેળવે, તો તેમના વિવેકથી અલ્લાહપાક રાજી થાય અને આખી આલમમાં તેમનું નામ રોશન થાય. માબાપની આજ્ઞા પાળનાર નવજવાનો જનસમાજ સાથે અદબથી વર્તે છે, જેથી ચોગરદમ તેવા નવજવાનની કીર્તિના કોટ બંધાય છે.

હરકે ખિદમત કર્દ ઉ મખદૂમ શુદ
હરકે ખુદરા દીદ ઉ મહરૂમ શુદ

અર્થાત:—જેણે લોકની સેવા કરી, તે લોકો પાસેથી સેવા લેવા લાયક થયો. જેણે પોતાની જાતને મોટી ગણી, તે અભાગીઓ છે.

યમનમાં કિર્ન નામે એક ન્હાનું ગામડું હતું. ત્યાંના એક ગરીબ ઘરમાં ઓવયસ નામે બાળકનો જન્મ થયો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબનો પવિત્ર સમય હતો. હઝરત ઓવયસે આપ (સ૦ અ૦ વ૦) સાહેબને નઝરે દેખ્યા ન હતા, છતાં તેમના પ્રત્યે અત્યંત પ્રેમ પેદા થયો. આપ (સ૦ અ૦ વ૦) નાં દીદાર કરવાનો વિચાર થયો, પરંતુ તેમનાં મા વૃદ્ધ અપંગ અને આંધળાં હતાં. તેમને ઘડપણમાં મૂકીને શી રીતે જવું ? તે વિચારમાં ગુંચવાયા કરતા હતા. હજરત ઓવયસ (ર૦ અ૦) સાહેબે એક દિવસ વૃદ્ધ માને કહ્યું, કે અમ્મા સાહેબ! જો આપ રજા આપો, તો હું ઉભો ઉભો મદીના શરીફ જઈને હજરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબનાં પવિત્ર દીદાર કરી આવું. માએ કહ્યું, બેટા. જાવ, પરંતુ મારી સંભાળ લેનાર કોઇ નથી, માટે વહેલા આવતા

રહેજો. તે સમયે રેલગાડી ન હતી. યમનથી મદીના શરીફ સુધી પગે ચાલીને ગયા. આનું નામ ઇશ્કે રસૂલ! જવું તો ઠીક છે, પણ તેઓ દોડતા દોડતા મદીના શરીફ ગયા એક તરફ વૃદ્ધ માની સેવાનો ખ્યાલ અને બીજી તરફ આકાએ નામદાર (સ. અ. વ.) સાહેબના પવિત્ર દીદારનો ઉમંગ! તેઓ મદીના શરીફ પહોંચ્યા, ત્યારે આપ (સ. અ. વ.) મકાનમાં ન હતા. આ પણ કસોટીનો પ્રસંગ! મકાનમાંથી જવાબ મળ્યો. આપ (સ. વ. વ.) સાહેબ ઘરમાં નથી. તમો કોણ છો? કયાંથી આવ્યા છો? કેમ આવ્યા છો? તેમણે જવાબ આપ્યો, હું ગુલામ ઓવયસ છું. યમનથી આવ્યો છું. દીદાર માટે આવ્યો હતો, પરંતુ નીરાશ થઇને પાછો જાઉં છું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ પધારે, ત્યારે તેમની પવિત્ર સેવામાં મારી નમ્ર સલામ રજુ કરશો. તેઓ આ પ્રમાણે કહીને જિગર ઉપર પત્થર મૂકીને માત્ર વૃદ્ધ માની સંભાળ લેવાના કારણસર જલ્દી જલ્દી પાછા ફર્યા.

આપ (સ૦ અ૦ વ૦) સાહેબ ઘેર પધાર્યા. હઝરત ફાતેમહ (ર૦ અ૦) સાહેબાએ વિનંતિ કરી, કે અબ્બાજાન! યમનથી ઓવયસ નામે કોઈ માણસ આપનાં દીદાર કરવાને આવ્યા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ ઓવયસ નામ સાંભળતાં જ પ્રેમથી રડી પડયા. બેટા! અરે શું તે ચાલ્યા ગયા! તમોએ તેમને દેખ્યા હતા! હઝરત ફાતેમહ (ર૦અ૦) સાહેબાએ વિનંતિ કરી. કે મેં તેમને દીઠા નથી, પણ તેમની પીઠ દેખી હતી.* આપ (સ૦ અ૦ વ૦) સાહેબ ઘણા રાજી થયા અને ફર્માવ્યું, કે બેટા! જે આંખોએ તમોએ ઓવયસને

દેખ્યા હોય, તે આંખો મારી સામે કરો. હું તે આંખોને ચૂંબન કરીને સંતોષ મેળવીશ.

અલ્લાહોઅકબર! આ ઓવયસ કીર્નીં (ર૦ અ૦) સાહેબને ખબર પડે છે, કે ઓહદની લડાઈમાં આપ (સ૦ અ૦ વ૦) સાહેબનો એક મુબારક દાંત શહીદ થાય છે, જેથી તેઓ પોતાના બત્રીસે બત્રીસ દાંતને શહીદ કરી નાખે છે. આ ઇશ્કના પ્રતાપે આપ (સ૦ અ૦ વ૦) સાહેબ હમેશાં ફરમાવ્યા કરતા હતા, કે મારી ઉમ્મતના સિત્તેર હજાર આદમી ઓવયસ (ર૦ અ૦) ની શફાઅતથી બક્ષાઈ જશે. મને યમન તરફથી પ્રેમની સુવાસ આવે છે, કારણ કે મારો ઓવયસ ત્યાં રહે છે. ! પ્રિય વાંચક આ બધો માની સેવાનો મહિમા છે. હઝરત ઓવયસ (ર. અ.) સાહેબે માતૃસેવાના પ્રતાપે આટલું મહાન પદ મેળવ્યું હતું.

ઇસ્લામે માબાપની તાબેદારી અને હેતભાવનું એવું તો અસરકારક શિક્ષણ આપ્યું હતું, કે સંસારી બિનાઓમાં માબાપની સેવા કરવામાં મુસ્લિમ કે બિનમુસ્લિમ માબાપ વિષેનો ભેદભાવ રાખ્યો ન હતો. ધાર્મિક સંજોગો સિવાય કોઈપણ સંજોગોમાં માબાપના હેતુ વિરૂદ્ધ કોઈપણ કાર્ય કરવાની ઇસ્લામે મનાઈ કરી હતી.

## માના કહેવાથી મીલ્કતની બરબાદી

હઝરત ઉસ્માન (ર૦ અ) સાહેબના સમયમાં ખજુર ઘણું મોંઘું થઈ ગયું હતું, જેથી ખજુરનાં ઝાડ પણ મોંઘી કિંમતે વેચાતાં હતાં. હઝરત અસામા બિન ઝયદ (ર૦ અ) સાહેબે એક ખજૂરના ઝાડને વચમાંથી ચીરીને તેમાંથી રસ

કાઢયો. લોકોએ કહ્યું કે આજકાલ ખજૂરનાં ઝાડ ઘણાં કીંમતી થઇ ગયાં છે, છતાં તમો શા માટે આ પ્રમાણે બર્બાદ કરો છો ? તેમણે જવાબ આપ્યો, કે મારી માની મરજી આ પ્રમાણે છે, જેથી ગમે તે નુકસાને મારે તેમ કરવુંજ જોઇએ.

## માના કારણસર મુલતવી રાખેલી હજ

હઝરત અબુ હોરયરહ (ર૦ અ) સાહેબની માએ ઇસ્લામ સ્વીકાર્યો ન હતો. તેઓ પોતાની માને રોજ ઇસ્લામ સ્વિકારવાની પ્રેરણા કરતા હતા, છતાં તેણીના દિલ ઉપર કાંઇ અસર થતી ન હતી. એક દિવસ તેણીએ આપ (સ૦ અ૦ વ૦) સાહેબ સંબંધી અયોગ્ય શબ્દો કહ્યા. જો કોઇ અન્ય વ્યક્તિ આ પ્રમાણે વર્તત, તો ભયંકર પરિણામ લાવત, પરંતુ આખરે મા હોવાથી હજરત અબૂ હોરયરહ (ર૦ અ૦) સાહેબે સબર કરી, છતાં દિલ ઉપર એવી તો ચોટ લાગી, કે મોટા અવાજથી રડવા લાગ્યા. આપ (સ૦ અ૦વ૦) સાહેબની સેવામાં હાજર થઇને વિનંતિ કરી, કે યા રસૂલલ્લાહ ! દુઆ કરો, કે અલ્લાહપાક મારી માને નેક સમજ આપે. હજરત અબૂ હોરયરહ (ર૦ અ૦) સાહેબનાં મા મુસલમાન ન હતાં. છતાં તેણીની હયાતીમાં એટલા માટે હજ કરી નહીં, કે હું જઇશ, તો માને દુઃખ પડશે.

એક સહાબીએ આપ (સ૦ અ૦ વ૦) સાહેબને વિનંતિ કરી, કે મારી પાસે દોલત છે. મારા બાપ ગરીબ છે, તો હું તેમને દોલત આપી દઉં ? આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે તમો અને તમારી દોલત બંને તમારા બાપ માટે જ છે.

## પિતાએ પુત્રવધુને અપાવેલી તલાક

હજરત અબ્દુલ્લાહ બિન અબુબક્ર (ર૦ અ૦) સાહેબને પોતાની સ્ત્રી પ્રત્યે અનહદ પ્રેમ હતો, તેના પરિણામે તેઓ એક લડાઈમાં શામેલ થયા નહતા. સ્ત્રી મઝહબના માર્ગમાં રોકાણ કર્તા નીવડેલ છે. તેમ સમજીને હજરત અબુબક્ર (ર૦ અ૦) સાહેબે દિકરાને હુકમ આપ્યો, કે તમારે તમારી સ્ત્રીને તલાક આપી દેવી. હઝરત અબુદલ્લાહ (ર૦ અ૦)ને આ હુકમનો અમલ કરવાનું ઘણુંએ કઠણુ લાગ્યું, પરંતુ બાપના હુકમનો ઈન્કાર કરી શકયા નહિં. અને તલાક આપી દીધી.

કપુત સર્પ સમાન છે, માટે પ્રાચીન મુસલમાનો આવા પુત્રના જન્મ કરતાં મરણુંને વિશેષ મહત્વ આપતા હતા.

ઝનાને બારદાર અય મર્દે હોશિયાર
અગર વકતે વિલાદત માર ઝાઈદ
અઝાં બેહતર બ નઝદીકે ખિર્દમંદ
કે ફર્ઝંદાને ના હંજાર ઝાઈદ

અર્થાત—હે સમજદાર માણસ! ગર્ભવંતી સ્ત્રીઓ બેઅદબ પુત્રોનો જન્મ આપે, તે કરતાં સાપને જન્મ આપે, તો તે સારૂં છે, તેમ સમજદાર લોકો માને છે.

---

ઇત્તેફાક

મઝા જબ્બી રહે ગર હમદો કાલિબ એક જો હોકર
અગર રૂઠે કોઈ ઉસકો મનાલેં બેહતર હોકર
સિખાયા હય હમેં ઇસ્લામને યેહ કિસ ફસાહતસે
કે મુસ્લિમ સબ રહેં આપસમેં યકદિલ યકઝબાં હોકર

---

# ઈસ્લામે શુદ્ધ નિષ્ટા અને અમાનતનું આપેલું શિક્ષણ

કામ હય કર્ના અગર કુછ કોમકા
ફાયદા તુ બીચમેં અપના ન લા
આદમી ભી હય ફરિશ્તા બેગુમાં
હો ન જબતક ઉસ્કા મતલબ દર્મિયાં

દર અમલ કોશ વ હરચેહ ખ્વાહી પોશ
તાજ બરસર નેહ વ અલમ બર દોશ

અર્થાત—અમલ કરવામાં પ્રયત્ન કર પછી માથે તાજ અને ખભે વિજય પતાકા ધારણ કરી લે. અને જેવો ગમે તેવો પોશાક પહેર.

મનુષ્યના સદાચાર પૈકી શુદ્ધ નિષ્ઠા અને અમાનતનું પાલન એ ઉત્તમ સદાચરણ છે. આપ (સ૦ અ૦ વ૦) સાહેબના જીવન ચરિત્રના અભ્યાસીઓ સારી પેઠે જાણે છે, કે પેગંબરી પ્રાપ્ત થવા અગાઉ અરબો આપ (સ૦ અ૦ વ૦) સાહેબને અમીન તરીકે ઓળખતા હતા. આ ગુણની અસર ગિન મુસ્લિમો ઉપર પણ પડી ચુકી છે, હિંદુસ્તાનમાં થીઓસોફિકલ પાર્ટીનાં લીડર મીસીસ ઍનીબીસેન્ટ લખે છે, કે:—મહાન પેગંબરના જે ગુણે મારા હૃદય ઉપર અસર કરી છે. તે ગુણ એ છે, કે તેમના દેશવાસીઓએ તેમને "અમીન" તરીકે સ્વીકાર્યા

હતા. આ ગુણ કરતાં કોઈ ગુણ શ્રેષ્ઠ હોઇ શકતો નથી. મુસ્લિમ અને બિન મુસ્લિમ બંને માટે અનુકરણીય ગુણ આથી અન્ય ગુણ હોઈ શકે નહિં. એક વ્યક્તિ જે સત્યની પ્રતિમા હોય, તેની ઉચ્ચતામાં શી શંકા હોય? આવા માણસ જ પેગંબર બનવાને લાયક છે."

આપ (સ૦અ૦ વ૦) સાહેબના સહવાસથી હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ અમાનત અને સાચી દાનતની આદર્શ તાલીમ મેળવી ને તેના નમુના રૂપ જીવન ચરિત્ર બનાવ્યાં હતાં. તે સંબંધીનો ઉલ્લેખ અત્રે રજુ કરવો ઉચિત છે.

## અશરફીઓને મારેલી લાત

એક નવજવાન સહાબીને રૂમીઓ સાથેની લડાઈમાં અશરફીઓથી ભરેલો એક ઘડો મળ્યો. જો તેઓ ધારત, તો પોતા માટે રાખી શકત. તેમણે તેમ ન કરતાં આ ઘડો લશ્કરના સેનાધિપતિને હવાલે કર્યો. સિપેહસાલારના દિલ ઉપર એટલી બધી સારી છાપ પડી, કે તેઓ કહેવા લાગ્યા કે, ઇસ્લામી તાલીમ પ્રમાણે વહેંચણી કરવાનો હુકમ ન હોત, તો હું આ બધી અશરફીઓ તમને જ ભેટ કરત, પરંતુ હજુ એટલું કરી શકું છું, કે મારો ભાગ હું તમને બક્ષીસ કરૂં છું. આ નવજવાન સહાબીનું વિશાળ હૃદય જુઓ, કે તેમણે કહ્યું, કે મને તેની કાંઈ જરૂર નથી.

હઝરત અબીબિન કઅ.બ (ર૦અ૦) સાહેબને રસ્તામાંથી એક વખત સો અશરફીઓ ભરેલી એક થેલી જડી. તેમણે પોતા પાસે રાખી મૂકવાનો વિચાર સરખોએ ન કરતાં આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં થેલી હાજર કરી. આપ (સ૦

અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે એક વર્ષ સુધી તેનો ખરા માલિક શોધવાની જાહેરાત કરો. તેમણે તેમ કર્યા છતાં માલિક ન મળવાથી બીજે વર્ષે ફરી આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં થેલી હાજર કરી. આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે બીજા એક વર્ષ સુધી જાહેરાત કરો. તેમ છતાં માલિક ન મળવાથી ફરી આપ (સ. અ. વ.) સાહેબની સેવામાં થેલી હાજર કરી. આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે ફરી એક વર્ષ જાહેરાત કરો, તેમ છતાં કોઇ માલિક ન થાય, તો તમારા ઉપયોગમાં લેજો.

હજરત સુફિયાન બિન અબ્દુલ્લાહ (ર. અ.) સાહેબને એક વસ્તુ જડી. તેઓ હજરત ઉમર (ર. અ.) સાહેબની સેવામાં લાવ્યા. હજરત ઉમર (ર. અ.) સાહેબે ફર્માવ્યું, કે એક વરસ સુધી ખરા માલિકની શોધ કરો. જો પત્તો ન મળે, તો એ વસ્તુ તમારી છે. બીજે વર્ષે ફરી તે વસ્તુ હાજર કરી. હજરત ઉમર (ર. અ.) સાહેબે ફર્માવ્યું, કે હવે એ વસ્તુ તમારી છે. તેમણે કહ્યું, કે મને એની જરૂર નથી. છેવટે બયતુલ્માલમાં જમા કરી.

## ઉંદરે કાઢેલી અશરફીઓ

હજરત મિકદાદ નામના એક સહાબી એક બાગમાં ગયા. ત્યાં તેમણે એક ઉંદરને દરમાંથી અશરફીઓ કાઢતાં જોયો. એકંદરે અઢાર અશરફીઓ હતી. તેઓએ આ અશરફીઓ આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાજર કરી અને ઉંદરની વાત* વિદિત કરી. આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે તમે તો દરમાંથી કાઢી નથી! તેમણે કહ્યું ના.

આપ (સ. અ. વ,) સાહેબે ફર્માવ્યું' કે ખુદા તમને બરકત આપશે.

હઝરત ઝોયબર (ર૦ અ૦) સાહેબ પાસે ઘણા લોકો પોતાનો માલ અનામત તરીકે મૂકી જતા હતા. અનામતનો માલ બરબાદ ન થઇ જાય, તે ખાતર પોતે જાણે કર્જ લીધું હોય, તેમ તે માલ સ્વિકારતા હતા, તેઓ એટલી બધી કાળજી પૂર્વક સાચવણી કરતા હતા, કે અનામત મુકનારનાં બાળબચ્ચાં માટે પોતાના ઘરની રકમ પ્રસંગોપાત ખર્ચતા હતા, છતાં તેટલી રકમ અનામતમાંથી કપાત કરતા ન હતા.

કોઇ માણુસ એક સહાબી પાસે અમુક અનામત મુકી ગયો, પછી તે દેખાયોજ નહિ. તે સહાબીએ આપ (સ૦ અ૦ વ૦) સાહેબને વિનંતિ પૂર્વક હકીકત કહી સંભળાવી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે એક વર્ષ સુધી તેની તપાસ કરો, તેમ કરતાંએ તે માણુસ ન મળ્યો, તે સહાબી બીજીવાર આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાજર થયા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે બીજા એક વર્ષ સુધી તપાસ કરવાનું ફર્માવ્યું. તેમ છતાંએ તે તો ન મળ્યો, ત્યારે ત્રીજી વખત આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાજર થયા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે તે માણુસના કુટુંબનો જે આદમી તમને પ્રથમ મળે, તેને આ અનામત સ્વાધીન કરો, પેલા સહાબીએ તે પ્રમાણે અમલ કર્યો.

હઝરત અકીલ બીન અબી તાલીબ (ર૦ અ૦) એક લડાઇમાંથી પાછા ફર્યા. બીબી સાહેબાએ પૂછયું, કે ગની-મતના માલમાં શું લાવ્યા છો ? જવાબ આપ્યો, કે કપડાં

સીવવાની એક સોય મળી છે. તે લો. બીજે દિવસે ઢંઢેરો સાંભળ્યો, કે ગનીમતનો માલ જેની પાસે હોય, તે જમા કરાવી જાય. બીબી સાહેબ પાસેથી સોય લઇને ઝટ બયતુલ્માલમાં જમા કરાવી આવ્યા.

## લાંચ પ્રત્યે તિરસ્કાર

ખયબરની ફતેહ થયા બાદ ત્યાંની જમીન ત્યાંના ખેડુતોને ખેડવા આપી દીધી હતી. જ્યારે ફસલ તૈયાર થઈ ત્યારે આપ (સ૦ અ૦ વ૦) સાહેબે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (ર૦ અ૦) સાહેબને ખેતીની પેદાશનો ભાગ લેવા મોકલ્યા. તેમણે ત્યાં જઈને પેદાશના બે ભાગ કર્યા. ખેડુતોને કહ્યું, કે તમને જે ફાવે. તે ભાગ લઈ લો. ખેડુતો યહૂદી કોમના હતા. તેમને વધુ ભાગ જોઇતો હતો. લાંચ રૂશ્વત આપીને વધુ ભાગ લેવાનો પ્રયત્ન કર્યો. પોતાની સ્ત્રીઓનાં ઘરેણાં ઉતારીને લાંચ આપવા ખાતર લાવ્યા. તે જોઈને હઝરત અબ્દુલ્લાહ (ર૦ અ૦) સાહેબે ફર્માવ્યું, કે હે યહૂદીઓ ! હું તમારા પ્રત્યે ધાર્મિક દ્રષ્ટિએ તિરસ્કારથી નિહાળું છું. પરંતુ તેથી મારાથી તમને અન્યાય થઇ શકે નહિ. જેથી મેં તમારો ભાગ બરાબર રીતેજ વહેંચી આપ્યો છે. હવે લાંચ લઇને હું તમને વધુ ભાગ આપું, તેવી આશા તમો રાખશો નહિ, કારણકે લાંચ લેવી તે મારે માટે હરામ છે.

હઝરત અબાબક્ર (ર૦ અ૦) સાહેબ ઇસ્લામ સ્વિકાર્યા પહેલાં એક વેપારી હતા. તેમની પાસે ઘણી અનામતો આવતી હતી. ખૂનના બદલાની રકમો પણ તેમની પાસે જમા રહેતી હતી. જો કોઈ બીજા માણસ પાસે ખૂનના બદલાની

રકમો જમા કરવામાં આવે, તો અરબો તે સ્વિકારતા ન હતા. તેની પાસેથી લઈને હઝરત અબૂબક્ર (૨૦ અ૦) સાહેબ પાસે અનામત મુકાવતા હતા.

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો ઈરાનમાં વિજય મેળવતા મેળવતા નહાવંદની અગીઆરી ઉપર ગયા. ત્યારે ત્યાંના એક પૂંજારીએ ભારે કીંમતના હીરાઓથી ભરેલી એક પેટી હઝરત ખોદયફા (૨૦ અ૦) સાહેબને આપી. આ ગનીમતનો માલ ન ગણાય, બલ્કે ખાનગી રીતે મેળવેલી રકમ ગણાય. જો આ રકમ પોતાના ઉપયોગમાં લેવી હોય, તો તેમ થઈ શકત. પરંતુ આ સહાબીએ તેમ ન કરતાં આ હીરા બયતુલ્માલમાં જમા કરી દીધા.



## તન્ઝિમ

મુસ્લમાનો! નિફાકો બુગ્ઝસે બેઝાર હો જાઓ
શરાબે ઈબ્બતુન કે જામસે સરશાર હો જાઓ
મચા દો ગુલ્ગુલા હુક્કા સદાકતકા ઝમાનેમેં
રગે બાતિલકે હકમેં તેગે જવહરદાર હો જાઓ
ઝમાના અબ નહીં બાકી રહા બાતેં બનાનેકા
મુસલ્માનો અમલકે વાસ્તે તૈયાર હો જાઓ
દિખાદો જવહરે મર્દાન્ગી આઝાદ દુન્યાકો
બુઝુર્ગોને સલફકી તર્હ ફિર એક બાર હો જાઓ.

# ઇસ્લામે આપેલું વચન પાલનનું શિક્ષણ

ફિર સીનએ મુસ્લિમમેં વોહ નૂર ખુદાયા દે
જો કુફ્રકી ઝુલ્મતસે ઇસ્લામકો ચમકાદે
વોહ બાતકા પક્કાહો, વોહ કવલકા સચ્ચાહો
જો કુછ વોહ કહે મુંહસે ફિર કરકે ભી દિખ્લા દે

હઝરાત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો અન્ય સદ્‌ગુણોની માફક વચન પાલનના સદ્‌ગુણમાં પણ શ્રેષ્ઠતા મેળવી ચૂકયા હતા. તેઓ દુશ્મનો સાથે પણ વચન પાલન કરવામાં અજોડહતા. તેમને ગમે તેટલું નુકસાન થવાનું હોય, તો ભલે થાય, પરંતુ પોતાનું વચન જવા દેતા ન હતા.

## મુસલમાનોને પાછા લાવ

હઝરત ઉમર (૨૦ અ૦) સાહેબની ખિલાફતના સમયમાં ઇસ્લામી લશ્કર જ્યારે રૂમીઓ સાથે લડી રહ્યું હતું. ત્યારે હિમ્સ ઉપર વિજય થઈ ચૂકયો હતો, છતાં અમુક લશ્કરી હેતુસર જીતેલા તમામ પ્રદેશો ખાલી કરીને દમસ્કસમાં એકત્ર બળથી એકત્ર થવાની સલાહ અમલમાં મુકાઈ હતી. આ પ્રદેશના લોકોનું રક્ષણ કરવા બદલ તેમની પાસેથી વેરા તરીકેની રકમ અગાઉ વસુલ કરી લીધી હતી. હવે આ

પ્રદેશો ખાલી કરી જવાનો વખત આવ્યો, ત્યારે ત્યાંની પ્રજાનું રક્ષણ શી રીતે થઇ શકે? આ સંજોગોમાં રક્ષણ બદલ લીધેલી બધીજ રકમ જેની હતી, તેને પાછી પહોંચાડી આપી. આ પ્રમાણિક વર્તનથી ત્યાંના ખ્રિસ્તી અને યહૂદીઓ ઉપર એટલી બધી અસર થવા પામી હતી, કે તેઓ રડી રડીને પોકાર કરતા હતા, કે ખુદાપાક! મુસલમાનોને જલદી અત્રે પાછા લાવ.

## ગુલામના વાયદાનું કરેલું પાલન

મુસલમાનોએ એક કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. તે અરસામાં ઇસ્લામી લશ્કર પૈકી એક ગુલામે ઘેરાએલા લોકોને વાયદો આપ્યો હતો, કે તમને આશ્રય આપવામાં આવશે. હવે તે સંજોગોવશાત ઇસ્લામી લશ્કરના આગેવાનોએ ઘેરાએલા લોકોને જણાવ્યું, કે તમારી સાથેના વાયદાનું પાલન થઇ શકશે નહિં, કારણ કે અમારા કોઇ મુખ્ય માણસે બાંહેધરી આપી નથી. તે લોકોએ કહ્યું, કે અમારી સાથે વાયદો કરનાર ગુલામ હતો, કે આઝાદ હતો, તેની અમને શું ખબર? આ હકીકત હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબે સાંભળી, ત્યારે હુકમ કર્યો, કે મુસલમાન ગુલામનો વાયદો તે મુસલમાન કોમનો વાયદો છે, માટે જરૂર તેનું પાલન થશે.

આપ (સ૦ અ૦ વ૦) સાહેબે સિત્તેર હાફિઝી સાહેબોને એક કબીલાની માગણી મુજબ ઇસ્લામી તાલીમ આપવા મોકલ્યા હતા. દુશ્મનોએ દગો કરીને માત્ર બે સિવાય બાકીનાને શહીદ કર્યા હતા. તે બીના અગાઉ આવી ગઈ છે. બે બચેલા પૈકી હઝરત ઉમરો બિન ઉમ્મીયા (ર૦ અ૦) મદીના

શરીફ આવતા હતા, ત્યાં રસ્તામાં બનુ આમીર તરફના બે માણસો મળ્યા. હઝરત ઉમરો (ર૦ અ૦) સાહેબે પોતા ઉપર થએલા ઝુલ્મના ગુસ્સાને લીધે તે બંનેને કતલ કર્યા. અને આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં તેમણે આ સર્વે હકીકત કહી, ત્યારે આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે એ બંને તો અમારી સાથે કોલ કરાર કરી ગયા હતા. તેમને તમારે કતલ કરવા જોઈતા ન હતા. હવે તેમના ખૂનનો બદલો જરૂર આપવો પડશે.

હઝરત અકબા (ર૦ અ૦) સાહેબ મિસરના ગવર્નર થઈને ગયા, ત્યારે તેમણે પોતાને રહેવા માટે ઉજ્જડ જમીન કે જે કોઈના કબ્જાની ન હતી, ત્યાં મકાન બંધાવવા માંડ્યું. તેમના એક સેવકે કહ્યું, તમો જે જમીન લો છો, તે ખરાબ છે, માટે કોઈ સારી જમીન લઈને મકાન બંધાવો. તેમણે જવાબ આપ્યો, કે તેમ ન થઈ શકે અત્રેની પ્રજાએ અમારો આશરો લીધો છે. તેમની સાથે શરત કરેલી છે, કે તમારી જમીનમાંથી કાંઈ પણ અમો લઈશું નહિં, માટે મારાથી તેમ બની શકે નહિં.

## દુન્યાના ઈતિહાસમાં આદર્શ વચન પાલનનો બનાવ

મુસયલમા કઝ્ઝાબ મરાયા પછી તેના લશ્કરનો મોટો ભાગ મરાયો અને ઘણોખરો ભાગ કેદ થયો, શહેરમાં માત્ર સ્ત્રીઓ અને બાળકો જ રહ્યાં હતાં. હઝરત ખાલિદ (ર૦અ૦) સાહેબને આ વાતની ખબર ન હતી. કેદીઓ પૈકી મુજાઆ-બિન આમિર નામના માણસે હઝરત ખાલિદ (ર૦ અ૦) સાહેબને કહ્યું, કે હજુ શહેરમાં ઘણું લશ્કર છે. તેમની પાસે

ઘણો સરસામાન છે, જેથી તમને લાંબો સમય સુધી પહોંચશે, માટે જો તમો કહેતા હોય, તો હું તેમની પાસે જઈને સલાહ કરવાની તેમને પ્રેરણા કરૂં. હઝરત ખાલિદ (ર૦ અ૦) સાહેબે તેમ કરવાની તેને રજા આપી. તે શહેરમાં ગયો. સ્ત્રીઓ અને છોકરાંને હથિયારથી સજ્જ કરીને કિલ્લા ઉપર ઉભાં રાખ્યાં. આમ કરવાનો હેતુ માત્ર એટલો હતો, કે શહેરમાં હજુ ભારે લશ્કર છે. તેની મુસલમાનોને ખાત્રી થાય, તો અમારી સાથે નરમીથી વર્તે અને સલાહની આકરી શરતો કરે નહિં. ખેર. સુલેહ થઈ ગઈ. શહેરીઓને ઘણી રાહતો પણ આપવામાં આવી. હવે ઇસ્લામી લશ્કર કિલ્લામાં દાખલ થયું, ત્યારે મુજાઆએ કરેલા પાખંડની ખબર પડી. હઝરત ખાલિદ (ર૦ અ૦) સાહેબે તેને પૂછ્યું, કે તેં મારી સાથે કેમ દગો કર્યો? તેણે કહ્યું, કે જો હું તેમ ન કરત, તો મારી કોમ બર્બાદ થઈ જાત. પાખંડથી સલાહ કરવામાં આવી હતી, તેથી તેવી સલાહ રદ કરવી હોત, તો રદ કરી શકાત, પરંતુ હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો વચન પાલનમાં અજોડ હતા, જેથી તે સલાહનામું મંજુર રાખ્યું હતું. અહીં આ પ્રમાણે થાય છે, તેટલામાં હજરત અબાબક્ર (ર૦ અ૦) સાહેબનો હુકમ આવ્યો, કે મુસયલ્મા કઝ્ઝાબના શહેરના પુખ્ત વયના બધા માણસોને કત્લ કરો અને સ્ત્રી તથા બાળકોને કેદ કરો. હવે શું કરવું? આ હુકમ આવતા અગાઉ સલાહ થઈ ગઈ હતી. અને તેમાં તેમનો બચાવ કરવાની શરત થઈ હતી, જેથી ખલીફા સાહેબના હુકમનો અમલ થઇ શકયો નહિં. મુસલમાનોના વચન પાલનનો આ આદર્શ દાખલો ઇતિહાસમાં અમર રહેશે.

ઇરાની સરદાર હુર્મઝાને ઘણા વખત વચન ભંગ કર્યું હતું, છતાં તેને જવા દેવામાં આવ્યો. એક લડાઈમાં તે હારવાની અણી ઉપર હતો, ત્યારે તેણે સલાહ માટે હાથ લંબાવ્યો અને કહ્યું કે મને મદીના શરીફ મોકલી આપો. ખલીફા સાહેબ મારે માટે જે કરશે તે મને મંજુર છે. તેને હજરત ઉમર (ર૦ અ૦) સાહેબ પાસે મોકલ્યો. હઝરત ઉમર (ર૦અ૦) સાહેબ તેને પૂછ્યું તું વારંવાર કેમ વચન ભંગ કરે છે? તેણે કહ્યું, કે મને તરસ લાગી છે, માટે મને પ્રથમ પાણી આપો, પાણી આવ્યું, ત્યારે તેણે કહ્યું, કે પાણી પીવાની હાલતમાં આપ મને કતલ કરશો, તેવી મને ધાસ્તી છે. ખલીફા સાહેબે કહ્યું, કે તું પાણી પી નરહે, ત્યાં સુધી તને કત્લ કરીશું નહિં. તેણે તરત જ પાણીનું જામ નીચે મૂકી દીધું. અને કહ્યું, કે હવે હું પાણી પીવાનો જ નથી, જેથી આપના વચન મુજબ મને કતલ કરશો નહિં. આખરે ખલીફા સાહેબે તેને જીવતદાન આપ્યું.



## બે નમાઝ લિડર

પઢતે નહીં હંય કવમ કે લીડર નમાઝ કયું?
ખોયા ગયા હય કવમસે યે ઇમ્તિયાઝ કયું?
આકાસે કયું ગુલામને કી હય યે સરકશી?
મહસૂદસે હુવા હય અનાંતાબ અયાઝ કયું.
કુર્આં પે જબ અમલહી મુસ્લમાનકા ન હો
હો તાકત આઝમાએ હકીકત મજાઝ કયું?
આંખે ખુદાને દી હંય મગર દેખતે નહીં
અયસોંસે મુંહ ન ફેર લે મીરે હિજાઝ કયું?

# ઈસ્લામ પ્રચાર

હય છાઇ ઘટા સરપે આલામકી
નહિં અબ ઝરા મોહલત આરામકી
અગર ફિક્ર હય કુછ ભી અંજામકી
તો સુન મુઝસે લો બાત એક કામકી

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ આપ (સ૦ અ૦ વ૦) સાહેબ પાસેથી જે આત્મિક બોધ પ્રાપ્ત કર્યો હતો, તેના પ્રચાર માટે તેઓ અતિ ઉત્સુક હતા. આ કાર્ય માટે ગમે તેવાં સંકટ ઝીલવાને તેઓ તત્પર રહેતા હતા. હજરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબને જે સમયમાં પયગંબરી પ્રાપ્ત થઇ હતી. તે સમયે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (ર૦ અ૦) સાહેબ ન્હાની વયના હતા. અને બકરાં ચરાવતા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ હઝરત અબાબક્ર (ર૦ અ૦) સાહેબની સાથે એક દિવસ તે તરફ જઇ નીકળ્યા, આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે છોકરા! તારી પાસે દૂધ હોય, તો પીવડાવ. હજરત અબ્દુલ્લાહ (ર૦ અ૦) સાહેબે અર્ઝ કરી. આ બકરીઓ પારકી હોવાથી હું તમને દૂધ પીવાડી શકતો નથી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે જે બકરી હજુ

બીઆઈ ન હોય, તેવી બકરી હોય, તો લાવો. હજરત અબ્દુલ્લાહ (ર. અ.) સાહેબે તેવી એક બકરી હાજર કરી. આપ (સ. અ. વ.) સાહેબે આ બકરીના થાન ઉપર પવિત્ર હાથ ફેરવી દુઆ માગી. દૂધ એટલું બધું નીકળ્યું, કે ત્રણેએ પેટ ભરીને પીધું. આ ચમત્કાર જોઈને હજરત અબ્દુલ્લાહ (૨૦ અ૦) સાહેબે ઈસ્લામ સ્વિકાર્યો.

## ના. મને જવાદો. મારો બેલી અલ્લાહ છે.

ઇસ્લામના ઉદય કાળના સમયમાં મુસલમાનોથી ખુલ્લી રીતે અલ્લાહની બંદગી પણ થઈ શકતી ન હતી, તો ઈસ્લામ પ્રચારની તો વાતજ શી? મુસલમાનોએ મક્કાવાસીઓને કુર્આને પાક સંભળાવવાનો એક દિવસ વિચાર કર્યો, પરંતુ તે સમયે આ કામ એટલું બધું ધાસ્તી ભર્યું હતું, કે તે સુખરૂપ પાર પડે તેમ ન હતું, હઝરત અબ્દુલ્લાહ (૨૦ અ૦) સાહેબે આ કામ કરવાની ખૂશી બતાવી. બીજા સહાબાઓએ કહ્યું, કે જેનું કુટુંબ બાહોળું હોય, તે આ કામ કરવાને લાયક છે, કારણ કે બાહોળા કુટુંબના પ્રતાપે તેના ઉપર કોઈ હુમ્લો કરી શકે નહિં. તમો આ કામ માટે લાયક નથી. હઝરત અબ્દુલ્લાહ (૨૦ અ૦) સાહેબે કહ્યું, કે ના, મને જ જવા દો. અલ્લાહ મારો બેલી છે. બીજે દિવસે મક્કા વાસીઓની બેઠક ભરાઈ હતી. ત્યાં આ આશિકે કુર્આન જઈ પહોંચ્યા. અને કુર્આને પાક પઢવાની શરૂઆત કરી દીધી. દુશ્મનો એકદમ ગુસ્સે થઈ ગયા. તેમની ઉપર તૂટી પડયા અને એટલો બધો માર માર્યો, કે મોઢું સુજી ગયું, છતાં કુર્આને પાક પઢતાં તેમની જીભ અટકી નહિં. આખરે તેઓ જ્યારે હજરત સહાબાએ કેરામ (૨૦ અ૦) સાહેબો પાસે આવ્યા,

ત્યારે તેમણે કહ્યું, કે અમો આ કારણથી જ તમને રોકતા હતા. તેમણે જવાબ આપ્યો, કે ખુદાની કસમ. આપ કહો, તો આજની માફક આવતી કાલે કરી આવું. દુશ્મનો આજે જેવા ફીકા પડ્યા હતા, તેવા ફીકા પડેલા મેં કદી દીઠા નથી.

**ઇસ્લામ પ્રચાર માટે મુસ્લિમખાતૂનનું સાહસ**

પુરુષો ઉપરાંત સ્ત્રીઓ પણ ઇસ્લામ પ્રચારનું કામ કરતી હતી. તે સમયે માત્ર એક અલ્લાહનું નામ સર્વને સાંભળતાં લેવું, તે પણ ઘણું કઠણ હતું. તેવા સંજોગોમાં હઝરત ઉમ્મે શરીક (ર૦ અ૦) સાહેબા દુશ્મનોની સ્ત્રીઓ પાસે છાની રીતે જઈને ઇસ્લામ પ્રચારની સેવા અદા કરતાં હતાં. દુશ્મનોને જ્યારે આ ખબર થઈ ગઈ, ત્યારે તેમને મક્કા શરીફમાંથી કાઢી મૂક્યાં હતાં.

**પતિને મુસલમાન બનાવનાર સ્ત્રી**

મુસલમાનોએ મક્કા શરીફ ઉપર વિજય મેળવ્યો, ત્યારે હઝરત અકમા બિન અબૂજહલ યમન ચાલ્યા ગયા હતા. તેમનાં સ્ત્રી ઇસ્લામથી પાવન થઇ ગયાં હતાં, તેઓ પોતાના ધણિને ઇસ્લામથી પાવન કરવાને માટે સફરનાં દુઃખ વેઠીને યમન ગયાં, ત્યાં તેમને એવો અસરકારક બોધ આપ્યો, કે હઝરત અકમા (ર૦ અ૦) સાહેબ ઇસ્લામથી પાવન થયા, પછી તેઓ મક્કાશરીફ પતિ સાથે પધાર્યાં.

**હું તમારી સાથે ક્યારે નિકાહ કરૂં ?**

હઝરત અબૂ તલ્હા (ર૦ અ૦) સાહેબે ઇસ્લામ સ્વિકાર કર્યો ન હતો, તે સમયે એક મુસ્લિમ સ્ત્રી સાથે નિકાહ કરવાનો પયગામ મોકલ્યો. તેમણે જવાબ આપ્યો, કે તમો જ્યાંસુધી ઇસ્લામ સ્વીકાર ન કરો, ત્યાંસુધી તમારી સાથે

મારો નિકાહ થઈ શકે નહિં. જો તમો ઈસ્લામ સ્વિકારશો, તો હું ખુશીથી તમારી સાથે નિકાહ કરીશ. મારે મહેર જોઈતી નથી. તમો ઈસ્લામ સ્વિકારશો, તેટલુંજ બસ છે. તેઓ મુસલમાન થઈ ગયા.

## લોહી લોહાણ થએલા સહાબી

હઝરત અબૂઝર ગફ્ફારી (ર૦ અ૦) ઈસ્લામના ઉદય કાળ સમયેજ ઈસ્લામથી પાવન થયા હતા, તેમના ગાઢદનીશ તરીકે કોઈ ન હતું. તેમને ઈસ્લામ પ્રચારનો ઘણોજ ઉમંગ હતો. એક દિવસ તેઓ નિર્ભય બનીને ખાનએ કાબામાં ગયા અને મોટા અવાજે અશહદો અન્લાઈલાહા ઈલ્લલ્લાહો વ અશહદો અન્ના મોહમ્મદુર્રસુલુલ્લાહ પઢવા લાગ્યા. આ અવાજ સાંભળતાંજ દુશ્મનો તેમના ઉપર તુટી પડ્યા. હાથમાં જે કાંઈ આવ્યું તે લઈને મારવા મંડી પડ્યા, હઝરત અબૂઝર (ર૦ અ૦) સાહેબ બેભાન થઈ ને પડી ગયા. આખું શરીર લોહીલોહાણ થઈ ગયું. દુશ્મનો મારી મારીને થાક્યા ત્યારે ચાલ્યા ગયા, પછી હઝરત અબૂઝર (ર૦ અ૦) સાહેબ પણ ઉઠીને ચાલ્યા ગયા. બીજે દિવસે અગાઉની માફક ત્યાંજ આવીને ઈસ્લામનો પયગામ પહોંચાડ્યો અને દુશ્મનો પ્રથમ માફક મારવા પીટવા લાગ્યા.

## ઈસ્લામી આસમાનના તારા

હઝરત અબૂબક્ર (ર૦ અ૦) સાહેબનું હૃદય ઈસ્લામથી પાવન થતાંની સાથેજ તેઓ ઈસ્લામ પ્રચારના કાર્ય માટે બેચેન રહેતા હતા. દુશ્મનો તરફથી અસહ્ય સતામણી ચાલુ હતી, છતાં તેમણે ઈસ્લામ પ્રચારનો પ્રયત્ન ચાલુજ રાખ્યો

હતો. તેમની કોશિશના પરિણામે એવા એવા પુરૂષોએ ઇસ્લામ સ્વિકાર્યો હતો, કે જેઓ પાછળથી ઇસ્લામી આસમાનના તારારૂપ બની ગયા હતા. હઝરત ઉસ્માન, હઝરત મઝઉન, હજરત અબૂ ઓબયદા હઝરત ઝોબયદ બિન અવામ, હજરત અબૂસલ્મા, હઝરત ખાલિદ બિન સઇદ બીન આસ (ર૦ અ૦) વગેરે સાહેબો ઇમાનથી પવિત્ર થયા. તે હજરત અબૂબક્ર (સ૦ અ૦) સાહેબની કોશીશનુંજ પરિણામ છે.

ઇશાઅત કરો દીનકી જા બજા
ન રેહને દો બાકી નિશાં જેહલકા
ન સુનનેમેં ઔર આયે સુબ્હોમસા
બુજ઼ અલ્લાહો અકબર કે કોઇ સદા
ઇશાઅત કરો દીને ઇસ્લામકી

---

ઇસ્લામકી ફિત્રતમેં કુદરતને લચક દી હય
ઉતનાહી યોહ ઉભરેગા જિતના કે દબાદેંગે

---

મુસ્લમાંકો મુસલ્માં કરદિયા તુફાને મગરીબને
તલાતુમ્હાયે દર્યાહીસે હય ગૌહરકી સયરાબી

---

# ઈસ્લામ માટે કરેલો સ્વાર્થ ત્યાગ

રાહે હકમેં દિયા છોડ અપ્ના વતન ઓર કુન્બા
કિયા હિલાવ ન્થે મોહમ્મદકે ઘિરાને વાલે
પાસે રિશ્તહ ન રખ્ખા ઉન્સે કિયા ઉન્કો તરક
હુયે જો શાર્અન્ગે અપ્ને ભી ઘિરાને વાલે
હો દુરૂદ ઓર સલામ ઉન્પે ખુદાકા હરદમ
જિન્ને થે સારે મોહમ્મદકે ઘિરાને વાલે

હજરત અક્રમા (ર૦ અ૦) સાહેબે ઈસ્લામનો સ્વિકાર કર્યા પછી પ્રતિજ્ઞા લીધી, કે મેં ઈસ્લામ વિરોધી કાર્યમાં જેટલો પૈસો ખર્ચ્યો છે, તેથી બમણો પૈસો ઈસ્લામની સેવા કરવામાં વાપરીશ. હું જેટલી લડાઈઓ ઈસ્લામની વિરોધમાં લડ્યો છું, તેથી બમણી લડાઈઓ ઈસ્લામની તરફેણમાં લડીશ. હજરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ૦) સાહેબની વફાત પછી શામના મુલ્કમાં જે લડાઈઓ થએલી હતી, તેમાં હજરત અક્રમા (ર૦ અ૦) સાહેબની કિંમતી સેવાઓ ઈતિહાસમાં સોનાના અક્ષરે લખવા જેવી છે. લડાઈઓમાં થતો ખર્ચ હજરત અક્રમા (ર૦ અ૦) પોતે આપતા હતા. બયતુલ્માલમાંથી તે બદલ કાંઈજ લેતા ન હતા. મુલ્કે શામ ઉપર ચઢાઈ કરવાને ઈસ્લામી લશ્કર તૈયાર કરવામાં

આવતું હતું ત્યારે હઝરત અબુબક (ર૦ અ૦) સાહેબ તે લશ્કરનું અવલોકન કરવાને પધાર્યા, તેમણે જોયું, કે એક તંબુની ચોગરદમ ઘોડા બાંધેલા હતા, અને લડાઇનો પુષ્કળ સર-સામાન હતો. હઝરત અબૂબક (ર૦ અ૦) સાહેબે તે તંબુ પાસે જઈને પૂછયું, કે આ બધો સરસામાન કોનો છે? લશ્કરે કહ્યું, કે હજરત અકમા (ર૦ અ૦) સાહેબનો સર-સામાન છે. તેમણે હજરત અકમા (ર૦ અ૦) સાહેબને લશ્કરી ખર્ચ પેટે અમુક રકમ આપવા માંડી, પણ તેમણે સાફ ઇન્કાર કર્યો અને કહ્યું, કે હજુ મારી પાસે બે હજાર દીનાર છે, જેથી બયતુલ્માલમાંથી લેવાની જરૂર નથી.

## હું તમારી પાસે કેમ વાત સાગલો નથી?

પૈસા ટકાની કુર્બાની ઉપરાંત આબરૂની કુર્બાની માણસ માટે ઘણીજ કઠણ બાબત છે. લોકોની નજરમાં હલકાઇ થાય, તે ખાતર ઘણા લોક પોતાનું અંતઃકરણ છુપાવે છે. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોની હાલત આ બાબતમાં છેકજ અનોખી હતી. તેઓ ઇસ્લામના માર્ગમાં પોતાની દરેક વસ્તુનો ભોગ આપવાને તૈયાર રહેતા હતા. હજરત સઆદ બીનસઆઝ (ર૦ અ૦) પોતાના કબીલાના સરદાર હતા. તેમણે ઇસ્લામ સ્વિકાર્યો, તે ખબર જ્યારે તેમના કબીલાવાળાઓને થઈ, ત્યારે તેમણે પોતાના કબીલાના બધા માણસો વચ્ચે ઉભા થઇને પોકાર કર્યો કે મને તમો કેવો માણસ સમજો છો? લોકોએ કહ્યું, કે તમો અમારા સરદાર અને આબરૂદાર છો. હજરત સઆદ (ર૦ અ૦) સાહેબે ફર્માવ્યું, કે તમો જ્યાંસુધી ઇસ્લામ સ્વિકારો નહિ, ત્યાંસુધી

હું તમારી સાથે વાતચીત કરવા માગતો નથી. આખરે પરિણામ એ આવ્યું, કે સાંજ પડતાં સુધીમાં તો તેમનો આખો કબીલો મુસલમાન થઈ ગયો.

## બધુંજ ઉઘરાણામાં આપ્યું

હજરત અબ્દુલ્લાહ બિન ઝયદ (ર૦ અ૦) સાહેબ પાસે ઘણીજ થોડી મિલ્કત હતી. બાલ બચ્ચાંનું પોષણ ઘણી તકલીફથી કરી શકતા હતા, ઇસ્લામની ખિદમત કરવા માટે નાણાંની જરૂર ઉભી થઈ અને તે બદલ ઉઘરાણું કરવામાં આવ્યું, હજરત અબ્દુલ્લાહ (ર૦ અ૦) સાહેબ પાસે કાંઈ વધુ મિલ્કત તો હતીજ નહિં, પરંતુ તેમના જિગરમાં ઈમાનનો જોશ હતો, તેમની પાસે જે કાંઈ હતું. તે બધું ઇસ્લામના ઉઘરાણામાં આપી દીધું. તેમના પિતાએ હજરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબને ફર્યાદના સ્વરૂપમાં આ હકીકત જણાવી. આપ (સ. અ. વ.) સાહેબે તેમને બોલાવીને કહ્યું, કે ખુદાપાકે તમારી ખયરાત કબુલ કરી છે, પરંતુ તમારા પિતાના ગુજરાન માટે તમારી મિલ્કત પાછી લઈ જાવ.

## શું ખુદા કર્જ માગે છે?

કુર્આને શરીફની આયત મન્ઝલ્લઝી યુક્રેદુલ્લાહો કર્ઝન હસ્ના—નાઝિલ થઈ, ત્યારે એક નવજવાન સહાબી હજરત સાબિત બિન વહદાહ (ર૦ અ૦) સાહેબ આં હજરત (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાજર થઈને પૂછવા લાગ્યા, કે યા રસૂલલ્લાહ? શું ખુદા અમારી પાસે કર્જ માગે છે? આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે હા. આ સાંભળતાં જ હજરત સાબિત (ર૦ અ૦) સાહેબના દિલમાંથી પોતાનાં

બાલબચ્ચાં, સ્ત્રી અને ભવિષ્યનો ખ્યાલ ભુંસાઇ ગયો. માત્ર ખુદા તેના રસૂલ અને ઇસ્લામની જરૂરતનો ખ્યાલ તેમની નજર સામે તરવરવા લાગ્યો. જ્યારે પોતાનું સર્વસ્વ ઇસ્લામ માટે અર્પણ કર્યું, ત્યારે જ તેમના જીવને ચેન પડયું.

## આ સ્પર્ધા કેવા પ્રકારની ?

કુર્આને પાકની આયત લન્તલાલુલ્બિર્ર હત્તા તુન્ફેકૂ મિમ્મા તોહિબ્બૂન નાઝિલ થઈ, ત્યારે હઝરાત સહાબાએ કેરામ (ર. અ.) કુર્બાની આપવામાં એક બીજાની સ્પર્ધા કરવા લાગ્યા. હઝરત અબૂ તલ્હા (ર૦ અ૦) સાહેબ નામે એક નવજવાન સહાબીએ પોતાની કિંમતી મિલ્કત ઇસ્લામ માટે ખયરાત કરી દીધી. આ મિલ્કતમાં મીઠા પાણીનો એક કૂવો હતો, જેનું પાણી આપ (સ૦ અ૦ વ૦) ઘણા પ્રેમથી પીવામાં વાપરતા હતા.

## મહાન પિતાની પુત્રીએ મહાન પિતાને શું કહ્યું ?

હઝરત ફાતેમા (ર૦ અ૦) અને હઝરત અલી (ર૦ અ૦) ની શાદી થયા બાદ હજરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ૦) સાહેબ હજરત અલી (ર૦ અ૦) સાહેબને ત્યાં પધાર્યા. હજરત ફાતેમા (ર૦ અ૦) એ તે વખતે વિનંતિ કરી, કે હજરત હારિસાબિન નોઅમાન (ર. અ.) સાહેબ પાસે ઘણાં મકાન છે. આપ તેમને ભલામણ કરો, કે તેઓ અમારા માટે એક મકાન ખાલી કરી આપે. આપ (સ. અ. વ.) સાહેબે ફર્માવ્યું, કે તેઓ અમારા માટે પ્રથમથી જ ઘણાં મકાન આપી ચૂક્યા છે. જેથી હવે હું તેમને કાંઈ કહી શકતો નથી. હજરત હારિસાને કોઈની માર્ફતે આ વાતની ખબર પડી ગઈ. તેઓ દોડતા દોડતા આવ્યા. અને વિનંતિ કરવા

લાગ્યા, કે યા રસૂલલ્લાહ! મારૂં સર્વસ્વ આપ ઉપર કુર્બાન છે. મારી કોઈપણ વસ્તુ આપ સ્વિકારો, તેમાં હું આનંદ માનું છું. મારી પાસે કોઈ વસ્તુ રહે, તેના કરતાં તે આપની પાસે રહે, તો મને ઘણોજ આનંદ થાય છે. તેમણે આ પ્રમાણે વિનંતિ કરીને હજરતઅલી તથા હજરત ફાતેમા (૨૦ અ૦) ને રહેવા માટે એક મકાન ખાલી કરી આપ્યું, જેમાં તેઓ રહેવા લાગ્યાં.

## ધન દોલતની બેડીઓ કેમ ન પડી?

સૌથી પ્રથમ ઈસ્લામ સ્વિકારનારાઓમાં એક હજરત સોહિબ (૨૦ અ૦) સાહેબ પણ હતા. તેઓ ઘણા ગરીબ અને નિરાધાર હતા. મક્કાશરીફના કુરેશો તેમને ભાતભાતનાં દુઃખ પહોંચાડતા હતા, જેથી તેઓ થાકીને હિજરત કરવાનો વિચાર કરવા લાગ્યા. દુશ્મનોએ કહ્યું, કે તમો અત્રે આવ્યા ત્યારે ઘણાજ ગરીબ હતા, પરંતુ હાલ એક મોટા શ્રીમંત બની ગયા છો. આ બધો માલ લઈને અત્રેથી નાસી જવા ઈચ્છતા હશો, તો કદી તેમ બનાવવાનું નથી. જેના હૃદયમાં માલિકની લગની લાગી હોય, તેને ધન દોલતની બેડીઓ કયાં જકડી શકે તેમ હતી? તેમણે દુશ્મનોને કહ્યું, કે જો હું આ મારી બધી દોલત તમારે સ્વાધિન કરૂં, તો પછી મને અત્રેથી જવા દેવામાં તમને કાંઇ વાંધો તો નથી? દુશ્મનોએ તેમ સ્વિકાર્યું. હજરત સોહિબ (૨૦ અ૦) પોતાનું સર્વસ્વ તેમને અર્પણ કરીને ચાલી નીકળ્યા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે ફર્માવ્યું, કે ધન્ય છે! સોહિબને! તે લાભમાં રહ્યા છે!

## બીમાર મુસ્લિમની ઝંખના

હજરત સઆદ બીન માલિક (ર૦ અ૦) સાહેબ એક સમયે બીમાર થયા. આાં હજરત (સ૦ અ૦ વ૦) તેમની ખબર જોવા તેમને ઘેર પધાર્યા. હજરત સઆદને તેથી ઘણો આનંદ થયો. તેમણે વિનંતિ કરી, કે યારસુલલ્લાહ ! હું મારી સર્વ માલ મિલ્કત ખુદાના રસ્તામાં અર્પણ કરૂં છું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે તમારા વારસો માટે શું રાખો છો ? તેમણે વિનંતિ કરી, કે ખુદાની કૃપાથી મારા વારસો સુખી હાલતના છે. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે ના. માત્ર દસમો ભાગ અલ્લાહ વાસ્તે ખર્ચવાની વસીયત કરો. હજરત સઆદે તેથી વિશેષ ખયરાત કરવાની ઇચ્છા દર્શાવી, ત્યારે આપ (સ૦ અ૦ વ૦) સાહેબે છેવટે ત્રીજા ભાગની મિલ્કત ખયરાત કરવાની આજ્ઞા આપી.

## ખુદા સાથે કરેલા કરાર પાળનાર કોણ છે !

હજરત તલ્હા (ર૦ અ૦) સાહેબે અઢાર વર્ષની ઉમ્મરે ઇસ્લામ સ્વિકાર કર્યો હતો. તેમણે બદરની લડાઇમાં આપ (સ૦ અ૦ વ૦) સાહેબની જે સેવા બજાવી હતી, તે ઘણીજ કીંમતી સેવા હતી, આ ઉપરાંત પૈસે ટકે સેવા કરવામાં પણ તેઓ કોઇથી પાછળ પડે તેમ ન હતા. તેમણે પ્રતિજ્ઞા લીધી કે લડાઇઓમાં જે ખર્ચ થાય તે, હું પોતે પૂરો પાડીશ. તેમણે પોતાની આ પ્રતિજ્ઞા છેવટ સુધી પાળી હતી, તબૂકની લડાઇમાં લશ્કરી સામાનની ઘણી તંગી હતી. તે સમયે મુસલમાનોની ઘણીજ ગરીબ હાલત હતી, આ વખતે હજરત તલ્હા (ર૦ અ૦) સાહેબે લશ્કર ખર્ચ માટે એટલી ભારે રકમ આપી હતી, કે તે જોઇને હજરત રસૂલે ખુદા (સ૦

અ૦ વ૦) સાહેબે તેમને "દયાળુ તલ્હા" તરીકે સંબોધ્યા વળી જ્યારે "રેજાલુન સદકૂ મા આહદૂ—" અર્થાત્ "કેટલાક એવા માણુસો છે, કે તેમણે ખુદા સાથે કરાર કર્યો છે, તે સાચો કરી દેખાડયો છે." આ મતલબની આયાતશરીફા ઉતરી. તે વખતે આપ (સ૦ અ૦ વ૦) સાહેબે હજરત તલ્હા (ર૦ અ) ને સંબોધી ફર્માવ્યું, કે તલ્હા! તમો પણ આવા લોકો પૈકી છે.

## સાતસો ઊંટના કાફલાનું શું થયું?

હઝરત અબ્દે રહેમાન બિન અવફ (ર૦ અ) સાહેબે ભર જવાનીમાં ઈસ્લામ સ્વિકાર્યો હતો. તેઓ ધનાઢય વેપારી હતા, છતાં તેમના દિલમાં લક્ષ્મી પ્રત્યે પ્રેમ ન હતો. અલ્લાહ વાસ્તે લક્ષ્મી ખર્ચવામાં તેઓ આનંદ માનતા હતા. એક વખતે સાતસો ઉંટનો તેમનો કાફલો મદીના શરીફમાં આવ્યો. આ સાતસો ઉંટ ઉપર ઘઉં, લોટ અને બીજી ખાદ્ય ખોરાકીની વસ્તુઓ ભરેલી હતી, આ એક અસાધારણ વાત હોવાથી આખા મદીના શરીફમાં તેની ચર્ચા થતી હતી. હઝરત આયશાં (ર૦ અ) સાહેબે ફર્માવ્યું, કે હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ) સાહેબ ફર્માવતા હતા, કે અબ્દેરેહમાન જન્નતમાં અમુક રીતે દાખલ થશે. આ વાત હઝરત અબ્દેરહમાન સુધી પહોંચી. તેઓ હઝરત આયશાં (ર૦ અ) ની સેવામાં હાઝર થઈને વિનંતિ કરવા લાગ્યો, કે આપ શાક્ષી રહો. મેં આ બધો કાફલો એટલે કે ઉંટ, તેમની ઉપર નાંખેલો માલ અને કાઠડા સાથે સર્વસ્વ અલ્લાહ વાસ્તે અર્પણ કર્યું છે!

તેમની માત્ર ઉપર જણાવ્યા જેટલીજ સખાવતો હતી, તેમ નથી, પરંતુ તેઓ આખી ઝિંદગી અલ્લાહના માર્ગમાં પોતાની લક્ષ્મી લૂટાવતા રહ્યા છે. તેમણે બે વખત તો એકી સાથે ચાલીસ ચાલીસ હઝાર દીનારની ખયરાત કરેલી છે. એક વખતે જિહાદમાં પાંચસો ઘોડા અને પાંચસો ઉંટ તેમણે આપ્યાં હતાં. તેઓ સાહેબે પોતાના અંતકાળ સમયે પચાસ હઝાર દીનાર અને એક હઝાર ઘોડા ખેરાત કર્યા હતા. વળી બદરની લડાઇમાં જેમણે ભાગ લીધો હતો, તે બધાને તેમણે હાઝર કર્યા. તે વખતે બદરની લડાઇમાં ભાગ લેનાર સો સહાબી હતા. તે દરેકને ચારસો ચારસો દીનાર આપવાની વસીયત કરી હતી. હઝરત ઉસ્માન (ર૦ અ) સાહેબને પણ તેમનો ભાગ મળ્યો હતો.

હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોએ ઇસ્લામની સેવામાં વિધવિધ પ્રકારે કુર્બાનીઓ આપી હતી. એક ધનાઢય પુરૂષ ખયરાત કરે, તો તે એક સામાન્ય બાબત ગણાય છે. પરંતુ સાધારણ પંક્તિનો માણસ પોતાની સર્વસ્વ મિલકત ખુદાના રસ્તામાં અર્પણ કરી દે, તે ઘણીજ તાજુબ પમાડનારી વાત ગણાય છે. શયતાન કોઇપણ રીતે હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબની કસોટી કરવામાં ચૂક્યો નથી, પરંતુ ધન્ય છે. તે દીનદાર મુસ્લિમોને કે જેઓ આવી કસોટીઓમાં પણ પાર ઉતરી ગયા છે!

## નજીવું નુકસાન કોને કહેવાય?

હઝરત ખબ્બાબ (ર૦ અ.) એક નવજવાન સહાબી હતા. તેઓ આસ બીન વાઇલ નામના એક કાફિર પાસે અમુક

રકમ માગતા હતા. તેમણે ઇસ્લામ સ્વિકાર્યા પછી આ કાફિર પાસે પોતાની લહેણી રકમની માગણી કરી, તો તેણે જવાબ આપ્યો, કે તમો જ્યાં સુધી હઝરત મોહમ્મદ (સ. અ. વ.) સાહેબની પૈયગંબરીનો ખુલ્લમ ખુલ્લા વિરોધ નહિં કરો, ત્યાં સુધી હું કદિ તમારૂં કર્ઝ આપવાનો નથી. તેમણે જવાબ આપ્યો, કે પૈસા મળો, કે ન મળો. તેની મને પરવા નથી. કોઈ ભારેમાં ભારે લાભ થાય, છતાં હું કયામત સુધી મહાન પેગંબરે ઇસ્લામ (સ. અ. વ.) ની પયગંબરીનો ઈન્કાર કરી ન શકું, તો આટલી નજીવી રકમનું નુકસાન શા હિસાબમાં છે?

જાન, માલ, આબરૂ ઉપરાંત સગપણની કુર્બાની ઘણી જ કઠણ કુર્બાની છે. જેમણે હજરત રસૂલે કરીમ (સ. અ. વ.) ની તાબેદારી સ્વિકારી હતી. તેમના ઉપર આ પ્રકારની કુર્બાની અવશ્ય જરૂરી હતી. તેમણે જેમ અન્ય કુર્બાનીઓમાં ફતેહ મેળવી હતી. તે પ્રમાણે આ પ્રકારની કુર્બાનીઓમાં પણ નામના સંપાદન કરી હતી.

## આવી સો મા મરે તોએ શું?

હજરત સઆદ બિન અબી વકાસ (ર. અ.) તેમની માના લાડલા પુત્ર હતા. તેઓ પોતાની માની ઉત્તમ સેવા કરતા હતા. ઓગણિસ વર્ષની તરુણ વયે તેમણે ઇસ્લામનો સ્વિકાર કર્યો. તેમની માને આ વાતની ખબર પડી, ત્યારે તેમને ઘણું દુઃખ થઇ આવ્યું. તેમણે કહ્યું, કે સઆદ જ્યાં સુધી તેનો નવો ધર્મ તજે નહીં, ત્યાં સુધી હું ખાઉં નહીં. તેમજ પાણી સરખુએ પીશ નહીં. અને તેની સાથે બોલીશ પણ નહિં. આ બાઇને પોતાના આજ્ઞાંકિત દિકરા ઉપર

વિશ્વાસ હતો, કે જરૂર તે મને મનાવશે. તેણે બે દિવસ સુધી સત્યાગ્રહની પોતાની પ્રતિજ્ઞા પાળી. ત્રીજે દિવસે તે બાઈ બેભાન થઈ ગયાં. પોતાનો દિકરો ઈસ્લામ તજીને મને રાજી કરશે, તેવી તેમની ધારણા હતી, પણ ઈસ્લામનો નિશો આવી ધમકીઓથી ઉતરી જાય તેમ ન હતો. કાચો રંગ ન હતો. પાકો રંગ ચઢયો હતો. આમ હોવા છતાં હજરત સઆદ (ર. અ.) સાહેબ માટે આ પ્રસંગ ખરી કસોટીનો પ્રસંગ હતો, એક તરફ વહાલી માના મરણ જીવનનો સવાલ હતો, જ્યારે બીજી તરફ ઇમાન ખોવાનો સવાલ હતો, પરંતુ ઈસ્લામના આ સાચા આશિકે સંસારિક સાથા મમતા કરતાં ધાર્મિક પ્રેમ ઉપર અડગ શ્રદ્ધા દર્શાવતાં કહ્યું, કે મા! તમારા શરીરમાં એકસો બદલે સો જીવ હોય અને તે એકી સાથે ભલે નીકળી જાય, છતાં હું દીને ઈસ્લામને કદિ તજનાર નથી!

આ પ્રકારની કસોટીઓ અનેક અસહાબો ઉપર આવેલી હતી, જેમાં સર્વે પસાર થયા હતા. હજરત ખાલિદ બિન સઈદ (ર૦ અ૦) સાહેબે ઈસ્લામ સ્વિકાર્યો, ત્યારે તેમના પિતાને ઘણું ખાટું લાગ્યું હતું. તેમણે પ્રતિજ્ઞા લીધી, કે જ્યાં સુધી મારો છોકરો ઈસ્લામ ન તજે, ત્યાં સુધી હું ખાઈશપીશ નહિં. ઘરનાં સર્વ માણસોએ તેમની સાથે બોલચાલનો અસહકાર કર્યો હતો. આ બધી બાબતોથી આ નવજવાનના મુસ્લિમ હૃદય ઉપર કોઈ પ્રકારની અસર થઈ નહિં. તેમણે એક પળ માટે પણ હઝરત રસૂલે ખુદાનો સહવાસ છોડવાનું પસંદ કર્યું નહિં. છેવટે તેઓ ઘરબાર વતન માબાપ છોડીને હબસા તરફ હિજરત કરી ગયા. આથી તેમના પિતાને ઘણું

માઠું લાગ્યું, જેથી તેઓ પણ પોતાનું રાચરચીલું લઈને તાઈફ તરફ ચાલ્યા ગયા.

## દોલતનો શો ઉપયોગ કર્યો ?

હજરત અબૂબક્ર (૨૦ અ૦) સાહેબ હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબ કરતાં માત્ર અઢી વરસ ઉમ્મરે નાના હતા. અનેક ગુલામો અને લોંડીઓ ઉપર તેમના કાફિર માલિકો તરફથી ભાત ભાતનાં દુઃખ દેવામાં આવતાં હતાં. આ ગુલામો અને લોંડીઓએ ઈસ્લામ ધારણ કર્યો હતો. તેજ માત્ર તેમનો ગુનહો હતો. હઝરત અબૂબક્ર (૨૦ અ૦) સાહેબથી પોતાના મુસ્લિમ ભાઈઓનાં આ દુઃખ દેખી શકાયાં નહિ. મુસ્લિમ ભાઈઓના પ્રેમે તેમના દિલમાં એવો જોશ પેદા કર્યો, કે તેમણે અખૂટ દોલત આપીને અનેક ગુલામ અને લોંડીઓ જેમકે હજરત બિલાલ, હજરત આમિર, હઝરત નઝીરા, હજરત નહદિયા, હજરત જારિયહ, હજરત તહદિયા વગેરેને ખરીદી લઈને આઝાદ કરી દીધાં હતાં.

જે લોકો પોતાના કબીલા, કોમ અને દેશ સાથે પણ જરાએ સંબંધ ધરાવતા ન હોય, તેવા લોકો માટે નાણાંનો ભોગ આપવો, તે એક મહાન કુર્બાની છે. આ ગુલામોને છોડાવવામાં કોઈ પ્રકારની સંસારિક લાલચ કે લાભ ન હતો, છતાં અઢળક પૈસો ખર્ચી તેમને આઝાદી અપાવવી તે માત્ર મુસલમાનોનું જ કાર્ય છે. હઝરત અબૂબક્ર (૨૦અ૦) સાહેબ અરબના ધનાઢયો પૈકી એક હતા. તેઓએ નવજવાનીની અવસ્થામાં ઇસ્લામ ધારણ કર્યો હતો. યુવાવસ્થા એશ આરામ ભોગવવાનો સમય હતો. સાથે સાથે એશ આરામના સાધનરૂપ લક્ષ્મી પણ તેમની પાસે હતી. તેમણે

પોતાની લક્ષ્મી વડે સુખ વૈભવ ભોગવવાને બદલે તેને ઇસ્લામ ઉપર નિછાવર કરી નાખી હતી. તેમણે જ્યારે ઇસ્લામનો સ્વિકાર કર્યો, ત્યારે તેમની પાસે ચાલિસ હઝાર દિર્હમ રોકડા હતા. આ બધી જ રકમ તેમણે ઇસ્લામની સેવામાં અર્પણ કરી દીધી હતી.

### આટલું બધું દેવું શાથી થયું ?

હઝરત અબૂબક્ર (ર૦ અ૦) સાહેબે એટલી બધી આર્થિક કુર્બાનીઓ આપી હતી, કે તેમની અઢળક મિલ્કત વેડફાઇ ગઇ હતી, બલ્કે તેઓ જ્યારે ખિલાફત ઉપર હતા, ત્યારે તેમને માથે છ હઝાર દિર્હમનું દેવું હતું. તેઓ દુન્યાથી પર્દે થયા. ત્યારે પણ તેમને માથે દેવું હતું. તેમણે વસીઅત કરી હતી, કે મારો બાગ વેચીને મારૂં દેવું ભરપાઇ કરજો, પછી જે કાંઇ વધે, તે હઝરત ઉમર (ર૦ અ૦) સાહેબને હવાલે કરજો. જે મહાન પુરૂષ પોતાની ઝિંદગીમાં દિર્હમ અને દીનારથી ખેલતા હતા અને જેમણે આખું જીવન સોનું ચાંદી લુંટાવ્યું હતું. વળી ખુદાપાકે જેમને ખિલાફત જેવી રાજસત્તાના મહાન ખલીફા બનાવ્યા હતા. તેવા પ્રભાવશાળી પુરુષના મરણ બાદ તેમના ઘરની માલ મિલ્કતનો અંદાઝો કાઢવામાં આવે છે, તો માત્ર એક ગુલામ, એક લોંડી અને બે ઉંટડીઓ મળી આવે છે. તે પણ હજરત ઉમર (ર૦ અ૦) સાહેબને સ્વાધિન કરવામાં આવે છે. આ તેમની કુર્બાનીઓનો પ્રતાપ છે.

### ઇસ્લામી લશ્કરનો ખર્ચ કેવી રીતે મળતો હતો ?

હજરત ઉસ્માન (ર૦ અ૦) સાહેબે ચોત્રિસ વર્ષની ઉમ્મરે ઇસ્લામ સ્વિકાર કર્યો હતો. તેઓ એક મોટા ધનાઢ્ય હતા. મુસલમાનો હિજરત કરીને મદીના શરીફ આવ્યા,

ત્યારે તેમને પાણીની ઘણીજ તંગી પડતી હતી, એક કૂવાનું પાણી મીઠું હતું. તે વાપરવામાં આવતું હતું; પરંતુ આ કૂવો એક યહૂદીનો હતો. તે મોંઘી કિંમતે પાણી વેચતો હતો. મુસલમાનો પાસે નાણાંની તંગી હતી, જેથી તેમને પાણીની ઘણી જ તંગી વેઠવી પડતી. હજરત ઉસ્માન (૨૦ અ૦) સાહેબે વીસ હઝાર દિર્હમ આપીને તે કૂવો ખરીદી લીધો. અને મુસલમાનોને અર્પણ કરી દીધો.

આં હજરત (સ૦ અ૦ વ૦) સાહેબે તબૂકની લડાઈ માટે તૈયારીનો હુકમ આપ્યો. તે વખતે લશ્કરી સરસામાન એકઠો કરવામાં નાણાંની ભારે તંગાશ આવી પડી હતી. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે આર્થિક મદદ આપવાને સહાબાઓને સૂચન કર્યું. હજરત ઉસ્માન (૨૦ અ૦) સાહેબે પોતાના ખર્ચે દસ હઝારનું લશ્કર ઉભું કર્યું. આ લશ્કર માટે નહાનામાં નહાની ચીઝ પણ પોતે ખરીદી આપી હતી. તે ઉપરાંત એક હઝાર ઉંટ, સિત્તેર ઘોડા, લશ્કરનો બીજો જરૂરી સામાન તથા એક હઝાર દિનાર રોકડા આપ્યા હતા.

## બે ભાગ પાડવાનું અજોડ પ્રમાણ

હજરત ઈમામ હસન (૨૦ અ૦) સાહેબે ત્રણ વખત પોતાનો અર્ધો અર્ધ માલ અલ્લાહના રસ્તામાં અર્પણ કર્યો હતો. તેઓ અર્ધો માલ આપવાનું પ્રમાણ એટલે દરજ્જે સાચવતા હતા, કે પોતાનાં બે પગરખાંમાંથી એક પગરખું પણ આપી દેતા હતા.

## દીકરાની કુર્બાની કોણ આપે ?

મુસ્લિમ પુરુષોની માફક મુસ્લિમ બહેનો પણ કુર્બાની આપવામાં અજોડ સાબિત થએલ છે. માલ, દોલતની કુર્બાની

તો સૌ કોઇ આપી જાણે છે, પરંતુ મુસ્લિમ બહેનોએ પોતાની ઓલાદને પણ અલ્લાહના માર્ગમાં કુર્બાન કરી દીધેલ છે. એક મુસ્લિમ ખાતૂનનું વર્ણન વાંચો અને વિચાર કરો, કે અમારા પૂર્વજો કેવા ઇમાનદાર હતા!

## બહાદૂર માના બહાદૂર દીકરા

હજરત ઉમર(ર૦ અ)સાહેબના સમયમાં ઇરાકમાં કુદસિયા આગળ લડાઈ ચાલતી હતી, તે સમયે એક વૃદ્ધ મુસ્લિમ ખાતૂન પોતાના ચાર દિકરાઓને લઇને મેદાનમાં હાજર થયા. પોતાના દિકરાઓને સંબોધી કહેવા લાગ્યાં, કે વહાલા પુત્રો! તમોએ કોઇ પ્રકારના બળ કે દબાણથી ઇસ્લામ સ્વિકાર કર્યો નથી. ખૂશીથી ઇસ્લામ સ્વિકાર્યો છે માટે તેની ખાતર તમારે તમારો જીવ ખૂશીથી અર્પણ કરવો, તે તમારી મુખ્ય ફર્ઝ છે. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું, કે મેં તમારા પિતાથી કદિ ખિયાનત કરી નથી. તથા તમારા મામાને નીચું જોવા જેવું થાય, તેવું કર્યું નથી. આ સંસાર અનિત્ય છે. તેમાં જે આવે છે. તે જરૂર એક દિવસ જનાર છે. મોત સર્વને માટે નિર્માણ છે. ખુદા તઆલાના માર્ગમાં જેને જીવ આપવાનો પ્રસંગ મળે તે માણસ ભાગ્યશાળી છે, માટે સવાર થતાં લડાઈના મેદાનમાં પહોંચી જાવ. અંત સુધી લડો. ફતેહ મેળવીને પાછા ફરો જો તેમ ન થાય, તો શહાદતનો રૂત્બો પ્રાપ્ત કરો. વૃદ્ધ માના નેક દિકરાઓ આ બોધ એક કાને થઇને સાંભળી રહ્યા હતા, લડાઇ શરૂ થતાંની સાથેજ ચારે ભાઇઓએ એક સાથે ઘોડાની લગામો દબાવી, દુશ્મનો ઉપર એટલા પૂર જોશથી હુમ્લો કર્યો, કે દુશ્મનના હોશ ખાટા થઇ ગયા. આખરે ચારે નવ જવાન શહીદ થયા. બહાદૂર માએ જ્યારે આ ખબર સાંભળી, ત્યારે પોતાની કુર્બાની બદલ ખુદાપાકનો ઉપકાર માન્યો.

પ્રિય વાંચક બંધુઓ! હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોએ આપેલી કુર્બાનીઓનો ટુંક અહવાલ આપના આગળ રજુ કરવામાં આવ્યો છે, તે જાહેર કરે છે, કે ઇસ્લામ ખાતર આ પવિત્ર પુરૂષોએ માલ, દોલત, આબરૂ, સગપણ અને ઔલાદને પણ નિછાવર કરી દીધેલ છે. અમુક વર્ગ કુર્બાની આપી શકે છે અને અમુક વર્ગ કુર્બાની આપી શકે નહિં, તેવી ચેલછા લોકોમાં આજકાલ જોવામાં આવે છે, પરંતુ પ્રાચિન મુસલમાનોના બનાવોથી સાબીત થાય છે, કે કુર્બાની અમુક વર્ગ માટે નિર્મિત નથી. આજકાલ કહેવામાં આવે છે, કે માલદાર માણસો માટે કુર્બાની કાંઈ કઠણ કામ નથી. ગરીબ વર્ગ પાસે કાંઇ હોતું નથી, માટે ગરીબ વર્ગ માટે કુર્બાની કઠણ કામ છે. હજરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોના બનાવો વાંચવાથી જણાશે, કે ગરીબોએ ઇસ્લામ ખાતર પોતાનું સર્વસ્વ લુંટાવ્યું છે, જેથી ગરીબ વર્ગ માટે કુર્બાની કાંઈ કઠણ કામ નથી, તેમ સાબીત થાય છે. કેટલાક કહે છે, કે માલદાર વર્ગ માટે કુર્બાની કઠણ કામ છે. તેઓ સુખ વૈભવમાં ઉછરેલા હોય છે. તેમની હાજતો વિશાળ હોય છે, જેથી તેમને કુર્બાની આપવામાં ઘણું વેઠવું પડે છે. હજરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોના બનાવો ઉપરથી માલુમ પડે છે, કે ઘણાએ માલદાર સહાબાઓએ અનેક પ્રકારની કુર્બાનીઓ આપી હતી. આ ઉપરથી સાબીત થાય છે, કે માલદારો માટે પણ કુર્બાની કાંઈ કઠણ કામ નથી. કુર્બાની આપવાનો સંબંધ માલદારી અથવા ગરીબી સાથે રહેતો નથી. કુર્બાનીનો સંબંધ ઇમાન સાથે રહેલો છે. જે ઇમાનદાર છે, તે ભલે માલદાર કે ગરીબ હોય, પરંતુ કુર્બાનીના મેદાનમાં એક સરખોજ જોશ બતાવી શકે છે,

## મહાન પેગંબરે ઇસ્લામની આજ્ઞાનું પાલન

હઝરત સઆદ (ર૦ અ) નામે એક કાળા રંગના સહાબી હતા. તેમની આવી આકૃતિને લીધે કોઈ પોતાની દીકરી તેમની સાથે પરણાવતા ન હતા. તેમણે આપ (સ૦ અ૦ વ) સાહેબને વિનંતિ કરી, કે યા રસુલલ્લાહ ! મારી આકૃતિ સારી નથી. તેથી કોઇ મને પોતાની દીકરી આપવાને તૈયાર નથી. સકીફ કબીલાના હઝરત ઉમરો બીન વહબ (ર૦ અ) નામે એક નવ મુસ્લીમ સહાબી હતા. તેઓ ઘણા કડક સ્વભાના હતા, તેમની દીકરી ઘણી સુંદર હોવા ઉપરાંત બુદ્ધિશાળી હતી. આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું કે હઝરત ઉમરો બીન વહબ (ર૦ અ) ને ઘેર જાવ. તેમને મારી સલામ સાથે જણાવો, કે તમારી દીકરીનો નિકાહ હઝરત રસૂલે કરીમ (સ૦ અ) સાહેબે મારી સાથે જોડયો છે. હઝરત સઆદ (ર૦ અ) સાહેબે હુકમ મુજબ હઝરત ઉમરો બીન વહબ (ર૦ અ) સાહેબને કહ્યું, તેથી તેમણે તેમની સાથે ઘણી સખ્તી કરી અને શાદીનો ઠરાવ માનવાને ઈન્કાર કર્યો; આ વાત આટલેથી અટકતી નથી, પરંતુ પાછળથી જે બનાવ બને છે, તેવી બીના દુન્યાના ઇતિહાસમાં કોઈ સ્થળે મળતી નથી. હઝરત ઉમરો (ર૦ અ) ની દીકરી

ઘરમાં રહી રહી આ બીના સાંભળતી હતી. હજરત સઆદ (ર૦ અ) તો હજરત ઉમરો (ર૦ અ) સાહેબનો જવાબ સાંભળી પાછા ચાલ્યા ગયા હતા. તેઓ બીજું કરી પણ શું શકે ? આ બાઇ બહાર નીકળી. હજરત સઆદ (ર૦ અ) સાહેબને બૂમ પાડીને પાછા બોલાવ્યા અને કહ્યું, કે જ્યારે આપ (સ૦ અ૦ વ) સાહેબે તમારી સાથે મારો નિકાહ ઠરાવ્યો છે, તો પછી તેમાં આનાકાની કરવાની વાત ક્યાં રહી ? હું આપ (સ૦ અ૦ વ) સાહેબના હુકમને માથે ચઢાવું છું. જે વાત ખુદા અને રસૂલને પસંદ છે, તે મને પણ પસંદ છે. પોતાના પિતાને કહ્યું, કે તમોએ આપ (સ૦ અ) સાહેબના હુકમનો વિરોધ કરવામાં ભારે ભૂલ કરી છે, જેથી એક મહાન ગુનોહ થયો છે. માટે તમો તમારા બચાવ માટે વિચાર કરો. દીકરીનું આ જોશીલું વર્ણન સાંભળીને બાપના દિલપર ભારે અસર થઈ અને પોતાની ભૂલનું ભાન થયું. તેઓ દોડતા દોડતા આપ (સ૦ અ) સાહેબની સેવામાં હાજર થયા અને વિનંતિ પૂર્વક કહેવા લાગ્યા, કે યારસૂલલ્લાહ ! મારાથી ભારે ભૂલ થઇ છે. સઆદ સાચું કહેતા હશે, તેવો મને વિશ્વાસ આવ્યો નહતો, જેથી મેં ઇન્કાર કર્યો હતો. હવે મને મારી ભૂલનું ભાન થયું છે. હું અંતઃકરણ પૂર્વક માફી ચાહું છું, અને મારી દીકરી હજરત સઆદ (ર૦ અ) સાહેબના નિકાહમાં આપવાને રાજી છું.

## કદરૂપી આકૃતિથી લગ્ન અટક્યું

હજરત જલીલ (ર૦ અ) સાહેબ પણ હજરત સઆદ (ર૦ અ) સાહેબની આકૃતિવાળા હતા. આપ (સ૦ અ૦ વ) સાહેબે અન્સાર કુટુંબના એક આબરૂદાર સહાબીની દિકરી

સાથે તેમનું સગપણ ઠેરવ્યું હતું. દીકરીના બાપને આ સગપણ સંબંધી વાંધો હતો. દિકરીને આ વાતની ખબર પડી, ત્યારે કુર્આને પાકની આ મતલબની આયત પઢી સંભાળવી કે જ્યારે અલ્લાહ અને તેના રસૂલ કોઇ વાતનો નિર્ણય કરી ચૂકે, તો કોઇપણ મુસલમાને તેમાં આનાકાની ન કરવી જોઈએ. દિકરીએ પિતાને જણાવ્યું, કે આવો ખુલ્લો હુકમ હોવા છતાં તમો તેનો વિરોધ કરો છો. તે ઘણી અચંબાની વાત છે. હુ આ સગપણથી રાજી છું. રસૂલે કરીમ (સ૦ અ૦ વ૦)ની મરજીને હું સમ્મતી થાઉં છું. આપ (સ. અ. વ.) સાહેબને જ્યારે આ ખબર થઈ. ત્યારે આપ (સ. અ. વ.) સાહેબ ઘણા રાજી થયા.

## નબી સાહેબના ફર્માન તરફે પ્રેમ

આપ (સ૦ અ૦ વ૦) સાહેબ એક દિવસ મસ્જિદે નબવીમાં ખુત્બો પઢતા હતા. ખુત્બા દર્મિયાન આપ (સ૦ અ૦ વ૦) સાહેબે પોત પોતાની જગ્યાએ બેસી જવાને ફર્માવ્યું. હજરત અબ્દુલ્લાહ બિન રવાહા (ર. અ.) સાહેબ તે વખતે મસ્જિદની બહાર હતા. આપ (સ૦ અ૦ વ૦) નું આ ફર્માન તેમના કાને પડયું. આ ફર્માનમાં એક પ્રકારનું જાદુ હતું. તેનો પ્રભાવ એવો હતો, કે પગ એક ડગલું પણ આગળ ચાલવાને અશક્ત નીવડયા. જાણે રેલ્વે ટ્રેઈનને બ્રીક મારી હોય, તેમ તેના તે સ્થળે થોભી ગયા. તેઓ અચાનક ત્યાંને ત્યાં જ બેસી ગયા. મસ્જિદમાં જઈને નબી (સ૦ અ૦ વ૦) સાહેબના હુકમનો અમલ કરીશું. તેટલી વાર પણ ન લગાડી અને ત્યાંને ત્યાંજ બેસી ગયા.

હજરત તલ્હા (ર૦ અ૦) સાહેબે ભર જવાનીમાં ઈસ્લામ સ્વિકાર્યો હતો, તેમણે આપ (સ૦ અ૦ વ૦) સાહેબની સેવામાં હાજર થઈને વિનંતિ કરી, કે યા રસૂલલ્લાહ! મને જેવો હુકમ આપશો, તેનો અમલ કરી બતાવવા તૈયાર છું. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, જાવ. તમારા પિતાને કત્લ કરો. અહીંઆં વાર શી હતી? રસૂલનો પ્રેમ આખા શરીરમાં પ્રસરી ચૂકેલો હતો. સંસારિક પ્રેમ નાબુદ થઇ ચૂકયો હતો. હાથમાં ઝટ તલવાર લીધી અને રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦) ના હુકમનો અમલ કરવાને રવાના થયા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે આ અગાધ પ્રેમ અને આજ્ઞાંકિતતા જોઈ લીધી. તેમને પાછા બોલાવ્યા. અને ફર્માવ્યું. હું સગપણનો સંબંધ તોડાવવાને આવ્યો નથી.

## જન્નતી સ્ત્રી

હજરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબો આપ (સ. અ. વ.) સાહેબના પ્રત્યેક ફર્માનનો અમલ પ્રાણાંતે પણ કરવાને તત્પર રહેતા હતા. મોક્ષના કારણરૂપ આ કાર્યને સમજતા હતા. આપ (સ. અ. વ.) સાહેબને ત્યાં અમ્મુલ્અયમન નામે એક લોંડી હતાં. આપ (સ. અ. વ.) તેમનાથી ઘણા જ રાજી હતા. આપ (સ. અ. વ.) સાહેબે એક દિવસ ફર્માવ્યું, કે જેને કોઈ જન્નતી સ્ત્રી સાથે લગ્ન કરવું હોય, તેણે અમ્મુલ્અયમન સાથે લગ્ન કરવું. હજરત ઝેયદ બિન હારિસ (ર૦ અ) સાહેબે જ્યારે આ ફર્માન સાંભળ્યું, ત્યારે તેમણે તરતજ તેમની સાથે નિકાહ કરી લીધો, આપ (સ૦ અ૦ વ) જે સહાબીઓ પ્રત્યે ઘણો પ્રેમ રાખતા હતા, તેઓ પૈકી

હઝરત અસામા (ર૦ અ) સાહેબ પણ એક હતા, જેઓ હઝરત અબ્બુલઅયમન (ર૦ અ) સાહેબના પેટે જન્મ્યા હતા.

## મદીના શરીફની મહત્તા

આપ (સ૦ અ૦ વ) સાહેબે મક્કા શરીફની ભૂમિનો પવિત્ર દરજ્જો ઠેરવ્યો હતો અને ફર્માવ્યું હતું, કે મદીના શરીફની આજુબાજુથી ઘાસ કાપવું નહી. તેમજ પશુ, પંખીનો શિકાર કરવો નહીં. હઝરાત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબ આ ફર્માન પ્રત્યે કાળજીપૂર્વક ધ્યાન આપતા હતા. હઝરત અબૂહોરયરહ (ર૦ અ) સાહેબ ફર્માવતા હતા, કે મદીના શરીફમાં ચરનાર હરણને હંકારવાની હિમ્મત હું કરી શકતો નથી. એક દિવસ એક બાળકે એક પક્ષી પકડયું, જેથી હઝરત એબાદહ (ર૦ અ) સાહેબે તે પક્ષીને છીનવી લીધું અને છોડી મૂકયું. હઝરત સઆદ બીન અબીવકાસ (ર૦ અ) સાહેબે એક ગુલામને મદીના શરીફમાં શિકાર કરતો દેખીને તેનાં કપડાં છીનવી લીધાં, પછી ફર્માવ્યું. આપ (સ૦ અ૦ વ) સાહેબની આજ્ઞા વિરુદ્ધ મદીના શરીફમાં શિકાર કરનાર માટે આવીજ સજા હોવી જોઈએ.

આપ (સ૦ અ૦ વ) સાહેબે એક સમયે સર્વે સહાબાઓને હુકમ કર્યો, કે ઇસ્લામની ખિદમત માટે તમો આર્થિક મદદ કરો. આ સાંભળીને સર્વે સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોએ તેનો તરતજ અમલ કર્યો. હઝરત અબૂબક્ર (ર૦ અ) સાહેબે પણ તે પ્રમાણે અમલ કરીને પોતાનું સર્વસ્વ આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં અર્પણ કર્યું. આપ (સ૦ અ૦ વ) સાહેબે પૂછયું, કે ઘરવાળાં માટે ઘેર

શું રાખ્યું. તેમણે અર્ઝ કરી, કે ઘરવાળાંને અલ્લાહને ભરોસે સોંપ્યાં. આપ (સ૦ અ૦ વ) સાહેબે પૂછ્યું, કે આ બધો માલ અસબાબ તો બહુ લાવ્યા છો, પરંતુ આ કચરાપૂંજાની પોટલી કેમ લાવ્યા છો ? તેમણે અર્ઝ કરી, કે ઈસ્લામ માટે લડાઈ કરવી પડે અને શરદીનો સમય હોય, તો આગ સળગાવવા કચરાપૂંજાની જરૂર પડે, તે ખાતર ઘરનું રાચ-રચીલું લાવ્યો, ત્યારે સાથે સાથે ઘરમાંથી પૂંજોવાળીને તે પૂંજો પણ પોટલી બાંધીને સાથે લાવ્યો છું, આપ (સ૦ અ૦ વ) સાહેબે પૂછ્યું, કે તમોએ તમારા પહેરણે બાવળના કાંટા કેમ ઘાલ્યા છે ? તેમણે અર્ઝ કરી, કે મારા પહેરણે બુતામ–ગુંદીઓ ઘાલેલી હતી. હું બુતામનું કામ કાંટા ઘાલીને ચલાવી શકું છું, માટે બુતામને ઈસ્લામની ખિદમતમાં રજુ કરૂં છું. આ સાંભળી આપ (સ૦ અ૦ વ) ઘણા રાજી થયા.

# પ્રાસંગિક બોધ

નવ જવાન સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોના ઈમાની જોશનાં કેટલાંક દૃષ્ટાંતો અત્રે રજુ કરવામાં આવ્યાં છે, તે ઉપરથી ચાલુ સમયના નવજવાન મુસલમાનોને ઘણો બોધ મળેશે. આ સાહેબો ઇસ્લામી બાબતમાં ગમે તેવા ગાઢા સંબંધને ભૂલી જતા હતા. ઈસ્લામી સવાલ વચમાં આવે તો બાપ બેટાની બેટો બાપની, સ્ત્રી ધણીની અને ધણી સ્ત્રીની પરવા રાખતો ન હતો, માત્ર ઇસ્લામી ફર્માનનો અમલ સંપૂર્ણ રીતે થાય તે તરફ તેમનું લક્ષ રહેતું હતું, બાપ ઈસ્લામ વિરૂદ્ધ પગલું ભરે તો દીકરો તલવાર ખેંચીને બાપની ગરદન

કાપવાને મેદાને પડતો હતો. દીકરો ઇસ્લામ વિરૂદ્ધ કામ કરે, તો બાપ પિતૃ-ભાવ ભૂલી જઈને દીકરાની ગરદન પર છરી ફેરવવા તૈયાર થતો હતો. ઇસ્લામના ઉદય કાળ સમયે મુસલમાનોમાં સંઘ બળ વધુ પ્રમાણમાં ન હતું. તે સંજોગોમાં જો સહાબાઓ કીરામ (૨૦ અ) સાહેબોમાં આગળ જણાવ્યા પ્રમાણેનો ઈમાની જોશ ન હોત, અને એક બીજાના સગપણનો ખ્યાલ દીની કામમાં રાખતા હોત, વળી સામા પક્ષવાળા ઇસ્લામને નુકસાન પહોંચાડે, છતાં તેઓ સગાંવહાલા હોય, તો તેમને સજાથી બચાવવાની કોશીશ કરતા હોત, તો દેખીતી વાત છે કે, ઇસ્લામની ઉન્નતિ અટકી જાત.

ચાલુ સમયમાં લડાઈ આપણે માટે બંધ છે. આપણે લડાઈના મેદાનથી ઘણા દૂર છીએ. પરાયા અને પોતાના વચ્ચે હાલમાં કોઈપણ પ્રકારના હથિયારની લડાઈ કરવાનો પ્રસંગ નથી, બલ્કે એવા પ્રસંગો ઉભા કરવાની ખાસ મનાઈ છે, તેમ છતાં હાલના સમયમાં આપણામાં એક ખાસ પ્રકારના રોગે જન્મ લીધો છે, જે કોમી જીવન માટે ખરેખર નાશકારક છે. અયોગ્ય ડોળ, બનાવટી નિખાલસપણું વગેરે ગુણોએ આપણામાં ઘર કર્યું છે. કેટલાક લોકો અજ્ઞાનતાથી અથવા તો પોતાના કુદરતી સ્વભાવથી સામાપક્ષના હથિયાર બની જઈને આપણી કોમમાં વિખવાદ પેદા કરે છે અને કોમી ઐક્યતાને નુકસાન પહોંચાડે છે. આવા લોકો અમુકના સગાવહાલા હોવાથી તેમના ખરાબ કૃત્યો છૂપાવવાની કોશીશ થાય, તો તેમણે કોમમાં ફેલાવેલ ઝહેરથી કોમને સલામત રાખી શકાતી નથી. કેટલીક વખત આવી બાબતો એની મેળે ખુલ્લી પડે છે, છતાં દાખલા દલીલથી તે ઝઘડાને રોક-

વાને ચાલુ સમયના અમુક મુસલમાનોના ઇમાની જોશમાં કોઇ પ્રકારનું હલન ચલન થતું નથી. તે ઘણી ખેદકારક બાબત છે.

## ઇસ્લામના લાભ તરફ દૃષ્ટિ બિંદુ

આ વિષયમાં પ્રાચિન મુસલમાનો ઘણોજ ઇમાની જોશ ધરાવતા હતા. તેમનું હરેક નાનામાં નાનું બાળક કોમી કલેશ પેદા કરનાર વાત સાંભળે તો તેવું દુષ્ટ કામ કરનાર માણસ પોતાનો અંતરનો સગો હોય, બલ્કે તે વાતના પ્રકાશથી અસહ્ય સંકટ વેઠવાનું હોય એની દરકાર રાખ્યા સિવાઇ ઇસ્લામ અને કોમનો લાભ નજર સામે રાખીને વર્તતા હતા, તેઓ આવી હરેક બાબત આપ (સ૦ અ૦ વ) સાહેબની સેવામાં નિવેદન કરતા હતા, અને તેનો નાશ કરવા માટે ખુલ્લી તલવારે મેદાને પડતા હતા. ચાલુ સમયના નવજુવાનો આ દૃષ્ટાંતોને માર્ગ દર્શક બનાવીને ચાલુ સંજોગોને આધિન રહી શાંતિ પુર્વક માત્ર વાણી વ્યવહારનો સંયમ જાળવીને કોમી કંકાશ દૂર કરવાને વિનયસર પગલાં લે, તો ઇસ્લામને મદદ મળવા અને સામા પક્ષના સંકટોમાંથી બચવાની આશા રાખી શકાય છે.

---

સોહબતે સાલ્હી ઝમીરાં કુરરા બીના કુનદ
એખ્તેલાતે દીદારા અયનક હુરૂફ આમુઝ કર્દ
સોહબતે બદ જિન્સરા ગરજાં દેહદ હમ્રાહ મરવ
આબરા દીદકે માહી બદામ અફગંદ વ રફ્ત

❧

# મુસલમાનોની બહાદુરી

તેગોંકે સાયેમેં હમ પલકર જવાં હૂયે હંય
ખંજર હિલાલકા હય કવમી નિશાં હમારા
મગરિબકી વાદિયોંમેં ગુંજી અઝાં હમારી
થમતા નથા કિસીસે સયલે રવાં હમારા
બાતિલસે દબનેવાલે અય આસ્માં નહીં હમ
સો બાર કર ચુકા હય તૂ ઈમ્તિહાં હમારા

પ્રાચીન મુસલમાનો પાસે શરૂઆતમાં દોલત ન હતી. સંખ્યા બળ ન હતું. માત્ર જો તેમની પાસે હોય, તો હિમ્મત અને બહાદુરીનું બળ હતું. તેના પ્રતાપે તેમણે માત્ર ટુંક સમયમાં આ દુન્યાનો નકશો બદલી નાખ્યો હતો. ઇમાનના પ્રતાપે તેમનાં હૃદય એવાં બની ગયાં હતાં, કે ઇસ્લામના મુકાબલામાં તેઓ પોતાના પ્રાણ અથવા સગાં-વહાલાં કે વહાલામાં વહાલી ગણાતી કોઈ પણ અન્ય વસ્તુના નુકસાનની દરકાર રાખતા ન હતા. તેઓ એવા અટલ ઇરાદાના બની ગયા હતા, કે ભારેમાં ભારે સંકટનો તેમને મુદ્દલ ડર લાગતો ન હતો. તેમની હિમ્મત અને બહાદુરીનાં વખાણ લખવા જઈએ, તો એક દળદાર પુસ્તક બની જાય. અત્રે તે પૈકી અમુક અમુક બનાવો રજુ કરવામાં આવે છે.

## જન્નાત આવ્યા

હજરાત સહાબાએ કેરામ (ર૦ અ૦) સાહેબોએ મદાયનમાં પ્રવેશ કરવાનો હુમ્લો કર્યો, ત્યારે વચમાં દજલા નદિ આવતી હતી. ઇરાનીઓએ આ નદિ ઉપરના બધા પૂલ પ્રથમથી જ તોડી નાખ્યા હતા. હજરત સઆદ (ર૦અ૦) સાહેબે લશ્કરને સંબોધીને કહ્યું, કે બિરાદ્રાને ઇસ્લામ ! દુશ્મનોએ આપણને લાચાર કરવાના દરેક પ્રયત્ન કરી મૂકયા છે. જો આ લડાઇમાં વિજય મેળવીશું, તો આપણો બેડો પાર છે. એમ કહીને નદિમાં ઘોડા ઉતાર્યો, તેમના દેખાદેખી આખું લશ્કર નદિમાં ઉતર્યું. નદિ ઘણી ઉંડી હતી. તોફાની હતી, છતાં મુસલમાનોમાં એટલી બધી હિમ્મત હતી, કે નદિનાં મોજાં ઘોડાઓ સાથે ટક્કર મારતાં હતાં, તેની પર્વા કર્યા સિવાય એક બીજાની સાથે લગોલગ રહીને વાતો કરતા કરતા નદિ પાર ઉતરી ગયા. ઇરાનીઓ આ હિમ્મત જોઇ ને આભા બની ગયા. અને કહેવા લાગ્યા, કે આ માણસો નથી. પણ જન્નાત છે "દેવાન આમદન્દ" એવા પોકાર કરતા નાસવા લાગ્યા.

## મુસ્લિમ સ્ત્રીઓએ શું કહ્યું ?

રૂમીઓ સાથે એક લડાઇમાં મુસલમાનોને સખત મુકાબલો કરવો પડયો હતો. રૂમીઓનું ભારે લશ્કર જોઇને એક મુસલમાનને મુખેથી નીકળી ગયું, કે અલ્લાહો અકબર! કેટલું અગણિત લશ્કર છે! હજરત ખાલિદ (ર૦ અ૦) સાહેબ ગુસ્સે થઇ ને બોલ્યા, કે ચૂપ રહે. જો મારા ઘોડાના ખર સારા હોત, તો હું દુશ્મનોને ચેલેંજ કરત, કે જાવ. બીજું

આટલું લશ્કર લાવો. ઈરાનીઓએ તીરનો વરસાદ વરસાવી દીધો. મુસલમાનો દૃઢતાપૂર્વક લડતા હતા, છતાં લશ્કર છિન્નભિન્ન થતું થતું પાછળ હઠવા લાગ્યું. તે જ્યારે તંબુ તરફ આવવા લાગ્યું. ત્યારે તંબુમાં રહેલી મુસ્લિમ ખાતુનોના ક્રોધનો પાર ન રહ્યો. તેમણે તંબુનાં ખોડેલાં લાકડાં ઉખેડી નાખીને કહેવા માંડયું, કે જો તમો આ તરફ પાછા ફર્યા, તો તમારાં માથાં ફોડી નાખીશું. હજરત મઆઝ બિન જબલ (ર૦ અ૦) સાહેબ આ સંજોગો જોઇને જોશથી ઉભરાઇ ઉઠ્યા. ઘોડા ઉપરથી કૂદી પડીને કહેવા લાગ્યા, કે હું તો પયદલ લડી શકું છું. છે કોઇ આ ઘોડાનો હક અદા કરી શકે, તેવો માનો પૂત? તેમના દિકરાએ પોકાર કરીને કહ્યું. હા. હું એ હક અદા કરીશ. હું ઘોડેસ્વાર થઇને ખૂબ લડી શકીશ. બાપ બેટાએ એટલું શૂરાતન વાપર્યું, કે મુસલમાનોની બગડેલી બાજી જોત જોતામાં સુધરી ગઇ.

## ધોળો હાથી નાઠો

હજરત ઉમર (ર૦ અ૦) સાહેબની ખિલાફતના સમયમાં ઇરાનીઓ સાથે જ્યારે નિર્ણયાત્મક લડાઈ થઇ હતી, ત્યારે ઇરાનીઓ પોતાના લશ્કરમાં હાથીઓ લાવ્યા હતા; જેથી મુસલમાનોની આખી ટુકડીઓની ટુકડીઓ છુંદાઇ જતી હતી. ઇસ્લામી લશ્કરના સેનાધિપતિ હજરત સઆદ બિન અબી વકાસ (ર૦ અ૦) સાહેબ હતા. તેઓ આ બનાવથી ઘણા વિમાસણમાં પડયા હતા. ઉંટ ઉપર જૂલો નાખીને તેમને મયદાનમાં લાવવામાં આવ્યાં, પણ તેથીએ કાંઈ વળ્યું નહીં. નવ મુસ્લિમ પારસીઓએ કહ્યું, કે જો હાથીની સૂંઢ અને આંખ નકામી

કરી નાખવામાં આવે, તો હાથી કાંઈ નુકસાન પહોંચાડી શકતો નથી. હજરત સઆદ (ર૦ અ૦) સાહેબે હજરત કઅ-કાઅ, હજરત મોહાલ, હજરત રબીઅ (ર. અ.) એ પ્રમાણે ત્રણ નવજવાનને આ કામ સોંપ્યું. આ ત્રણે બહાદુરોએ હાથીઓને ઘેરી લીધા. તીર અને ભાલાના મારથી તેમની આંખો નકામી કરી નાખી. ધોળા રંગનો એક હાથી મુખ્ય હતો. તેની સૂંઢ તલ્વારના એકે ઝટકે કાપી નાખી. તે ગાભરો થઈને નાઠો, જેથી બધાજ હાથી પાછા નાઠા અને દુશ્મન સૈન્યમાં ભંગાણ પડ્યું.

## આનું નામ હિમ્મત !

મુસલમાનો મક્કાશરીફથી એકેક બબ્બે થઈને ચાલ્યા જતા હતા. તે અરસામાં દુશ્મનોએ આપ (સ૦ અ૦ વ૦ સાહેબ ઉપર જીવલેણ હુમ્લો કરવાનો નિર્ણય કર્યો હતો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે મદીનહ શરીફ હિજરત કરવાનો વિચાર જે રાત્રે કર્યો હતો. તે રાત્રે દુશ્મનોએ આપ (સ૦ અ૦ વ૦) સાહેબના મકાનને હથિયારબંધ પહેરો મૂકયો હતો. આપ (સ૦ અ૦ વ૦) સાહેબે પોતાની પથારી ઉપર સૂવાનો હુકમ હજરત અલી (ર૦ અ૦) સાહેબને કર્યો. તલ્વારોનો ખડખડાટ મકાનની બહાર સંભળાતો હતો, છતાં પ્રાણની દરકાર રાખ્યા સિવાય શાંતિપૂર્વક સૂઈ રહ્યા. દુશ્મનો જાણતા હતા, કે આપ (સ૦ અ૦ વ૦) સાહેબ અંદર છે. તેમને સવા-રમાં પોતાની ભૂલનું ભાન થયું, ત્યારે પસ્તાવા ... પણ હવે શું કરી શકે ?

મુસ્લિમ પુરૂષો ઉપરાંત મુસ્લિમ બહેનોમાં

દુરીનો અખૂટ જોશ હતો. ખંદકની લડાઈમાં આપ (સ૦અ૦વ૦) સાહેબે તમામ મુસ્લિમ બહેનોને એક કિલ્લામાં રક્ષિત કરીને ત્યાં હજરત હસાન (ર૦ અ૦) સાહેબને ચોકી ઉપર મૂકયા હતા. એક યહુદી હુમ્લો કરવાનો રસ્તો શોધતો શોધતો કિલ્લાના દરવાજા સુધી આવી પહોંચ્યો. હઝરત સોફિયહ (ર૦ અ૦) સાહેબાએ હજરત હસાન (ર૦ અ૦) સાહેબને કહ્યું, કે આને કત્લ કરો, નહીં તો તે તેના સાથીદારોને ખબર આપશે, જેથી હુમલો થવાનો સંભવ છે. હજરત હસાન (ર૦ અ૦) સાહેબને એક બીમારી થઇ હતી, ત્યાર-બાદ તે ખૂનામરકી જોઈ શકતા ન હતા. તેમણે આ કામ કરવાની અશક્તિ બતાવી. હજરત સોફિય હ(ર૦ અ૦) સાહેબે તંબુનો એક થાંભલો ઉખાડી કિલ્લાથી ઉતરીને એવા જોરથી યહૂદીના મગજ ઉપર સપાટો માર્યો, કે તે ત્યાંને ત્યાંજ ઢગલો થઇ ગયો. ત્યાર બાદ તેનું માથું કાપીને કિલ્લા નીચે ફેંકી દીધું. યહૂદીઓ સમજ્યા, કે કિલ્લામાં લશ્કર છે, જેથી હુમ્લો કરવાની હિમ્મત કરી શકયા નહિં.

## એક હઝારની આંખોની બર્બાદી

ઇરાની સરદાર શેરઝાદ સાથેની લડાઈમાં મુસલમાનોએ એક ખાડી પસાર કરવાની હતી. હજરત ખાલિદ બિન વલીદ (ર૦ અ૦) સાહેબે ઇસ્લામી લશ્કરને ખાડી પસાર કરવાનો હુકમ કર્યો. સામે કિનારેથી દુશ્મનોએ તીરનો વરસાદ વર-સાવ્યો. મુસલમાનો તેની પર્વા કર્યા સિવાય આગળ વધવા લાગ્યા. એક હઝાર મુસ્લિમ સિપાઇઓની આંખો તીરના મારથી ખરાબ થઇ ગઈ. છતાં તેની પર્વા કર્યા સિવાય મુસ-

લમાનો ખાડી પસાર કરીને કોટ ઉપર ચઢી ગયા. ઇરાનીઓએ કિલ્લા આગળ સખ્ત હલ્લો કર્યો, પણ જેઓ જીવ સાથે ખેલીને આટલે સુધી આવ્યા હતા, તેઓ ક્યાં ડરે તેવા હતા. અલ્લાહપાકે તેમને ફતેહ આપી.

## કૂતરા મારફ્ તેથએલું સૂચન

લડાઇમાં માત્ર બહાદુરીથીજ કામ નીકળતું નથી. તર્ક-શક્તિની પણ જરૂર પડે છે, મુસલમાનો ઇરાનીઓ સાથે લડતા હતા, ત્યારે બસરાના હાકિમ આમર (ર૦ અ) સાહેબે હઝરત હરમ બીન હયાન (ર૦ અ) સાહેબને જૂર નામે શહેર ઉપર ઘેરો ઘાલવાને મોકલ્યા હતા, લાંબી મુદત સુધી ઘેરો નાખ્યો, પરંતુ શહેરમાં જવાનો રસ્તો મળ્યો નહિં. હઝરત હરમ (ર૦ અ) સાહેબ દિવસે રોઝો રાખતા હતા, અને રાત ઇબાદતમાં વીતાવતા હતા, એક દિવસ ઇફતારીના સમયે તેમને ખાણું ન મળ્યું. સબ્ર કરીને બીજે દિવસે રોઝો રાખ્યો. તે દિવસે પણ ખાણું ન મળ્યું, આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા, છેવટે તેમણે એક દિવસ નોકરને પૂછ્યું, કે મારે માટે ખાણું કેમ તૈયાર થતું નથી? તેણે જવાબ આપ્યો. હું તો દરરોજ ખાણું પકાવીને મુકી જાઉં છું. કોણ જાણે ક્યાં જાય છે? નોકરે એક દિવસ આ બાબતની તપાસ કરવા જ્યાં દરરોજ ખાણું મૂકતો હતો, ત્યાં મૂકી ગયો અને છુપાઇને જોતો રહ્યો. થોડીવારમાં એક કૂતરો આવ્યો. ખાણું લઇને એક ઉજ્જડ સાંકડી ગલીને રસ્તે શહેરમાં ગયો. નોકરે આવીને હઝરત હરમ (ર૦ અ) હેબને આ હકીકત જાહેર કરી. તેમણે કહ્યું, કે કુદરત

તરફથી આ હુમલો ઇશારો છે. નવજવાન બહાદુરોને લઈને સાંકડી ગલીમાં સર્પો શહેરમાં દાખલ થયા. નહેરની લડાઈના અંતે ઇસ્લામી લશ્કરે ફતેહ મેળવી લીધી. આ ઉપરથી હઝરત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબોની તર્કશક્તિ કેટલી ચપળ હતી તેનો પુરાવો મળે છે.

## પહેલવાનના ઘોડાનું પૂછડું

કાદસિયહની લડાઈમાં બંને લશ્કર સામસામે ઉભાં હતાં, ઈરાનનો પ્રખ્યાત પહેલવાન મેદાનમાં ઉતર્યો. તેની સામે હઝરત આસિમ (ર૦ અ) સાહેબ આવ્યા. માત્ર થોડા વખતમાંજ ઇરાની પહેલવાન નાઠો. હઝરત આસિમ (ર૦અ) સાહેબ તેની પાછળ પડયા. તે ઈરાની લશ્કરમાં જેવો છુપાઈ જવા જતો હતો, કે હઝરત આસિમ (ર૦ અ) સાહેબે તેના ઘોડાનું પૂછડું એટલા જોરથી પકડી રાખ્યું, કે ઘોડો એક ડગલું આગળ ભરી શકયો નહિ, પછી તે પહેલવાનને તેના ઘોડા ઉપરથી અદ્ધર ઉંચકીને પોતાના ઘોડા ઉપર ખેંચી લીધો, તેને કેદ કરી ઇસ્લામી લશ્કરમાં આણ્યો. આ છે એક ઇરાનના નામવર પહેલવાન અને એક જવાન સહાબીની શક્તિનું પ્રમાણ !

ઇરાનીઓ કાદસિયાહની લડાઈમાં હારી ગયા પછી છુટા છવાયા હુમલા કરતા હતા. શહેરયાર નામનો એક ઇરાની સરદાર કોસી નામના સ્થળે લશ્કર એકત્ર કરીને મુસલમાનો પ્રત્યે બદલો લેવાનો વિચાર કરી રહ્યો હતો. તેવામાં હઝરત ઝોહરહ (ર૦ અ) સાહેબ નાની સરખી ટુકડી લઈને ત્યાંથી પસાર થતા હતા; ઇરાની સરદારે તેમને ઘેરી

લીધા અને ચેલેંજ કરી, કે તમારામાં જે બહાદુર હોય, તે મારી સામે આવી જાય, હઝરત ઓહફક (ર૦ અ) સાહેબે કહ્યું, કે મારો વિચાર તારી સાથે મેદાનમાં ઉતરવાનો હતો, પરંતુ તારૂં ઘુંમડ જોઈને હું મારા એક સાધારણ સિપાઈને તારી સામે ઉતારૂં છું, એમ કહીને હઝરત નાઈલ (ર૦ અ) કે જેઓ શરીરે પાતળા દુબળા ગુલામ હતા. તેમને મોકલ્યા. શહેરયાર ઘણા કદાવર બાંધાનો હતો. તેણે એકદમ હજરત નાઈલ (ર૦ અ) સાહેબની ગર્દન પકડીને પછાડી નાખી ઉપર ચઢી બેઠો. હજરત નાઈલ (ર૦) અ સાહેબના મહોંમાં શહેરયારનો અંગુઠો આવી ગયો, એટલા જોરથી બચકું ભર્યું, કે શહેરયારથી સહન થઈ શક્યું નહીં, તે લાગ જોઈને હજરત નાઈલ (ર૦ અ) સાહેબ એક ગુલાંટ મારીને શહેરયારની ઉપર ચઢી બેઠા. ખંજરવડે તેનું કામ સંપૂર્ણ કર્યું.

## રંગઝાં જંગ

રૂમીઓનો એક કિલ્લો જીતવામાં મુસલમાનોને ઘણો વખત રોકાઈ રહેવું પડ્યું હતું. હજરત અબુઓબયદહ (ર૦ અ) લશ્કરના સેનાધિપતિ હતા, તેમણે મદીનહ શરીફથી વધુ મદદ મંગાવી, ત્યાંથી આવેલા લશ્કરમાં હબશી જાતના એક ગુલામ હજરત વાસિમ (ર૦ અ) સાહેબ પણ હતા. તેમણે હઝરત અબુઓબયદહ (ર૦ અ) સાહેબ પાસે ચીસ નવજવાનની માગણી કરી. તેઓ રાતના વખતે કિલ્લાની ચોતરફ માત્ર એકલા ચક્કર લગાવી આવ્યા. તેમને જણાયું, કે એક નાના સરખા બુરજમાં કોઈ ચોકીદાર જણાતો નથી. કદાચ હશે, તો તે સુઈ ગયો હશે. હઝરત વાસિમ (ર૦ અ)

સાહેબે પોતાના સાથીઓ પૈકી એને હઝરત અબૂહોરયરહ (ર૦ અ) સાહેબ પાસે સંદેશો લઇ મોકલ્યા, કે સવાર થતાં અત્રે લશ્કરની ટુકડી મોકલી આપશો. હઝરત વાસિમ (ર૦ અ) સાહેબે અડસટ્ટો કાઢીને પોતાના ખભા ઉપર ઉપરા ઉપરી છ સૈનિકોને ચઢાવ્યા. ઉપરના સૈનિકે કિલ્લા ઉપર જઇને કોટના કાંગરા સાથે મજબુત દોરડું બાંધી દીધું. તેના આધારે બધા સિપાઇઓ ઉપર ચઢી ગયા. ત્યાં બે રૂમી સિપાઇઓ નિશાના ઘેનમાં ચકચૂર ઉંઘતા હતા. ઇસ્લામી લશ્કરે દિવસે જાહેર કર્યું હતું, કે અત્રેથી હવે પાછા ચાલ્યા જવું. આ પ્રમાણે આફત દૂર થશે તેમ ધારી રૂમી સિપાઇઓએ આનંદની ઉજાણીઓ કરી હતી. શરાબ પીને મસ્ત બની ઉંઘતા હતા. હઝરત વાસિમ (ર૦ અ) સાહેબ આ લોકોને ઠીકઠીક કરીને દરવાજે જઇ પહોંચ્યા. રસ્તામાં આવતા રૂમી સિપાઇઓ સાથે લડાઇ જાગી, જેથી શોરબકોર થયો અને રૂમી લશ્કર દોડી આવ્યું. હઝરત વાસિમ (ર૦ અ) સાહેબે દરવાજાને પૂંઠ કરી એવો મોરચો બાંધ્યો હતો, કે દુશ્મનો જથ્થાબંધ ત્યાં આવી શકેજ નહિં. સાંકડી જગ્યામાં જેટલા સમાય તેટલાજ સામે આવે અને જે આવે તે કત્લ થતા હતા, અડધી રાતથી લઇને સવાર થતાં સુધી હઝરત વાસિમ (ર૦ અ) સાહેબે આ પ્રમાણે ટક્કર લીધી, માત્ર આઠ મુસલમાનો શહીદ થયા, જ્યારે દુશ્મનો ઢગલાબંધ કપાયા હતા. સવાર થતામાં કિલ્લાની બહાર અલ્લાહો અકબરની ગર્જના સંભળાવા લાગી. હઝરત વાસિમ (ર૦ અ) સાહેબે જાણ્યું કે ઇસ્લામી લશ્કર આવી પહોંચ્યું છે. દરવાજો ખુલ્લો કરી દીધો. ઇસ્લામી લશ્કર દાખલ થયું. આ લડાઇમાં હઝરત વાસિમ (ર૦ અ) ના શરીરે સિત્તેર ઘા લાગ્યા હતા.

## વાઘ વરૂ જીવ લઈને નાઠા

હજરત અકબહ બિન નાફેઅ (ર૦ અ૦) સાહેબે ઉત્તર આફ્રિકા સર કર્યું. બર્બર લોકો હારી જાય, ત્યારે ઇસ્લામ કબૂલ કરતા હતા. અને ઈસ્લામી લશ્કર જતું રહે, ત્યારે ફરી જતા હતા, જેથી હઝરત અકબહ (ર૦ અ૦) સાહેબે ત્યાં કાયમનો મુકામ કરવાને કીરવાન નામે શહેર વસાવ્યું. અત્રે ઝેહેરી અને હિંસક પ્રાણીઓ સંખ્યાબંધ હતાં, આજુબાજુ જંગલો હતાં, જેથી ત્યાં કોઇ રહેતું ન હતું. હજરત અકબહ (ર૦ અ૦) સાહેબે આ હિંસક અને ઝેહેરી પ્રાણીઓથી બચવા ખુદા પાસે દુઆ માગી. તેમની દુઆ કબૂલ થઇ. લોકો નજરે જુએ, તેમ વાઘ વરૂ સિંહ જેવાં હિંસક પ્રાણીઓ પોત પોતાનાં બચ્ચાંને ઉંચકી જંગલો ખાલી કરીને નાસવા લાગ્યાં. સાપ અજગર વગેરે ઝેહેરી પ્રાણીઓ નજરથી ગૂમ થઈ ગયાં. આ જોઈને ત્યાંના ઘણા લોકોએ ઈસ્લામ કબૂલ કર્યો. મુસલમાનોને આ સ્થળે પાણીનું ઘણું દુઃખ પડવા માંડયું, કારણ કે પાણીનું સાધન ન હતું. હઝરત અકબહ (ર૦ અ૦) સાહેબે બે રકઅત નિફલ નમાઝ પઢીને પાણી માટે દુઆ માગી. તેમનો ઘોડો પગવડે ઝમીન ખોદવા લાગ્યો. ઝમીન ભીની જણાઈ. હજરત અકબહ (ર૦ અ૦) સાહેબે ત્યાં ખાડો ખોદાવ્યો, જેમાંથી પાણી નીકળ્યું. ત્યાં આગળ એક કૂવો ચણાવી લીધો.

## વિવેકરૂપી તલવારથી દુશ્મનોને તાબે કર્યા

મુસલમાનોની તલવારમાં વીજળીની ચમક હતી, તે વાત સત્ય છે, પરંતુ આ ચમક સદાચારના પ્રતાપ રૂપ હતી.

હજરત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો તલવાર વરે લડાઇના મયદાનમાં જે વિજય મેળવતા હતા; તે કરતાં સદાચાર વડે દુશ્મનોનાં દિલ ઉપર વધુ વિજય મેળવતા હતા. આજે અમો તે સંબંધી મિસરની ફતેહનું એક દ્રષ્ટાંત રજુ કરીએ છીએ.

## પાદરીને બે વખત જીવતદાન કોણે આપ્યું ?

મિસરને ફતેહ કરવાનું માન હજરત ઉમરો બિન આસ (ર૦ અ) સાહેબને ઘટે છે. તેઓ વેપાર ધંધા માટે બયતુલમુકદ્દસ ગયા હતા. તે પ્રસંગે ઇસ્કંદ્રિયાનો એક પાદરી ત્યાં જાત્રાએ આવ્યો હતો. તે બયતુલમુકદ્દસ પાસેની પહાડીમાં ફરતો હતો, ત્યાં હજરત ઉમરોબિન આસ (ર૦અ) સાહેબ પોતાનાં ઉંટ ચરાવતા હતા. પાદરીને ઘણીજ તરસ લાગી હતી, જેથી તેનો કંઠ સૂકાઇ ગયો હતો. અને મરણ તોલ થઇ ગયો હતો, હઝરત ઉમરો (ર૦ અ) સાહેબે પોતાની મશકમાંથી તેને પાણી પાયું. પાદરીને હવે આરામ થયો, તેથી તે એક ઝાડને છાંયડે સૂઇ ગયો. એક ઝેરી નાગ પાસેના દરમાંથી નીકળ્યો અને પેલા પાદરી તરફ જવા લાગ્યો. હઝરત ઉમરો (ર૦ અ) સાહેબે તે દેખી લીધો. તેમણે નિશાન તાકીને એક તીરથી તેને વીંધી નાખ્યો. પાદરી ઉંઘમાંથી જાગ્યો. તે પોતાની પાસે પડેલો કાળો નાગ જોઇને ગભરાયો. તેણે હઝરત ઉમરો (ર૦ અ) સાહેબને સાપ સંબંધી પૂછ્યું. તેમણે તેને બનેલી બીના જાહેર કરી. પાદરીએ હઝરત ઉમરો (ર૦ અ) સાહેબની પેશાનીને ચૂંબન કરી વિનંતિ કરી, કે આપે એક વખત પાણી પીવાડીને તથા બીજી વખત સર્પ

ડંસથી બચાવીને આજે મને બે વખત જીવતદાન આપ્યું છે, માટે કહો મહેરબાન! હું તમારો બદલો કેવી રીતે અદા કરી શકું? તેણે વિશેષમાં પૂછ્યું, કે આપ અત્રે શા હેતુસર આવ્યા છો? હઝરત ઉમરો (ર૦ અ) સાહેબે કહ્યું, કે વેપાર કરવા સારૂં આવ્યો છું. પાદરીએ પૂછ્યું. તમને વેપારમાં કેટલો નફો મળવાની આશા છે? હઝરત ઉમરો (ર૦ અ૦) સાહેબે કહ્યું, કે એક ઉંટ ખરીદી શકાય તેટલા નફાની આશા છે. પાદરીએ પૂછ્યું. એક માણસના જીવના બદલા તરીકે તમારા દેશમાં કેટલાં ઉંટ ગણવામાં આવે છે? હઝરત ઉમરો (ર૦અ) સાહેબે ફર્માવ્યું, કે સો ઉંટ. પાદરીએ પૂછ્યું. તમારા દેશમાં એક ઉંટની કીંમત કેટલી થાય છે? હજરત ઉમરો (ર૦ અ) સાહેબે કહ્યું, કે હજાર દીનાર. પાદરીએ કહ્યું, કે હું જાત્રા કરવા માટે અત્રે આવ્યો છું. મારી પાસે પૈસા નથી. જો આપ મારે દેશ પધારો, તો મને બે વખત જીવતદાન આપ્યું છે, તેની કીંમત અદા કરી હું આપના ઉપકારમાંથી મુક્ત થાઉં. હઝરત ઉમરો (ર૦ અ) સાહેબે ફર્માવ્યું, કે તમારો દેશ કયો છે? પાદરીએ કહ્યું, કે મારો દેશ મિસર છે. તેમાં ઈસ્કંદ્રિયા નામે શહેર મારૂં વતન છે. હજરત ઉમરો (ર૦ અ) સાહેબે ફર્માવ્યું, કે મેં મિસર દેશ દેખ્યો નથી. તેમજ વધુ વખત થઈ જાય, જેથી હું આવી શકું નહિં. તમો ખુશીથી તમારે દેશ જાઓ. પાદરીએ કહ્યું, કે દસ દિવસ જવાના અને દસ દિવસ આવવાના થશે, થોડાક દિવસ મહેમાન રાખીને આપને વિદાય કરીશ. આ પ્રમાણે પાદરીના વિશેષ આગ્રહથી હજરત ઉમરો (ર૦ અ) સાહેબ મિસર ગયા. તેઓ ઈસ્કંદ્રિયામાં મહેમાન હતા. તે અરસામાં

ખ્રિસ્તીઓનો એક મોટો તહેવાર આવ્યો. તે દિવસે ખ્રિસ્તિઓમાં સોનાના દડાવડે રમત રમવાનો રિવાજ હતો. મોટા મોટા અમીરો આ રમત રમતા હતા. દડો ફેંકતાં જેના પહેરણની બાંહ્ય (આસ્તિન)માં પેસી જાય, તે માણુસ તેની જિંદગીમાં એક વખત મિસરનો બાદશાહ થશે. તેવી માન્યતા ખ્રિસ્તિઓમાં ચાલતી હતી, પાદરી હજરત ઉમરો (ર૦ અ) સાહેબને સારાં સારાં કપડાં પહેરાવીને આ રમતમાં લાવ્યો હતો, રમત શરૂ થઇ. સર્વ કોઇ દડો પોતાની બાંહ્યમાં લેવાની કોશિશ કરતા હતા. દડો અચાનક હજરત ઉમરો (ર૦ અ) ની બાંહ્યમાં પેસી ગયો. તેથી સર્વે ઘણાજ વિસ્મય થઈ ગયા. હજરત ઉમરો (ર૦અ) સાહેબ અત્રે થોડા દિવસ મહેમાન રહીને પાછા ચાલ્યા ગયા.

## અડધી રાતે લશ્કરની રવાનગી

હજરત ઉમર (ર૦ અ) સાહેબે હઝરત ઉમરો સાહેબના વિશેષ આગ્રહથી મિસર ઉપર ચઢાઈ કરવાનો હુકમ આપ્યો, પણ સાથે સાથે ભારપૂર્વક જણાવ્યું, કે મિસરની હદમાં પહોંચતા અગાઉ સંજોગો વશાત પાછા ફરવાનો હુકમ આપું, તો તમારે પાછા ચાલ્યા આવવું. હજરત ઉમર (ર૦ અ) સાહેબની આ તાકીદ જોતાં હજરત ઉમરો (ર૦ અ) સાહેબ ચાર હજારનું લશ્કર લઈને અડધી રાતથીજ રવાના થઈ ગયા. તેઓ મિસરની હદમાં ઉતાવળે ઉતાવળે દાખલ થઈ ગયા. તેવામાં હજરત ઉમર (ર૦ અ) સાહેબનો હુકમ મળ્યો, કે પાછા ચાલ્યા આવો. હજરત ઉમરો (ર૦ અ) સાહેબે વળતો જવાબ મોકલ્યો, કે હવે અમો મિસરની હદમાં દાખલ થઇ ગયા છે. માટે આપની શરત મુજબ અમારાથી પાછું આવી શકાય નહિ.

ઈસ્લામી લશ્કરે લગાતાર બે કિલ્લા સર કર્યા, પણ સાત મહિના વીતી ગયા, છતાં સારૂં પરિણામ આવ્યું નહિ, હજરત ઉમરો (ર૦ અ) સાહેબે બીજા દસ હજાર લશ્કરની માગણી કરી, જેથી હજરત ઉમર (ર૦ અ) સાહેબે તેટલું લશ્કર મોકલી આપ્યું. એક દિવસ હજરત ઝોબયર (ર૦અ) સાહેબ ઘણીજ વીરતા દર્શાવી સીડી મૂકીને કિલ્લા ઉપર ચઢી ગયા. બીજા અમુક સહાબાઓને પણ આ પ્રમાણે કિલ્લા ઉપર ચઢાવી દીધા, પછી એવા બુલંદ અવાજથી અલ્લાહો અકબરની ગર્જના કરી, કે દુશ્મનોના સાંધા ગગડી ગયા. અને તેઓ કિલ્લાનો દરવાજો છોડી નાસી ગયા.

## દુશ્મનો સાથે બેસીને ખાય છે.

પુરાતન સમયે લડાઈમાં બંને પક્ષ જ્યારે લડતા હોય, ત્યારે તેઓ એક બીજાના જીવલેણ શત્રુ તરીકે લડતા હતા, પરંતુ જ્યારે લડાઈ બંધ થાય, ત્યારે તેઓ મિત્ર તરીકે સાથે બેસીને ખાતા હતા, તે પ્રમાણે લડાઈનો સમય પૂર્ણ થતાં ખ્રિસ્તીઓએ મિસરની લડાઇ વખતે મુસલમાનોને ખાવાનું આમંત્રણ આપ્યું. હજરત ઉમરો (ર૦ અ) સાહેબ પોતાના સર્વ સરદારોને લઈને ત્યાં ખાવા ગયા. ખ્રિસ્તીઓએ ઘણાજ ઠાઠમાઠથીજ સરભરા કરી. મુસલમાનોએ બીજે દિવસે ખ્રિસ્તીઓને આમંત્રણ આપ્યું. ખાણામાં રોટલી અને શોરબો હાજર કર્યા. ખ્રિસ્તી સરદારોની સાથે સાથે ઇસ્લામી લશ્કર બેઠું હતું. બદ્દુ સિપાઈઓ રોટલી તોડીને શોરબામાં ડુબાવી ડુબાવીને ખાતા હતા. જેથી છાંટા ઉડતા હતા, અને ખ્રિસ્તી સરદારોનાં રેશમી કપડાં ખરાબ થતાં હતાં, પણ ઈસ્લામી લશ્કર તેની જરાએ પરવા રાખતું ન હતું.

બીજે દિવસે ખ્રિસ્તી પાદશાહ મકૂકસે હઝરત ઉમરો (૨૦ અ) તરફ એક એલચી મોકલીને કહેવડાવ્યું, કે તમો થોડા છો અમારૂં બધું લશ્કર આવી પહોંચ્યું છે. તમો નીલ નદીમાં ઘેરાઈ ગયા છો. વળી તમને લાંબો સમય અત્રે થઈ ગયો છે. માટે સુલેહ કરી લો. તમો પાછળથી સુલેહ માગશો, તો કાંઈ બનશે નહિ.

ખ્રિસ્તી એલચી હઝરત ઉમરો (૨૦ અ) સાહેબ પાસે આ પ્રમાણેનું કહેણ લઈને આવ્યો. ત્યારે તેને હઝરત ઉમરોએ બે દિવસ મહેમાન તરીકે રાખ્યો. મકૂકસે અફવા ઉડાવી, કે જુઓ. મુસલમાનો પરદેશી એલચીઓને કતલ કરી નાખે છે. શું તેમના દેશ અને ધર્મમાં એ વ્યાજબી છે? ખ્રિસ્તી એલચી મુસલમાનોના રીતરિવાજથી વાકેફ થાય, તે ખાતરજ હઝરત ઉમરો (૨૦ અ) સાહેબે તેને રોકી રાખ્યો હતો. બે દિવસ પછી તેને રજા આપી અને જવાબ લખી આપ્યો, કે તમો મુસલમાન થાવ, તો અમારા ભાઈ છો. અથવા તો જઝિયહ આપો. જો આ બન્ને શરત કબૂલ નહિં કરો તો છેવટે અલ્લાહ પાકના હુકમ મુજબ અમો જિહાદ કરીશું. તેમાં અલ્લાહપાક જે ચુકાદો આપે, તે ખરો.

## પહાડને હઠાવી નાખનાર મુસલમાન

મકૂકસે પોતાના એલચીને પૂછ્યું, કે મુસલમાનોની કેવી સ્થિતિ છે? એલચીએ કહ્યું, કે મુસલમાન એવી કોમ છે, કે જેને જીવવા કરતાં મોત વધુ પ્યારૂં છે. તેઓ દબદબા કરતાં નરમી અને સાદાઇને વધુ પસંદ કરે છે, દુન્યાની કોઈપણ

વસ્તુ તરફ તેમને પ્રેમ નથી. તેઓ ભોંય ઉપર સૂએ છે, અને સવારી ઉપર બેઠા બેઠા ખાય છે. તેમના સરદાર અને સિપાઈમાં કોઈ જાતનો તફાવત નથી. તેમનામાં કોણ ઉંચું અને કોણ નીચું છે, તેનીતો કાંઇ સમજજ પડતી નથી. નમાઝના વખતે હાથ મોં ધોઈ બંદગીમાં શામેલ ન થતો, હોય, તેવો એક પણ માણસ તેમની કોમમાં નથી. આ સાંભળી મક્કૂકસે પોતાની કોમને સંબોધીને કહ્યું, કે હું કસમ પૂર્વક કહું છું, કે આ સ્વભાવના લોકો કદાચ પર્વત સાથે ટક્કર મારે, તો તેને પણ તેની જગાએથી ખસેડી નાખે, તો આપણો શો હિસાબ ? આ લોકો નીલ નદી આગળ ઘેરાયા છે, ત્યાંસુધી સલાહ કરશે, પણ જો આગળ વધશે, તો પછી તેઓ કદિ સલાહ કરવા રાજી થશે નહિ, માટે આપણને તેમની સાથે સલાહ કરવામાંજ લાભ છે.

## હું એકલો સોને ભારે છું.

મક્કૂકસે પોતા તરફથી અમુક સરદારોને સુલેહ કમીટી માટે નિર્માણ કર્યા. હઝરત ઉમરો (૨૦ અ) સાહેબે દસ મુસલમાનોનું એક ડેપ્યુટેશન બનાવી હઝરત એબાદહબિન સામત (૨૦ અ) સાહેબને તેના પ્રમુખ તરીકે નીમ્યા. તેઓ રંગે છેક કાળા હતા. અને ઘણાજ ઉંચા હતા. મક્કૂકસ તેમને જોઈને ડરી ગયો અને કહેવા લાગ્યો, કે આ કાળા પહાડ જેવા માણસને મારી સામેથી હઠાવો. કોઈ બીજાને વાટાઘાટ કરવા મારી પાસે મોકલો. મુસલમાનોએ કહ્યું, કે એ કાળો માણસજ અમારો પ્રમુખ છે. તે ઇલ્મ અને અક્કલમાં અમારા કરતાં શ્રેષ્ઠ છે, માટે મુસલમાનો તરફથી એજ વાટાઘાટ

કરશે. મકૂકસે કહ્યું, જરા ધીમેથી વાત કરજો. હું તમારી આકૃતિ જોઇને ડરૂં છું. હઝરત એબાદા (ર૦ અ) સાહેબે કહ્યું. કે જે કોમમાંથી હું આવ્યો છું. તેમાં મારા કરતાં વધુ કાળા અને ડરામણી આકૃતિના એક હજાર માણસો છે તેમને તમો જુઓ, તો તમારી શી હાલત થાય ? તે લોકો તો જવાન છે, જ્યારે હું તો હવે ઘરડો થવા આવ્યો છું. હું આજે પણ સો દુશ્મનોને પછાડવાની હિંમત રાખું છું. અમારો ખોરાક જિહાદ છે. અમો કોઇપણ સંસારિક કારણસર લડતા નથી. માત્ર ખુદાઈ હુકમસર લડીએ છીએ, અમને નાણાંની કાંઇ પરવા નથી. અમારી પાસે લાખો દિર્હમ હોય, કે એક પણ દિર્હમ ન હોય, છતાં અમારા દિલ ઉપર કાંઇ તેની અસર નથી. અમો સુખદુઃખની બંને હાલતમાં સરખા આનંદી છીએ. અમારૂં શરીર ટકી રહે. તેટલા ખોરાકની અમને જરૂર છે. એક ચાદર અમને પોશાક માટે બસ છે. જો અમારી પાસે લાખો રૂપીઆ હોય, તો તેને અલ્લાહને રસ્તે ખર્ચ કરવામાં અમને ખુશી ઉત્પન્ન થાય છે. દુન્યાની નેઅમતો અમારી આગળ તુચ્છ છે. આખેરત ઉપર અમને સંતોષ છે. ભૂખ મટાડી શકીએ તેટલો માલ અમારી પાસે હોય અને શરીર ઢાંકી શકીએ તેટલો પોશાક અમારી પાસે હોય, તો તેટલા પર સંતોષ રાખી અમારી સર્વ શક્તિ ખુદાની રઝા મંદી પ્રાપ્ત કરવામાં વાપરવી તેવું વચન અમારા રસૂલે કરીમ (સ૦ અ૦ વ) સાહેબે અમારી પાસેથી લીધું છે.

## મહેમાન થએલું કબુતર

આ પ્રમાણે વાટાઘાટ ચાલી રહી હતી. મકૂકસે એક

શહેર મુસલમાનોને આપી દીધું હતું, પરંતુ હજુ ઈસ્કંદ્રિયા ફતેહ થયું ન હતું, તેથી હજરત ઉમર (૨૦ અ) સાહેબે હુકમ મોકલ્યો, કે ઈસ્કિંદ્રિયા ઉપર હુમલો કરી દો. તમારા તંબૂ ઉઠાવી લો. અને મરણીઆ થઈ લડો. આ હૂકમ મુજબ હઝરત ઉમરો (૨૦ અ) સાહેબ તંબુ ઉઠાવવા લાગ્યા. તંબુ હોય તો તેમાં આશરો લેવાય. તંબુ ન હોય, તો મરવા મારવાનો નિર્ણય કરી નિર્ણયાત્મક લડાઈ લડી લેવાય, તેવા હેતુસર તંબુ ઉઠાવવા માંડયા. અત્રે મુસલમાનોની દયા અને માયાળુ સ્વભાવનું એક દૃષ્ટાંત મળી આવે છે. એક તંબૂમાં કબુતરે માળો કર્યો હતો, જેથી હઝરત ઉમરો (૨૦ અ) સાહેબે તે તંબુ ઉઠાવવા ન દીધો. કબુતર આપણું મહેમાન છે, માટે તેને કેમ દુઃખ આપવુ, તેમ ધારી તંબુ ત્યાંને ત્યાં રહેવા દઇ લડાઈ શરૂ કરી. હઝરત ઉમરો (૨૦ અ) સાહેબે પોતાનો ફેંટો ઉતારી ભાલે બાંધ્યો અને તે હઝરત એબાદા (૨૦ અ) સાહેબને આપ્યો. હઝરત એબાદા (૨૦ અ) સાહેબે આપ (સ૦ અ૦ વ) સાહેબનો લાંબી મુદત સુધી સમાગમ સેવ્યો હતો. તેમની પવિત્ર અસરથી મુસલમાનોમાં એવો જોશ આવ્યો, કે દુશ્મનોના સાંધા ગગડી ગયા. અને જોતજોતમાં ઇસ્કંદ્રિયા સર થયું.

## ખલીફાથી કેમ ઉંઘાય ?

હઝરત ઉમર (૨૦ અ) સાહેબને આ ખબર પહોંચતાં સિજદામાં પડી ગયા. ખબર લાવનાર કાસિદને પોતાના મુકામે તેડી લાવી પૂછ્યું, કે તમો મારી પાસે કેમ સીધા ન આવ્યા ? કાસિદે કહ્યું, કે તે વખતે આપ સૂતા હશો. તેમ ધારી હું આવ્યો નહિં. હઝરત ઉમર (૨૦ અ) સાહેબે અફસોસ

પૂર્વક ફર્માવ્યું, કે શું તમને મારા માટે આવોજ વિચાર આવ્યો ? જો હું દિવસે સૂઈ રહું, તો ખિલાફતનો ભાર કેવી રીતે ઉચકી શકું ?

### ફાવે તે ધર્મ પાળો

હઝરત ઉમર (ર૦ અ) સાહેબે આ લડાઈમાં પકડાએલા કેદીઓ માટે હુકમ ફર્માવ્યો, કે જેમને મુસલમાન થવું હોય, તે મુસલમાન થાય, અને જેને પોતાના ધર્મ ઉપર રહેવું હોય, તે રહે. ધર્મની બાબતમાં કોઈ ઉપર બળાત્કાર નથી. હજરત ઉમર (ર૦ અ) સાહેબે જ્યારે કેદીઓને આ હુકમ સંભળાવ્યો, ત્યારે એક જોવા જેવો બનાવ બની રહ્યો હતો. કોઈ કેદી ઇસ્લામ કબુલ કરે, ત્યારે મુસલમાનો અલ્લાહો અકબરની ગર્જના કરતા હતા, અને કોઈ કેદી ઇસ્લામ કબુલ ન કરે, ત્યારે ખ્રિસ્તી સરદારો રાજી થતા હતા ત્યારે મુસલમાનોની આંખમાંથી આંસુ નીકળી પડતાં હતાં, પરંતુ કોઇ પ્રકારનો બળાત્કાર થતો નહતો.

## હઝરત જીબ્રઈલ (અ૦ સ) ઇસ્લામી લશ્કરમાં

ઇસ્લામી લશ્કરને અણીના વખતે અલ્લાહપાકે ફિરિશ્તાઓ મોકલીને ભારે મદદ પહોંચાડી હતી. આપ (સ૦ અ૦ વ) સાહેબે બદરની લડાઈ વખતે અસ્હાબોની ગણતરી કરી, તો માત્ર ત્રણસો દસથી થોડાકજ વધુ માલૂમ પડયા. દુશ્મનો તરફ જોયું, તો હજાર કરતાંએ વધુ માલૂમ પડયા. આપ (સ૦ અ૦ વ) સાહેબ કિબ્લા તરફ મ્હોં કરીને અર્ઝ કરવા લાગ્યા, કે ઇલાહી ! તેં મારી સાથે જે વાયદો કર્યો

છે, તે સંપુર્ણ કર. જો મુઠી જેટલા આ મુસલમાનો ફના થઈ જશે, તો આ દુન્યા ઉપર તારી બંદગી થશે નહિં. આપ (અ૦ સ૦ વ) સાહેબની દુઆ કબૂલ થઈ. હઝરત જીબ્રઈલ (અ૦ સ) સાહેબ લીલા રંગની ઘોડી ઉપર સવાર થઈને પધાર્યા. તેમના હાથમાં બરછી હતી, શરીરે બખ્તર પહેરેલું હતું. તેઓ આપ (સ૦ અ૦ વ) સાહેબની પાસે આવીને ઉભા અને કહેવા લાગ્યા, કે મોહમ્મદ ! અલ્લાહપાકે મને આપની મદદે મોકલ્યો છે. આપ ખૂશ ન થાવ, ત્યાં- સુધી પાછો ન ફરૂં, તેવો હુકમ મને મળ્યો છે. આ લડાઈમાં ઘણા ફરિસ્તાઓ પીળા રંગનો ફેંટો પહેરીને પધાર્યા હતા. હઝરત સહલબિનહનીફ (ર૦ અ) સાહેબ ફર્માવે છે, કે અમો આ લડાઈમાં અમારી તલ્વાર દુશ્મન તરફ કરતા હતા, કે તરતજ દુશ્મનોનાં ધડ શરીરથી જુદાં થઈ જતાં હતાં. હઝ- રત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો દુશ્મનોને કત્લ કરતા હતા, તેમના ઘા અને ફરિશ્તાઓ દુશ્મનોને કત્લ કરતા હતા તેમના ઘામાં ઘણો તફાવત જણાતો હતો. ફરિશ્તાઓના ઘાથી દુશ્મનોની ગરદનો જાણે આગથી બળી ગઈ હોય, તેમ જણાતું હતું. બદરની લડાઇ સિવાય તબૂક, ઓહદ. હોનીન, વગેરે લડાઇઓમાં પણ ફરિશ્તાઓએ મુસલમાનોને મદદ આપી હતી. ફરિશ્તાઓની શક્તિ અગાધ છે. પહાડને ઉથ- લાવી પાડવો તેમને મન એક સાધારણ વાત છે. કુર્આને પાકની આ મતલબની આયત નાઝિલ થઇ, કે દોઝખ ઉપર ઓગણીસ ફરિસ્તા ગોઠવેલા છે. ત્યારે અબૂજહલ અને તેના સા- થીઓ કહેવા લાગ્યા, કે ઓહો ! ઓગણીસ ફરિશ્તાઓને નસાડી મૂકવા તેમાં શું મોટી વાત છે ? અમારી સંખ્યા ઘણી છે. અમો દસ દસ થઇને એકેક ફરિસ્તાને પકડીએ તો પણ બસ

છે. તેના જવાબમાં અલ્લાહપાકે ફર્માવ્યું હતું, કે ફરિશ્તાઓ તમામ જિન્નોઈન્સ જેટલી શક્તિ ધરાવે છે. તેઓ પહાડોને પણ ઉખેડી નાખી શકે છે.

અલ્લાહપાકે સાચા મુસલમાનોની મદદ આ પ્રમાણે કરેલી છે. ચાલુ સમયના મુસલમાનો જો ઈસ્લામ ઉપર પાબંદ હોય, તો અલ્લાહપાક ગયબથી તેમને મદદ આપે, તે નિર્વિવાદ છે. આગલી લડાઈઓમાં હઝરત સહાબાએ કેરામ (ર૦ અ) સાહેબો દુશ્મનો ઉપર કાંકરા ફેંકતા હતા. તેથી દુશ્મનોને છરાના જેટલો માર પડતો હતો. ઈસ્લામની પાબંદીનો આ બધો પ્રતાપ હતો. ચાલુ સમયના મુસલમાનો જો ઇસ્લામના પુરા પાબંદ થાય, તો દરેક દિશામાં તેમની જરૂર ઉન્નતી થાય. હાલના સમયમાં એક કોમ બીજી કોમ ઉપર ઈલ્મ વડે સરસાઇ ભોગવી શકે છે. દુન્યાના ખુણે ખુણે ઈલ્મનું બળ સરસાઈ ભોગવે છે. શારિરિક શક્તિ કરતાં હાલ સાયન્સના ઇલ્મનું બળ સરસાઈ ભોગવે છે, માટે મુસલમાનોએ ચાલુ સમયમાં ઈલ્મરૂપી બળમાં આગળ વધવાનું છે. શારિરિક શક્તિ સાથે સાથે ઇલ્મરૂપી શક્તિ વધારવી જોઇએ. ઈલ્મ એ તો મુસલમાનોનોજ વારસો છે! જ્યારે દુન્યા ઉપર અજ્ઞાનતાનો અંધકાર પ્રસરી રહ્યો હતો, ત્યારે પ્રાચીન મુસલમાનોએ આ દુન્યા ઉપર ઈલ્મનો પ્રકાશ ફેંક્યો હતો. કુર્આને પાક આદિ અનાદિના સર્વ ઈલ્મના ભંડારરૂપ છે, માટે મુસ્લિમ નવજવાનોએ ચાલુ સમયનો ઈલ્મ સંપાદન કરવા કોશિશ કરવી જોઇએ. મુસલમાનો જો આ પ્રકારની કોશિશ ઈસ્લામની સેવા કરવા કરશે, તો અલ્લાહપાકે જેમ પ્રાચીન મુસલમાનોને ગયબથી મદદ આપી હતી, તેમ ચાલુ સમયમાં પણ અલ્લાહપાક મુસલમાનોને ગયબથી મદદ આપશે.

# જન્નતના નવજવાનોના સરદાર કોણ છે?

જન્નતના અમુક નવજવાનોના જીવન ચરિત્રનાં આદર્શ દૃષ્ટાન્તો આ પુસ્તકમાં વાંચ્યા પછી જન્નતી નવજવાનોના સરદારના જીવન ચરિત્રનાં આદર્શ દૃષ્ટાન્તો વાંચવાં ઝરૂરી હોવાથી તે સંબંધી સહેજ ઉલ્લેખ કરવામાં આવે છે. અલ્લાહપાક આ મતલબની આયત શરીફા ફર્માવે છે, કે:–"હે અહલે બયત! તમારા પ્રત્યેથી ગુન્હાઓની નાપાકી મટાડીને તમને ખૂબ પવિત્ર કરવાને અલ્લાહ પાક ચાહે છે." અત્રે અહલે બયતની મહત્તાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અહલે બયતની ઓળખની દલીલો પૈકી એક દલીલ રજુ કરવામાં આવે છે. હઝરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ૦) સાહેબ ચાદર ઓઢીને એક દિવસ ઘરમાં બેઠા હતા. તેવામાં હઝરત ફાતેમહ (ર૦ અ૦) ત્યાં પધાર્યાં. આપ (સ. અ. વ.) સાહેબે તેમને ચાદરમાં લઈ લીધાં. થોડી વારે હજરત અલી (સ૦ અ૦ વ૦) સાહેબ ત્યાં પધાર્યાં. તેમને પણ ચાદરમાં લઈ લીધા. પછી થોડી વારે હજરત હુસનયન (ર૦અ૦) સાહેબો પધાર્યા તેમને પણ ચાદરમાં લઈ લીધા; પછી ઉપર જણાવેલી મતલબની આયત શરીફા પઢયા. અને દુઆ કરી, કે યા અલ્લાહ! આ મારાં અહલે બયત (ઘર વાળાઓ) છે. તેમનાથી નાપાકી દૂર કર અને તેમને તું સંપૂર્ણ પવિત્રતા અર્પણ કર.

## હઝરત હુસયન (ર૦ અ૦) જન્નતી છે.

આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું છે, કે હઝરત હસન અને હુસયન (ર૦ અ૦) સાહેબો જન્નતના નવજવાનોના સરદાર છે" બીજી વખતે ફર્માવ્યું છે, કે "હુસયન મારો છે. અને હું હુસયનનો છું. હે ખુદા! જે હુસયનનો મિત્ર હોય, તેને તું પણ મિત્ર તરીકે સ્વિકાર." ત્રીજી વખતે ફર્માવ્યું છે, કે "જન્નતી આદમી અથવા જન્નતના નવજવાનોના સરદારને જોવાની જેને ઇચ્છા હોય, તેણે હુસયન બિન અલી (ર૦અ૦) ને જોઈ લેવા જોઈએ." હઝરાત હુસનયન (ર૦ અ૦)સાહેબો ખરેખાત જન્નતના નવજવાનોના સરદાર હોવા છતાં તેમણે ઇસ્લામની જે સેવા અદા કરી છે, વળી તેમણે જે સંકટો વેઠયાં છે, તેનું વર્ણન કરવાની શક્તિ તો કોઈ પણ આદમ ઝાતમાં નથી. તેમણે વેઠેલાં સંકટનું વર્ણન કરતાં તો આપણાં હૃદય ફાટી જાય છે. આંખમાંથી ચોધારાં આંસુ વહી જાય છે. તેમના પવિત્ર જીવનમાંથી મુસ્લિમ નવજવાનોને અનેક પ્રકારના ઉત્તમ બોધ મળે છે, તે પૈકી માત્ર થોડાંક આદર્શ દ્રષ્ટાંતોનો સાર ગ્રહણ કરીશું, તો આપણાં અહોભાગ્ય ગણાશે.

## તબ્લીગે ઇસ્લામ કેવી રીતે થાય?

હઝરાત અંબીઆ (અ૦ સ૦) સાહેબોથી લઈને આજ દિન સુધીના તમામ નેક લોકોએ અમ્રબિલ્મઆરૂફ—નેક કામ કરવાનો હુકમ અને નહી અનિલ્મુન્કિર—બુરાં કામથી રોકવાનું કામ અદા કર્યું છે. અલ્લાહપાકે ઉદઓ એલા સબીલે રબ્બેકા બિલ્હિકમતે—વાળા ફર્માનથી આ કાર્ય ઘણી જ ખૂબીપૂર્વક કરવાને જણાવ્યું છે. તબ્લીગે ઇસ્લામ-ઇસ્લામ પ્રચારનું કામ

દરેકે દરેક કરવાને હકદાર છે, પરંતુ તેનામાં તેવી લાયકાત હોવી જોઇએ. દુશ્મન હોય, તે દોસ્ત બને તેવી ઉપદેશ શક્તિ અને હિકમત તેનામાં હોવી જોઇએ. હઝરાત ઇમામ હસનો હુસયન (૨૦અ૦) સાહેબો આ કાર્ય કેવી ખૂબી સર અદા કરતા હતા. તે માત્ર આ એક દૃષ્ટાંત ઉપરથી સમજાશે.

## વુઝુ કરતાં શિખવવાની યુક્તિ

હઝરાત હુસનયન (૨૦ અ૦) સાહેબો મસ્જિદમાં યાદે ઇલાહી કરતા હતા. તેવામાં એક માણસ આવ્યો. તેણે ખોટી રીતે વુઝુ કર્યું. હઝરત ઇમામ હુસયન (૨૦ અ૦) સાહેબને તેની ભૂલ માલુમ પડી. તેમણે વિચાર્યું, કે જો આ માણસને કહીશ, કે તારૂં વુઝુ નથી થયું. તેં ભૂલ કરી છે, તો તેના દિલને ખોટું લાગશે, વળી એક અંજાણ્યો માણસ મારા જેવા બાળકનું કહ્યું માનશે પણ નહિં. જો તેને ટોકવામાં નહિં આવે, તો તેની ભૂલ કેવી રીતે સુધરશે, માટે હવે હિકમતથી કામ લેવું જોઇએ. હજરત ઇમામ હુસયન (૨૦ અ૦) સાહેબે પોતાના મોટાભાઇ હઝરત હસન (૨૦ અ૦) સાહેબને વિનય પૂર્વક પૂછ્યું કે, મોટાભાઇ! આપણા નાના જાન હજરત રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ૦) સાહેબ વુઝુ કેવી રીતે કરતા હતા? આપને યાદ હોય, તો મને કહો જોઇએ. હઝરત ઇમામ હસન (૨૦ અ૦) સાહેબે ફર્માવ્યું, કે હા. મને યાદ છે. જુઓ હું વુઝુ કરી બતાવું છું. તે યાદ રાખો. મોટાભાઇ પાણી લઇને વુઝુ કરવા લાગ્યા અને નાનાભાઇ જોઇ રહ્યા. મોટા ભાઇએ કહ્યું, કે જોયું? આવી રીતે વુઝુ થાય છે. જે માણસે વુઝુમાં ભૂલ કરી હતી. તે ધ્યાનપૂર્વક જોતો હતો તેણે પોતાની ભૂલ સુધારી અને ફરીથી નમાઝ પઢી. પ્રિય વાંચક બંધુઓ!

તમો કોઇની ભૂલ જુઓ, તો તેને નરમીથી તેની ભૂલ સમજાવો. ભૂલ ન સુધારવી એ પણ ખોટું છે, જેથી ઉપલા દૃષ્ટાન્ત અનુસાર સમય સૂચકતાથી કામ લેવું જોઇએ.

## ઇમામ હુસયન (રં૦ અ) ને શું પ્રિય હતું ?

એક ગરીબ માણસ પોતાના અમુક કામસર હઝરત ઈમામ હસન (ર૦ અ) સાહેબની સેવામાં હાજર થયો, તેઓ તે સમયે એઅતેકાફમાં બેઠા હતા, જેથી આ ગરીબ માણસ હઝરત ઈમામ હુસયન (ર૦ અ) સાહેબની સેવામાં હાજર થયો. તેમણે તરતજ તેનું કામ કરી આપ્યું અને ફર્માવ્યું, કે "અલ્લાહપાકનો પ્રેમ સંપાદન કરવાને કોઈનું એક કામ કરવું, તે એક માસના એઅતેકાફ કરતાં પણ મને વધુ પ્રિય છે," હદીસશરીફમાં ફર્માવ્યું છે, કે જે માણસ પોતાના મુસલમાન ભાઈની મદદમાં રહેશે, તેની મદદમાં અલ્લાહપાક રહેશે.

## માબાપના અનુકરણમાં બુખતરસ

હઝરત ઈમામ હસન અને હુસયન (ર૦ અ) એક સાથે બીમાર થયા. આપ (સ૦ અ૦ વ) સાહેબે હઝરત અબૂબક્ર અને ઉમર (ર૦ અ) સાહેબોને સાથે લઈને ખબર જોવાને પધાર્યા. હઝરત ઉમર (ર૦ અ) સાહેબે હઝરત અલી (ક૦ અ૦ વ) સાહેબને કહ્યું, કે બંને સાહેબઝાદા તંદુરસ્ત થઈ જાય, તો હું ત્રણ દિવસ રોઝા રાખીશ. તેવી મન્નત અલ્લાહ પાકથી માનો. હઝરતઅલી (ક૦ અ૦ વ) સાહેબે તે કબૂલ કર્યું. હઝરત ફાતેમહ (ર૦ અ) સાહેબાએ પણ મન્નત માની બીમાર પડેલા બંને સાહેબઝાદાઓએ પણ મન્નત માનવાનું સ્વિકાર્યું. ખુદાપાકે તંદુરસ્તી આપી. આખા ઘરે રોઝા

રાખ્યા. ઘરમાં ખાવાનું ન હતું. શમ્ઉન નામે એક યહુદી પડોશમાં રહેતો હતો. તે ઉનનો વેપાર કરતો હતો. હઝરત અલી (ક૦ અ૦ વ) તેની પાસે ગયા અને કહ્યું, કે મને ઉનની પૂણીઓ આપો. હઝરત રસૂલુલ્લાહ (સ૦ અ૦ વ) નાં સાહબઝાદી તે કાંતશે. યહૂદીએ તે કબુલ કર્યું અને મહેનત પેટે ત્રણ સાઅ જવ આપવાનું ઠેરવ્યું. હઝરત ફાતેમહ (ર૦ અ) સાહેબાએ ત્રીજા ભાગની પૂણીઓ કાંતી. યહૂદીએ એક સાઅ જવ આપ્યા. હઝરત ફાતેમહ (ર૦ અ) સાહેબાએ તે જવ દળીને તેની પાંચ રોટલીઓ બનાવી, હઝરત અલી (ક૦ અ૦ વ) સાહેબ મગરેબની નમાઝ પઢીને ઘેર પધાર્યા. ખાવા માટે બધાં બેસી ગયાં, હજુ ખાવાની તૈયારી કરતાં હતાં, કે તરતજ એક ભિખારીએ આવીને સવાલ કર્યો. હઝરત અલી (ક૦ અ૦ વ) સાહેબ ભિખારીનો સવાલ સાંભળી પોતાના ઘરના માણસોને સંબોધીને કહેવા લાગ્યા, કે "માણસ જેવું કમાશે, તેવુંજ પામશે." એમ કહી પોતાના ભાગની રોટલી ફકીરને આપી દીધી. તે પ્રમાણે ઘરનાં બધાં માણસે પોતપોતાના ભાગની રોટલીઓ આપી દીધી. સર્વે ભુખ્યાંને ભુખ્યાં સૂઈ ગયાં. બીજે દિવસે રોઝો રાખ્યો. હઝરત ફાતેમહ (ર૦ અ) સાહેબે બીજા ભાગની પુણીઓ કાંતી. યહૂદીએ એક સાઅ જવ આપ્યા. હઝરત ફાતેમહ (ર૦ અ) સાહેબાએ તેને દળીને પાંચ રોટલીઓ બનાવી. હવે ખાવા બેઠાં છે, કે તરતજ એક યતીમ--અનાથ બાળક આવીને સવાલ કર્યો. બધી રોટલીઓ તેને આપી દીધી, ત્રીજે દિવસે રોઝો રાખ્યો. મજુરી કરીને જવ આણ્યા. તેની રોટલીઓ બનાવીને ખાવાની અણી ઉપર હતાં, કે એક ફકીરે સવાલ કર્યો, ત્યારે

પણ તેને બધી રોટલીઓ આપી દીધી. અને આખું ઘર ભૂખ્યું રહ્યું. ત્રણ ત્રણ દિવસના રોઝા અને લગાતાર ભુખને માર્ગે હઝરત હસન અને હુસયન (ર૦ અ) સાહેબો જેમ ચકલીનાં બચ્ચાં થરથરી ઉઠે છે, તેમ ભુખથી થરથરી ઉઠયા હતા. હઝરત અલી (ક૦ અ૦ વ) તેમને લઇને હઝરત રસૂલે કરીમ (સ૦ અ૦ વ) સાહેબની પાસે ગયા. આપ (સ૦ અ૦ વ) સાહેબથી તેમના તરફ જોઈ પણ ન શકાયું, પછી હઝરત ફાતેમહ (ર૦ અ) સાહેબ તરફ જોયું, તો તેમની પણ આ સ્થિતિ હતી. આપ (સ૦ અ૦ વ) સાહેબ ગળગળા થઇ ગયા હતા, તેવામાં તો હઝરત જીબ્રઇલ (અ૦ સ) સાહેબ પધાર્યા અને વધાઇ આપી, કે "નબી (સ૦ અ) નાં અહલે બયત પવિત્ર છે, કે જેઓ અલ્લાહ ખાતર ગરીબ, યતીમોને ખાણું ખવડાવે છે." આ દ્રષ્ટાંતથી શિખવાનું છું, કે હઝરત ઇમામ હસનો હુસયન (ર૦ અ૦) સાહેબો માત્ર છ સાત વર્ષના હતા, છતાં માબાપનું અનુકરણ કરતા હતા. હાલતો સાધારણ બાબતોમાં પણ મોટી ઉમ્મરના દિકરા માબાપનું અનુકરણ તો શું પણ માબાપનું અપમાન કરે છે!

## હઝરત હસનયન (ર૦ અ૦) પર કેમ ક્રોધ કર્યો?

હઝરત ઉસ્માન (ર૦ અ૦) સાહેબને બળવાખોરોએ જ્યારે ઘેરી લીધા હતા, ત્યારે તેમનું રક્ષણ કરવાને હજરત-અલી (ક૦ અ૦ વ૦) સાહેબે હઝરત ઇમામ હસનો હુસયન (ર૦ અ૦) સાહેબોને ચોકીદાર તરીકે નીમ્યા હતા. આ બંને સાહેબઝાદા ખુલ્લી તલ્વારે હજરત ઉસ્માન (ર૦ અ૦) સાહેબના મકાનનો પહેરો ભરતા હતા. કોઈને અંદર જવા

દેતા ન હતા. હજારો માણસોનું ટોળું ચઢી આવ્યું હતું, પરંતુ આ બન્ને ભાઈઓએ એવો સજ્જડ મુકાબલો કર્યો, કે અંદર જવાની કોઈની હિમ્મત ન થઈ. છેવટે બળવાખોરો ઘરની પાછળ રહીને અંદર કુદી પડ્યા અને હઝરત ઉસ્માન (ર० અ) સાહેબને શહીદ કર્યા. હઝરત અલી (ક० અ० વ) સાહેબને ખબર પડતાં ઘણા ગુસ્સે થઈ ગયા. હઝરત ઇમામ હસન (ર० અ) સાહેબને એક સજ્જડ તમાચો અને હઝરત હુસયન (ર० અ) સાહેબની છાતીમાં જોરથી મુક્કો માર્યો. આફ્રિન છે, આ સાહેબઝાદાઓને, કે તેઓ નિર્દોષ હતા, છતાં મળેલી સજાબદલ મુખેથી ઉફ સરખુંએ કર્યું નથી.

## ખીર ઢોળી નાખનાર ગુલામને શું કર્યું ?

એક સમયે હઝરત હુસયન (અ० સ) સાહેબે મિત્રોને દાવત આપી. નોકરોએ ખાણું પીરસવાનું શરૂ કર્યું. હઝરત હુસયન (અ. સ.) નો એક ગુલામ ખીરથી પુરેપુરૂં ભરેલું એક પ્યાલું લાવતો હતો. અચાનક ઠોકર લાગવાથી ખીરનું પ્યાલું હાથમાંથી છુટી ગયું. હઝરત હુસયન (અ० સ) સાહેબના મુબારક માથા પર પડ્યું ! તેમનું મોઢું, અને દાઢી ખીરથી ખરડાઈ ગયાં. તેમણે ગુલામ તરફ આંખ ઉઠાવીને જોયું, તો તે થરથર કાંપતો હતો. પેલો ગુલામ ડરનો માર્યો ગભરાઈ તો ગયો, પરંતુ કુર્આન શરીફની આ આયત આયકે આયકે પઢવા લાગ્યો, અલકાઝેમીના વલ્ગયઝા (તેઓ કે જેઓ ક્રોધને પી જાય છે.) હઝરત હુસયન (અ० સ) સાહેબે ફર્માવ્યું, મેં ક્રોધને મારા જીગરમાંથી દૂર કર્યો. તે ગુલામ આયતનો બીજો ભાગ પઢવા લાગ્યો. વલ્આફીના અનિન્નાસે

(જે માણુસ લોકોના ગુન્હાઓ માફ કરે છે.) આટલું સાંભળતાં હઝરતે ફરમાવ્યું, કે મેં તારો ગુન્હો માફ કર્યો. પછી ગુલામે આયતનો બાકીનો ભાગ પુરો કર્યો. વલ્લાહો યોહિબ્બુલ મૉહસેનીન ( અલ્લાહ ભલાઈ કરવાવાળાઓને મિત્ર રાખે છે.) આ સાંભળીને ઈમામ હુસયન (અ૦ સ) સાહેબે ફર્માવ્યું. મેં તને મારી ગુલામીમાંથી આઝાદ કર્યો. અને હું તારાં લુંગડાં લત્તાનો આખી ઉમરનો ખર્ચ આપીશ.

## મારાથી મોટાભાઈ પહેલાં જન્નતમાં કેમ જવાય ?

એક દિવસ હઝરત ઇમામ હસન અને હઝરત ઇમામ હુસયન (૨૦ અ) સાહેબ વચ્ચે સહજ અણુબનાવ થઈ ગયો. લોકોએ હઝરત ઇમામ હસન ( ૨૦ અ ) સાહેબને વિનંતિ કરી કે હજરત ઇમામ હુસયન (૨૦ અ) સાહેબ આપથી ઉમ્મરે મોટા છે, માટે આપ જાવ અને તેમને મનાવી લો. હજરત ઇમામ હુસયન (૨૦ અ) સાહેબે ફર્માવ્યું, કે મારા નાનાજાન હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ) સાહેબ ફર્માવતા હતા, કે બે માણુસ વચ્ચે અણુબનાવ થાય, તે સમયે જે બીજાને પ્રથમ મનાવી લે, તે બીજા કરતાં પહેલાં જન્નતમાં દાખલ થશે. જો હું પ્રથમ મારા મોટાભાઈને મનાવી લઉં, તો હું તેમની અગાઉ જન્નતમાં દાખલ થઈ જાઉં, હું મોટાભાઈ કરતાં પહેલાં જન્નતમાં જાઉં, તે મને છાજતું નથી. હજરત ઈમામ હસન (૨૦ અ) સાહેબને કાને હજરત હુસયન (૨૦અ) સાહેબના આ શબ્દો પડયા. ત્યારે તે દોડી આવ્યા અને ન્હાના ભાઈને ભેટી પડયા. સુબ્હાનલ્લાહ ! જે મુસલમાનો પોતાના મોટા ભાઈની અને વડીલોની આટલી અદબ કરતા હોય, તેમના સંપીલા જીવન વ્યવહારની તો પછી હદજ ક્યાં

હોય ? હદીસ શરીફ ફર્માવે છે, કે જે માણસ ન્હાનાઓ પ્રત્યે માયા રાખતો નથી અને વડિલો પ્રત્યે સન્માન કરતો નથી, તે અમારામાંથી નથી.

## અધધધ ! એક વખતના ખાણાનો બદલો !

હજરત ઈમામ હુસયન (ર૦ અ) અને હજરત અબ્દુલ્લાહ બિનજઅફર (ર૦ અ) સાહેબો હજ કરવા નીકળ્યા. તેઓ રસ્તામાં તરસ્યા થયા. એક ડોસી પાસે પાણી માગ્યું. ડોસીએ પાણી પીવડાવ્યું. અને ખાણું પણ ખવડાવ્યું. જતી વખતે આ બંને સાહેબોએ ડોસીને પોતાનાં નામ આપ્યાં અને કહ્યું, કે કામ પડે, તો અમારી પાસે આવજો. આ ડોસી લાંબા સમયે મદીના શરીફની ગલીઓમાં ભીખ માગતી જણાઇ, હઝરત હસન (ર૦ અ) સાહેબે તેને દીઠી. તેમણે તેને પૂછયું ડોસીમા ! તમો મને ઓળખો છો ? તેણીએ ના કહ્યું. ઇમામ સાહેબે ફરમાવ્યું, તમો મને ઓળખતાં નથી, પરંતુ હું તમને ઓળખું છું. તમોએ અમને ફલાણી જગ્યાએ પાણી આપ્યું હતું. લ્યો. આ હજાર દીનાર અને હજાર બકરીઓ, ચાલો મારા ભાઈ હુસયન (ર૦ અ) સાહેબ પણ તમને ઓળખશે. તે ડોસી હજરત ઇમામ હુસયન (ર૦ અ) સાહેબ પાસે ગઈ. તેમણે પણ એક હજાર દીનાર અને હઝાર બકરીઓ આપી તથા હજરત અબ્દુલ્લાહ બિનજાફર (ર૦ અ) સાહેબ પાસે ડોસીને મોકલી. તેમણે તો બે હઝાર દીનાર અને બે હઝાર બકરીઓ ડોસીને આપી. આ પ્રમાણે એક વખતના ખાણાપીણાનો બદલો ચાર હજાર દીનાર અને ચાર હજાર બકરીઓ આપીને વાળ્યો.

# મુસ્લિમકી મુનાજાત

પર્વરદિગારે આલમ સબસે બુઝુર્ગો બરતર
દોનોં જહાં મેં તેરા કોઈ નહીં હય હમસર
કમ્ઝોરકો તવાના તૂ ચાહે તો બના દે
મુર્દે કો એક દમમેં તૂ ચાહે તો જિલા દે
ફઝલો કરમ હય તેરા દુન્યામેં આમ સબપર
મુસ્લિમ ગરીબ પર ભી એક લુત્ફકી નઝર કર
સાલારે કવમ હમકો ખાલિદસે ફિર અતા કર
હોં નવજવાં હમારે દર્વેશસે દિલાવર

તવહીદકા યેહ જંગલ શેરોંકી અંજુમન હો
હમ્ઝાસા તેગઝન હો હયદરસા સફશિકન હો
આ જાયે ફિર ઝમાના હારૂન રશીદકા સા
ગઝ્ઝાલી જયસે આલિમ ફિર કવમ મેં હોં પયદા
તારિકકા અઝમ દે દે મુસ્લિમકો યા ઈલાહી

હાઈલ ન હો રૂકાવટ રસ્તેમેં ઉસકે કોઈ
મહમૂદ ગઝન્વીકા ફિર જોશ દે દિલોંમેં
ચઢ જાયે જિસ મહમ પર સર કરકે ઉસકો છોડે

અવરંગઝેબ જયસે કસરતસે મુત્તકી હોં
ઓર બૂઅલીસે અબ ભી ફિર હમમેં ફિલસુફી હોં
સાબિત કદમ બના દે હમકો હુસયન જયસા
કિત્ની હો કુછ મુસીબત છોડેં ન તેરા રસ્તા
અબ્દાકે ફિર દિલોં પર હયબત બિઠા હમારી

અઝમત જો ખો ચુકે હયેં ફિર દે જનાબે બારી
ઈસ્લામિયોંકો દે તૂ ફિર દુશ્મનોં પે ગલબા
મહબૂબકા તસદ્દુક આલે નબીકા સદકા
અર્ઝે જરીહ ખસ્તહ યા રબ કુબૂલ કરલે
હય કવમ નીમ મુર્દા ફિર ઉસકો ઝિંદગી દે

# મહાન પેગંબર (સ૦ અ૦ વ૦) નાં પવિત્ર ફરમાન

હઝરત રસુલે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબ ફરમાવે છે કે મારી ઉમ્મતનો જે માણસ ઇસ્લામી હુકમની ચાલિસ હદીસો યાદ કરશે, તેની ગણુતરી આલિમોના વર્ગમાં થશે. તથા તેમને શહીદ લોકોની સાથે ઉઠાડવામાં આવશે. હું કયામતમાં તેની શફાઅત કરીશ અને તેના લાભમાં શાક્ષી આપીશ. જન્નતના જે દરવાજે રહીને જવું હોય, ત્યાં રહીને તું જા. તેમ તેને કહેવામાં આવશે. મગફેરતની નીયતથી જે માણસ ચાલિસ હદીસ લખશે, તેના તમામ ગુન્હા માફ કરવામાં આવશે. મર્યા પછી જે માણસ ચાલિસ હદીસો મૂકી જશે. તે જન્નતમાં મારો મિત્ર થશે.

ચાલુ સમયમાં વઆઝની મજલિસોમાં ખાસ અમુક પ્રકારની બાબતોનાં બયાન એક ધારી રીતે હમેશાં કરવામાં આવે છે. ચાલુ સમયમાં તેને બદલે સંસારિક વ્યવહાર ઉપયોગી બાબતોનાં ઇસ્લામી બયાન કરવામાં આવે, તો આપણા સમાજને ઘણા જ લાભ થવા સંભવ છે. અહાદીસનો ખઝાનો અનેક બોધ વચનોથી ભરપૂર છે. જેમાંથી અત્રે આ પ્રકારનાં બોધ વચન રજુ કરવામાં આવ્યાં છે.

અંદક અંદક બહુમ શવદ બિસ્યાર
દાનહ દાનહ અસ્ત ગલ્લા દર અંબાર

અર્થાત—થોડું થોડું મળીને ઘણું થાય છે. દાણો દાણો મળીને અનાજનો ઢગલો થાય છે.

(૧) એક મુસલમાનના બીજા મુસલમાન ભાઈ પ્રત્યે પાંચ પ્રકારના હક છે. (૧) સલામનો જવાબ આપવો. (૨) બીમારની ખબર લેવી. (૩) જનાઝાની સાથે જવું, (૪) ખાવાની દઆવત કબુલવી, (૫) છીંકનો જવાબ આપવો.

(૨) બે મુસલમાનો જ્યારે તલ્વારવડે એક બીજા સાથે લડે, ત્યારે તે બે પૈકી એકાદનું મરણ થાય; તો મારનાર અને મરનાર બંને દોઝખી છે. લોકોએ મહાન પેગંબરે ખુદા (સ૦ અ૦ વ૦) સાહેબને પૂછયું, કે મારનાર તો દોઝખી થયો, પણ મરનાર શા કારણથી દોઝખી ઠર્યો ? આપ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું, કે તે પોતાના સાથીને મારવાના વિચારસર હથિયાર વડે લડાઇ કરવા ઉતર્યો હતો.

(૩) જે લોકોને ખયાનતની ટેવ પડી જાય છે, તેમના દિલમાં સામાવાળાની ધાસ્તી પેસી જાય છે. જે લોકોમાં વ્યભિચારનો દુર્ગુણ ફેલાઈ જાય છે, તે લોકોમાં મરણ પ્રમાણ વધી જાય છે. જે લોકો તોલ માપમાં કમી કરે છે, તેમની રોઝી બંધ થઈ જાય છે. જે લોકો અયોગ્ય હુકમો આપે છે, તેમનામાં ખૂના મરકી ફેલાઇ જાય છે. જેઓ વચન ભંગ કરે છે, તેમના દુશ્મનોને ખુદા ફતેહ આપે છે.

(૪) ગુન્હેગાર માણસ પોતાના ગુન્હાઓને યાદ કરીને અલ્લાહને પોકારે છે, ત્યારે અલ્લાહને તેનો પોકાર પસંદ પડે છે. તેને પોતાના બંદાઓમાં ઉંચો દરજ્જો આપે છે.

ગુન્હાઓંકો જબ યાદ કરતા હય આસી
તો હાલત બુરી ગમસે હોતી હય દિલકી
નિકલતીહય બસ કલ્બસે ઉસ્કે એક આહ
વો કેહતા હય અલ્લાહ, અલ્લાહ, અલ્લાહ
ખુદા કો પસંદ આતી હય ઉસ્કી આવાઝ
ઉસે અપ્ને બંદોમેં કરતા હય મુમતાઝ

(૫) કોઈ માણસનું એવું વર્ણન કરવું, કે તે સાંભળવાથી તેનું મન દુભાય, જો તે વર્ણન સાચું હોય, તો તે નિંદા ગણાય છે. અને તે બ્યાન સત્ય ન હોય, તો તે તહોમત ગણાય છે.

કિસી શખ્સકા ઝિક્ર જબ ઈસ તર્હ હો
કે સુન લે તો તકલિફ હો ઉસ્કે દિલકો
અગર હોગા વોહ ઝિક્ર બિલ્કુલહી સચ્ચા
તો ગીબત ઉસી ઝિક્રકા નામ હોગા
અગર તઝકેરોંમેં ન હોગી સદાકત
તો કેહલાયગા ફીર વોહ બોહતાનો તોહમત

(૬) તમો જ્યારે કોઈપણ કામનો આરંભ કરો, ત્યારે તમારા દિલમાં કોઈ પ્રકારનો સંકોચ ઉત્પન્ન થાય, તો તે કામથી દૂર રહેજો.

આગાઝ કરો જો કામ ઓર દિલમેં અગર
ખત્રા પયદા હો તો કરો ઉસ્મે હજર

(૭) સપુત છોકરો પોતાના માબાપ તરફ પ્રેમ ભાવથી જુએ છે, ત્યારે તેની દરેક નજરના બદલામાં એક હજનો સવાબ તેને મળે છે.

નેક ખૂ લડકા કોઇ માબાપ પર
ડાલતા હય જબ મહોબ્બતકી નજર
તો ઉસે હર મર્તબાકી દીદકા
અજ્ર એક હજકા દેતા હય ખુદા

(૮) માલદાર યતીમના વાલીએ યાદ રાખવું, કે તેની મિલ્કતને વેપારમાં રોકવી જોઇએ. ધંધામાં રોક્યા સિવાય ઝકાત આપવામાંજ તે પુરી થઇ જાય તેમ ન થવું જોઇએ.

(૯) અલ્લાહ બગાસાને પસંદ કરતો નથી. છીંક ખાનાર માણસ અલ્લાહની તારીફ કરે છે. ખુદા તારી ઉપર રહમ કરે, તેવું છીંક સાંભળનાર માણસે (યર્હમોકોમુલ્લાહ) કહેવું જોઇએ. બગાસું એ શયતાની હરકત છે. નમાઝમાં કોઇને બગાસું આવે ત્યારે મોં ખોલી હા, હા એમ કરવું નહિ, કારણકે તેથી શયતાન હસે છે. બગાસાનો રમુઝી દાખલો નીચે પ્રમાણે છે, એક મદ્રસામાં એક છોકરાએ બગાસું ખાધું. ઉસ્તાદને બગાસા પ્રત્યે તિરસ્કાર હતો, પરંતુ તેમનો સ્વભાવ માયાળુ હતો, તેથી તેમણે બીજા છોકરાઓને સંબોધીને પુછયું, કે તમોએ મગર દીઠો છે? છોકરાઓએ ના કહ્યું, ઉસ્તાદે પેલા છોકરા તરફ આંગળી ચીંધી કહ્યું, કે મેં હમણાં જોયો હતો. મતલબ કે બગાસું ખાવાને મ્હોં ફાડેલા મગર સાથે સરખાવવામાં આવે છે.

(૯) સાચા ઉલ્માઓ સાથે નાહક મુકાબલો કરવા તથા અજ્ઞાન લોકો સાથે લડવા જઘડવાના ઇરાદાસર જે માણસ ઇલ્મ પ્રાપ્ત કરે અને આ રસ્તે લોકોને પોતાના તરફ આકર્ષે તે દોઝખી છે.

૧૦—કમજોરને મદદ કરવી, માબાપ સાથે સારું વર્તન રાખવું, નોકરો ઉપર ઉપકાર કરવો. એ ત્રણ ગુણવાળા માણસ ઉપર ખુદાનો છાયો ફેલાશે અને તે જન્નતમાં દાખલ થશે.

૧૧—ઇમાનદાર માણસ આનંદિત હોય છે. ત્યારે ખુદાનો ઉપકાર માને છે. તે સંકટ સમયે ધીરજ રૂપી હથિયાર ધારણ કરે છે.

શુક્ર દર નેઅમાઓ સબ્ર અંદર બલા
મી દહદ આઈનએ દિલરા જિલા

અર્થાત—નેઅમતોમાં અલ્લાહનો ઉપકાર અને સંકટ સમયે ધીરજ દિલ રૂપી દર્પણને રોશની આપે છે.

૧૨—આપ (સ૦અ૦વ) સાહેબે ઉત્તમ અને ખરાબ માણસની ઓળખ આપતાં ફર્માવ્યું, કે જે માણસો મોતની પરવા રાખ્યા સિવાય ઘોડા, અથવા ઉંટ ઉપર સવારી કરીને અથવા પગે ચાલીને અલ્લાહના માર્ગમાં કામ કરે, તે ઉત્તમ છે અને જે માણસ અલ્લાહની કિતાબ પઢે, છતાં તેના ઉપર તેની કાંઇ અસર ન થવા પામે, તે ખરાબ માણસ છે.

હરકે ઈલ્મ દારદ વ નબુવદ બર આં
અઝ તરીકે અકલ બાશદ બર કેરાં

અર્થાત—જે માણસ ઈલ્મ જાણવા છતાં તે ઉપર અમલ ન કરતો હોય, તે માણસ અક્કલના માર્ગથી દૂર છે.

૧૩—ઈમાન અને અદેખાઇ એ બે કોઇ પણ માણસમાં એક સાથે રહી શકતાં નથી. અદેખાઇ બે ઈમાનીની નિશાની રૂપ છે. તે દેખીતું છે.

અઝ હસદ અવ્વલ તુ દિલરા પાકદાર
બઆદ અઝાં ખુદરા મોમિન શુમાર
હરકે બર માલે કસાં દારદ હસદ
બૂયે રેહમત બર દિમાગશ કય રસદ

અર્થાત—તું તારા જિગરને અદેખાઇ દૂર કરીને પ્રથમ પવિત્ર કર, પછીથી તું તારી જાતને મુસલમાન સમજજે. જે કોઈ બીજાના માલ પ્રત્યે અદેખાઈ રાખે, તેના ઉપર રહેમત શી રીતે પહોંચે ?

૧૪—સખી માણસ અલ્લાહની પાસે છે, લોકોની પાસે છે, જન્નતની પાસે છે અને આગથી દૂર છે, જ્યારે બખીલ અલ્લાહથી દૂર છે. લોકોથી દૂર છે અને જન્નતથી દૂર છે અને દોઝખની પાસે છે. બખિલ આબિદ કરતાં સખી જાહિલને અલ્લાહ ચાહે છે.

૧૫—કોઈ પણ ઈમાનદાર માણસમાં ખરાબ ચલણ અને કંજુસપણું એ બે દુર્ગુણ દેખાતા નથી. બીજા શબ્દોમાં કહીએ, તો આ બે દુર્ગુણવાળો માણસ ઈમાનદાર નથી.

૧૬—ઈમાનદાર માણસથી ગુન્હો થાય છે, ત્યારે તે કોઇ પર્વતની તળેટીએ બેઠો હોય અને પર્વત તેના ઉપર પડતો હોય, તેવો ભાષ તેને તેના દિલ સાથે થાય છે, પણ બુરા માણસથી ગુન્હો થાય છે, ત્યારે એક માખી નાક ઉપર બેસે અને હાથ હલાવવાથી તે ઉડી જાય, તેટલોજ ભાષ માત્ર તેને તેના ગુન્હા બદલ થાય છે.

૧૭—અદેખાઈથી દૂર રહેજો. લાકડાં અને ઘાસને જેમ આગ ખાઇ જાય છે. તેમ નેકીઓને અદેખાઇ ખાઈ

જાય છે. બીજાની નેઅમતો જોઈને દિલમાં બળવું તથા તેની પડતીની આશા રાખવી તેને અદેખાઈ કહેવામાં આવે છે.

૧૮—કોઈની એબ જોઈ હોય અને તે છુપાવવામાં આવે, તો જીવતી દાટેલી છોકરીને કબરમાંથી કાઢવા જેટલી નેકી ગણાય છે.

અય બિરાદર પર્દએ મર્દુમ મદર
તાન દર્દદ પર્દાઅત શખ્સે દિગર

અર્થાત—હે મિત્ર! તું બીજાના દોષ બહાર ન પાડ, જેથી કોઇ તારા દોષ બહાર પાડશે નહિ.

૧૯—આપ (સ૦અ૦વ) સાહેબે પહેલવાનની ઓળખ આપતાં ફર્માવ્યું, કે જે માણસ ગુસ્સા વખતે પોતાના નીચ નફ્સ ઉપર કાબુ રાખી શકે, તેજ ખરો પહેલવાન છે.

હરકે ખશ્મે ખુદ ફરૂ ખુરદ અય જવાં
બાશદ ઉ અઝ રૂસ્તગારાને જહાં

અર્થાત્— હે જવાન! જે પોતાના ક્રોધને પી જાય છે, તે દુન્યાના પહેલવાનો પૈકી પહેલવાન છે.

૨૦—માણસ જ્યારે સવારમાં ઉઠે છે, ત્યારે શરીરના દરેકે દરેક અવયવ જીભને વિનંતિ કરે છે, કે તું અમારો વિચાર કરીને ખુદાથી ડરજે, કારણકે અમો તારી સાથે છીએ. જો તું સારી રહીશ. તો અમો સારા રહીશું. અને જો તું બગડી તો અમો બગડી જઇશું.

૨૧—સ્ત્રીનો પોશાક પુરુષ પહેરે અથવા પુરુષનો પોષાક સ્ત્રી પહેરે તો તેમના ઉપર ધિક્કાર છે. આપણા ઘરમાં તેમને આપણી પાસે ન આવવા દેશો.

હો જામએ ઝનમેં અગર મર્દ બેવસવાસ
યા ઔરત કોઈ પેહને મર્દોકા લિબાસ
લેઆનત ઉન પર નબીને કી ઔર કહા
આને ન દો ઉન્કો અપ્ને ઘર અપને પાસ

૨૨–જે માણુસ અપશબ્દ બોલ્યા કરે છે, તેનાથી અલ્લાહ નારાજ રહે છે.

જો ઈન્સાન બકતા રહે ગાલિયાં
હય નારાઝ ઉસ્સે ખુદાયે જહાં

૨૩–આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું છે, કે દુન્યા-દારોને સુગમતા પડે, તમારાથી દુન્યામાં સગવડતા ઉત્પન્ન થાય અને સંકટોથી માણસને સલામતી મળે, માટે તમને (મુસલમાનને) દુન્યામાં પેદા કરવામાં આવ્યા છે.

ઈસ લિયે દુન્યામેં તુમ ભેજે ગયે
હો સહુલત એહલે આલમકે લિયે
તુમસે પયદા હો યહાં આસાનિયાં
મુશ્કેલાંસે પાયે આદમી અમાં

૨૪ સ્નેહ કરવો તે મુસલમાનોનું લક્ષણ છે. તેમની ભલાઈ પણ તેમાંજ છે. જે કોઈને ચાહતો નથી. અથવા જેને કોઈ ચાહતું નથી, તેવા માણસને નેકી સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી.

મોમિનોકા શઆર હય ઉલ્ફત
બસ ઉસીમેં હય ઉન્કી ખયરીયત
જો મહોબ્બત કભી નહિં કરતા
યા મહોબ્બત નહિં કિયા જાતા

ઉસ્કી નિસ્બત હય કવલે આં હઝરત
ખયરસે કુછ નહિં ઉસ્સે નિસ્બત

૨૫-જે માણસ પોતાના ભાઈ તરફ પ્રેમ ભાવથી જુએ, તેના ગુનાહ અલ્લાહ માફ કરે છે.

જો અપને ભાઈકો ઉલ્ફતસે દેખે
ખુદા ઉસ્કે મઆસીકો મિટાદે

૨૬-બધા સાપને મારી નાખો, સાપનો જીવ લેતાં ડરે, તે મુસલમાન નથી.

પસંદીદાસ્ત બખ્શાઈશ વ લેકિન
મનેહ બર રેશે ખલ્ક આઝાર મર્હમ
ન દાનિસ્ત આં કે રેહમત કર્દ બર માર
કે આં ઝુલ્મસ્ત બર ફર્ઝંદે આદમ

અર્થાત્-માફ કરવું તે સારૂં છે, પણ સામાન્ય જનતાને દુઃખ પહોંચાડનારને મલમ લગાડીશ નહિં. તેને તો મરવાજ દો, તેથી તેના દુઃખથી લોકો છૂટકારો મેળવશે. સાપ ઉપર દયા રાખનાર એટલુંએ સમજતો નથી, કે આ દયા આદમજાત ઉપર જુલમ કરવા સમાન છે.

૨૭-અમાનતમાં ખયાનત કરનાર, વાત વાતમાં જુઠ બોલનાર, વચન ભંગ કરનાર નાહક લડાઈ કરનાર મુનાફિકની આ ચાર ટેવ છે. જે માણસમાં આ ચાર પૈકી એકાદ ટેવ હોય અને તે ન છોડે, ત્યાં સુધી તે પાકો મુનાફિક છે.

નીસ્ત દર વઅદએ મુનાફિકરા વફા
ઝાં ન બાશદ દર રૂખશ નૂરો સફા

અર્થાત્-મુનાફિક વાયદો પૂરો કરતો નથી. તેથી તેના મુખ ઉપર પ્રકાશ નથી.

૨૮–બીમાર માણુસની ખબર લેવા જાવ, તો ત્યાં કાંઈ ખાશો પીશો નહિ. જો તેમ કરશો, તો તે કામનો લાભ તો તમોએ અહીંઆજ લીધેલો ગણાશે.

જબ ઈઆદતકે વાસ્તે જાવ
ન વહાં કુછ પીઓ ન કુછ ખાવ
વર્ના જો કુછ સવાબ થા ઉસ્કા
લે લિયા બસ તુમ્ને યહીં ગોયા

૨૯–દરેક વાતમાં ઈન્શા અલ્લાહ કહેનારનું ઈમાન પાકું છે.

કામિલ ઈમાન ઉસી બંદેકા હોગા
જો હરેક બાતમેં કહેતા રહે ઈન્શાઅલ્લાહ

૩૦–જેનાથી બધાને શાન્તિ મળે અને જેનાથી કોઈને પોતાના જાનમાલની ધાસ્તી ન હોય. તેજ સાચો મુસલમાન છે.

વોહ મોમિન હય જીસ્સે સબકો હો અમાં
કિસીકો ન હો ખત્રએ માલો જાં

૩૧–ઠઠ્ઠો મશ્કરી કરવાથી મુસલમાનનો મોભ્ભો ઘટી જાય છે, માટે તેનાથી દૂર રહેવું.

તમસ્ખુર મઝાક ઉન્સે બચતે રહો
વિકાર ઉન્સે મોમિનકા હોતા હય ગુમ

૩૨–ગમે તેવા સંકટ વખતે સાચો મુસલમાન રોદણાં રડતો નથી. પરંતુ નજીવા સંકટ વખતે જાણે કમાયત આવી પડી હોય, તેમ કાફેર ગભરાઈ જાય છે.

જમાં પે આયે કિત્ની ભી મુસીબત
કરેગા ન હરગિઝ વોહ કોઈ શિકાયત

જો આ જાયે કાફિર પે મઆસુદી આફત
તો મુઝતર હો ઇત્ના કે આઇ કયામત

૩૩–ફજરની નમાજ વખતે જે માણુસ સૂઇ રહે છે, તેના કાનમાં શયતાન પેશાબ કરે છે.

વકતે નમાઝે સુબ્હ જો સોતા કોઈ રહા
શયતાનને ઉસ્કે કાનમેં પેશાબ કર દિયા

૩૪–ખડખડાટ હસવું, શયતાનની ટેવ છે. અને ધીમેથી હસવું, તે મુસલમાનની ટેવ છે.

લગાના કહકહા શયતાનકી સીરત
તબસ્સુમ મોમિને ઝીશાંકી હય સીરત
રસૂલુલ્લાહકી થી પાક સીરત
તબસ્સુમકે સિવા ન હસ્તેથે હઝરત

૩૫–અહેખાઈ અને ચાપલુસીની ટેવ સારી નથી, પણ ઇલ્મ પ્રાપ્ત કરવામાં આ બંને નિંદ્ય નથી.

નહિં હયેં આદતેં અચ્છી હસદકી ચાપલુસીકી
તલબમેં ઇલ્મકે નહિં મઝમૂમ દોનોં ભી

૩૬–હિકમતને તમો પ્યારી (વસ્તુ) સમજો તમારી ખોવાએલી વસ્તુ સમજો.

હિકમતકો તુમ અઝીઝ સમઝો
ખોઈ હુઈ અપની ચીજ સમઝો

૩૭–જે દુન્યાનો આલિમ હોય અને આખેરતને જાહિલ હોય, તેના પ્રત્યે ખુદાને બુગ્ઝ છે.

ખુદાકો ઉસ ઇન્સાનસે હય બુગ્ઝ કામિલ
જો દુન્યાકા આલિમ હો. ઉકબાકા જાહિલ

૩૮–ઈજા આપનારી વસ્તુ જુઓ, તો તેને મુસલમાનોના રસ્તામાંથી દૂર કરો.

અગર ઈજા દહંદા ચીજ પાઓ
તો મુસલમાનોંકે રાસ્તેસે હટાવો

૩૯–દુન્યા માટે આખેરત તજે નહિં અને આખેરત માટે દુન્યા તજે નહિં તે માણસ સારો છે. ( સંન્યાસની ઈસ્લામમાં મનાઈ છે. )

૪૦–જેના ઉપર ઉપકાર કરવામાં આવે, તેણે ઉપકાર કરનારનો બદલો વાળવો જોઈએ. જો તેમ ન બની શકે, તો છેવટે તેનાં વખાણ પણ કરવાં, કારણ કે જેણે પોતાના ઉપકારીનાં વખાણ કર્યાં. તેણે તેનો આભાર માન્યો છે. જેણે ઉપકારીનો ઉપકાર છુપાવ્યો, તેણે તેનો આભાર ન માન્યો, તેમ ગણાય છે. જે બંદાઓનો આભાર માનતો નથી. તે ખુદાનો આભાર પણ માનતો નથી.

---

## ગમે કવમ

દિલ ભર આયા કવમકી હાલત પરેશાં દેખકર
રો પડે હમ અપની બર્બાદીકે સામાં દેખકર
સવલતે અહલે અરબકી ધૂમથી આફાકમેં
કાંપ જાતેથે ઉન્હેં સામો નરીમાં દેખકર
દફતરે ઈબ્રત હુયેં યેહ લાહોરો દેહલીકે ખંડર
સિખ કુછ અય દિલ યેહ અવરાકે પરેશાં દેખકર
કાશ ! અયસી હો યહાયક કવમકી હાલત દુરસ્ત
જયસે જાગ ઉઠે કોઈ ખાબે પરેશાં દેખકર

નયરંગ

# શરીરના દરેક અવયવથી થતા ગુન્હા અને તેનો બચાવ

જો ફુટતી જવાનીમાં માણસ ગુન્હાથી બચે, તો મોટી ઉંમરે તેનું જીવન પવિત્ર બની જવાનો સંભવ છે. આપ ( સ૦ અ૦ વ ) સાહેબે ફર્માવ્યું, છે કે માણસ જ્યારે ગુન્હો કરે છે, ત્યારે તેના દિલ ઉપર કાળો ડાઘ પડી જાય છે. જો તે આ ગુન્હાની તોબાહ ન કરે, તો તે કાળાશ વધતાં વધતાં તેનું આખું દિલ કાળું થઈ જાય છે. આખરે તે માણસ સાચી વાત સાંભળવા જેટલી લાયકાત ધરાવતો નથી. આ કારણથી શરીરના દરેકે દરેક અવયવથી કયા કયા ગુન્હા થાય છે, તેનો અત્રે સહેજ ઉલ્લેખ કરીને તેવા ગુન્હાઓથી બચવાને નવજવાનોને અપીલ કરીએ છીએ. નમાઝ એ મુસ્લિમ જીવનનું ચિન્હ છે, જેથી નમાઝ ન પઢવાથી શું નુકસાન છે, તે જણાવીને મુખ્ય વિષયનો ઉલ્લેખ કરીશું.

નમાઝ ન પઢવાથી પંદર પ્રકારનાં નુકસાન થાય છે. તે પૈકી છ પ્રકારનાં નુકસાન દુનિયામાં ભોગવવાં પડે છે. દુન્યાનાં નુકસાન—૧—નમાઝ ન પઢનાર માણસની ઉંમર

ની બરકત જતી રહે છે.–૨–તેના ચહેરા ઉપરથી નેક લોકોનું ચિહ્ન જતું રહે છે.–૩–તે બીજાં કામના ફળથી પણ કમનસીબ રહે છે.–૪–તેની દુઆ કબુલ થતી નથી. –૫–દુન્યાના લોકો તેની સાથે અદાવત રાખતા થઈ જાય છે.–૬–નેક લોકો દુઆ કરે, છતાં તેનો લાભ તેને મળતો નથી. મોત વખતનાં નુકસાન—૧. બે નમાઝી બે આબરૂ થઈને મરે છે. ૨. ભૂખ્યો મરે છે. ગમે તેટલું ખાધું હોય છતાં તેની ભૂખ મટતી નથી. ૩. તરસ્યો મરે છે. આખી દુન્યાનું પાણી તેને પીવડાવે છતાં તેની તરસ છીપતી નથી. કબરનાં દુઃખ (૧) તેની પાંસળીઓ કચડાઈ જાય, તેટલા ઝોરથી કબર તેને ભીંસે છે. (૨) કડક આગ નાંખવામાં આવે છે. ૩. એક ભયંકર અજગર તેને ડસે છે. તેની વેદનાથી તે જમીનમાં સિત્તેર સિત્તર ગજ ઘૂસી જાય છે. આ પ્રમાણે કયામત સુધી જ ચાલુ રહે છે. કબરમાંથી નીકળતી વખતનાં દુઃખ (૧) તેને જહન્નમાં ફેંકી દેવામાં આવે છે (૨) હિસાબ તપાસતી વખતે અલ્લાહ પાક તેના તરફ ગુસ્સાની નજરે જોશે. તેથી તેના શરીરનું માંસ ખરી પડશે. ૩, તે દોઝખી હોવાનો હુકમ અલ્લાહપાક તેને આપશે.

## — માથાને લગતી બાબતો —

૧ માથાના બાલ વીખરાએલા રાખવા, તે શયતાની કામ છે. નામોહરિમ મર્દની નજરે ન પડે, તે ખાતર સ્ત્રીઓએ પોતાના ઉતરેલા વાળ દફન કરી દેવા જોઇએ.

૨ રૂકુઅ લગભગ જુકીને સલામ કરવાની મનાઈ છે.

૩ સૂવાના ચાર પ્રકાર છે. ચતાપાટ સુવાનો પ્રકાર

હઝરાત અંબીઆ (અ૦ સ૦) સાહેબોનો રિવાજ છે. ૨ જમણા પડખે સૂવું, તે આલેમોનો રિવાજ છે. ૩ પાદશાહ અને અમીર વર્ગના બહુ ખાનાર માણસો ડાબે પડખે સૂએ છે, ત્યારે તેમનું ખાધેલું હઝમ થાય છે. ૪ ઉંધે માથે સૂવું, તે શયતાનનો રિવાજ છે.

૪ પહેરેલા કપડાના પાલવથી મ્હોં લુછવું, બેઠાં બેઠાં ફેંટો બાંધવો, સવાર થતાં સુધી સૂઇ રહેવું. નહાવાની જરૂર હોય, છતાં ગુસ્લ ન કરે અથવા મ્હોં ધોયા વગર અને કોગળો કર્યા વગર ખાવું, પીવું, તૂટેલી કાંસકીથી કંગાઇ કરવી વગેરે વગેરે બાબતોથી રોઝીમાં ઘટાડો થાય છે. ઇશરાકની નમા સતત જારી રાખવાથી અને હસ્તે ચહેરે રહેવાથી રોઝીમાં વધારો થાય છે.

૫ મકાન અથવા ખુલ્લી જગામાં પેશાબ પાખાના વખતે કિબ્લા તરફ મ્હોં અથવા પીઠ કરીને બેસવાથી ગુન્હો થાય છે. પાણીથી ઇસ્તંજો કરવા જેટલો વખત બેસવું, તે પણ અદબથી વિરૂદ્ધ છે.

## આંખને લગતી બાબતો

૬—ચાંદી સોનાની સળી અથવા સુરમાદાનીથી સ્ત્રી પુરુષોએ સુરમો લગાવવો તે ગુન્હો છે.

૫—શોભા ખાતરપુરુષોએ આંખમાં કાજળ લગાવવું તે ગુન્હો છે.

૬—કોઇ નામેહરિમ સ્ત્રી ઉપર અચાનક નજર પડયા, પછી ઘોરી ઘોરીને જોવાથી ગુન્હો થાય છે.

૭—ધરતી અલ્લાહપાક પાસે ત્રણ વખત ફર્યાદ કરે છે. —૧— વ્યભિચારી ગુસ્લ કરે છે અને (૨) કોઇનું નાહક

ખૂન ધરતી ઉપર રેડવામાં આવે છે અને સવાર થયા પછી પણ કોઇ સુઇ રહે છે, ત્યારે ધરતી અલ્લાહપાક પાસે ફર્યાદ કરે છે.

## નાકને લગતી બાબતો

૮–ખાણું ઠંડુ કરીને ખાઓ, ગરમ ગરમ ખાણું ખાવામાં બરકત નથી, પશુઓની માફક સુંઘી સુંઘી ને ખાવું નહિ. તેમજ ખાવા પીવાની વસ્તુઓને ફુંકો મારવી નહિં, તેમજ ખાવા પીવાનાં વાસણ ઉપર શ્વાસ નાખવો નહિં, (બોસ્તાનુલ્આરેફીન).

## કાનને લગતી બાબતો

૯–બેતરફી વાતો કરનારની હાલત ક્યામતમાં ઘણીજ ખરાબ થશે. કોઇની વાત છાની રીતે સાંભળીને બીજાઓને જાહેર કરશે તે જન્નતમાં દાખલ થાય નહિં.

## હોઠ

૧૦–દાઢી મુંડાવવી અને મૂંછો વધારવી તે ગુન્હો છે. મૂંછો કતરાવવી તે હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહની સુન્નત છે.

૧૧–આલિમ અને પરહેઝગાર માણસ તથા દીનદાર હાકિમ અને ન્યાયી પાદશાહના હાથને ચૂંબન કરવું જોઇએ

૧૨–સોના અને ચાંદીનું કોઈપણ વાસણ સ્ત્રી પુરૂષોએ પોતાના વપરાશમાં ન લેવું જોઈએ.

## ચહેરાને લગતી બાબતો

૧૩–તમારામાંના કોઇને મારો, ત્યારે ચહેરા ઉપર ન મારવું.

## મ્હોંને લગતી બાબત

૧૪–પરહેઝગારી અને સદાચારથી જન્નત મળે છે અને

જીભ તથા શરમની જગ્યાના પ્રતાપે ઘણાખરા દોઝખમાં જાય છે,

૧૫–રોઝા રાખતો હોય, નમાઝ પઢતો હોય અને મનથી સમજતો હોય, કે હું મુસલમાન છું, પરંતુ વાત-વાતમાં જુઠું બોલતો હોય, વાયદાથી ઉલટું ચાલતો હોય અને અમાનતમાં ખ્યાનત–ચોરી કરતો હોય, તો તેને મુનાફિક જાણવો.

૧૬–જુઠાં વખાણ કરનારની ઘટાઇથી અર્શે અઝીમ કંપી ઉઠે છે.

૧૭–કોઇના મોઢા ઉપર તેની તારીફ કરવી ઠીક નથી.

૧૮–હદીસ ફર્માવે છે, કે તારીફ કરનારના મ્હોંમાં ધૂળ નાખો.

૧૯–પોતાનું અથવા પોતાના માબાપનું અથવા સગા વહાલાનું નુકસાન થતું હોય, છતાં ન્યાયને રસ્તે સાક્ષી આપો. તમો જેના ઉપર સાક્ષી આપો, તે માલદાર કે ગરીબ હોય, તેનો વિચાર તમારે ન કરવો. અલ્લાહપાક તમારા કરતાં તેની ભલાઇ બહુ સારી રીતે જાણે છે. લાગણીને વશ થઇને ન્યાય તજો નહિં. અલ્લાહપાક સર્વજ્ઞ છે.

૨૦–ખામોશી શયતાનને નસાડી મૂકે છે. અતિશય હસવાથી દિલ મરી જાય છે, તથા ચહેરાના નૂરનો નાશ થાય છે.

૨૧–કોઇને કડવું લાગે, છતાં સાચી વાત કહેવી જોઇએ.

૨૨–મુર્ખ માણુસ ખડખડ હસે છે.

૨૩–દિવસના પ્રથમ ભાગમાં સૂઇ રહેવું તે મૂર્ખતા છે. દિવસના મધ્યભાગે સુવું તે ઠીક છે, અને દિવસના

પાછલા ભાગમાં સુવું, તે અજ્ઞાનતા છે. જરૂરી કામ સર રાત્રે ઉજાગરો કર્યા સિવાય સવારમાં સૂઈ રહેવું, તે એક પ્રકારની મૂર્ખતા છે. (ફકીહ અબુલ્લયસ ર૦ અ)

૨૪—એક જવાનને હસતો દેખીને હઝરત હસન બસ્રી (ર૦અ) સાહેબે પૂછ્યું, કે શું તેં પૂલસિરાત પાર કર્યો છે? ફરી પૂછ્યું, કે તું જન્નતી કે દોઝખી છે, તેની તને ખબર પડી ગઈ છે? પેલા જવાને આ બંને સવાલનો જવાબ નકારમાં આપ્યો. હજરત હસન બસ્રી (ર૦ અ) સાહેબે તેને કહ્યું, કે ત્યારે તું શી ખૂશી ઉપર હસ્યા કરે છે?

૨૫—ખડખડાટ હસવાથી આઠ પ્રકારનાં નુકસાન થાય છે. ૧. આલિમો અને અક્કલમંદ લોકો ખડખડાટ હસનારની ટીકા કરશે. ૨. મૂર્ખ લોકો તમારી સામે થઈ જશે. ૩. જો તમો મૂર્ખ હશો, તો તમારી મૂર્ખતામાં વધારો થશે. અને જો તમો આલિમ હશો, તો તમારો ઇલ્મ ઘટી જશે. ૪. તમો તમારા પાછલા ગુન્હા ભુલી જશો, જે ખરેખર નુકસાનકારક છે. ૫. દિલ સખ્ત થઈ જશે. અને ભવિષ્યમાં ગુન્હા કરવાની હિંમત થશે. ૬. મોતને ભુલી જશો. ૭. તમારા ખડખડાટ હસવાથી બીજો માણુસ ખડખડાટ હસશે, તો તેનો બોજ તમારે શિર આવશે. ૮. આખેરતમાં ધ્રૂસકે ને ધ્રૂસકે રડવું પડશે. (તન્બીહુલ્ગાફેલીન)

૨૬—વગર જરૂરતે વાત વાતમાં અલ્લાહપાકની કસમ ખાવાથી તે પાકનામનું અપમાન થાય છે.

૨૭—છોકરાએ પોતાના બાપનું અને સ્ત્રીએ પોતાના ધણિનું નામ લઈને બોલાવવું કે પોકારવું ન જોઇએ. અમુક

માનવાચક શબ્દથી સંબોધીને બોલાવવું જોઇએ. (દુર્રે મુખ્તાર. શામી)

૨૭—હદીસ શરીફ ફર્માવે છે કે, ગૂમ થએલી વસ્તુની તપાસ કોઈ મોટા અવાજથી મસ્જિદમાં કરતો હોય, તો તેને કહી દો કે ખુદા તને તારી વસ્તુ પાછી ન મેળવી આપે તો સારૂં, કારણકે મસ્જીદ આવા કામ માટે બનાવી નથી. (મિશ્કાત શરીફ)

૨૮—લસણ અને કાચી ડુંગળી ખાઈને મસ્જિદમાં ન જવું જોઈએ, કારણકે તેથી ફરિશ્તાઓને તકલીફ પહોંચે છે. જો આ વસ્તુઓ ખાવી હોય, તો રાંધીને તેની બદબો દુર કરવી જોઇએ. (મિશ્કાત શરીફ)

૨૮—કોઇની હરામ આવક વધુ હોય અથવા હલાલ અને હરામ આવક બરાબર પ્રમાણમાં હોય તો તેવા માણસનું ખાણું ખાવું હરામ છે. (મિશ્કાત શરીફ)

૨૯—જે શરીરનો ખોરાક હરામ હશે, તે જન્નતમાં જશે નહિં અને જે દસ દિરમના કપડામાંથી એક દિરમ પણ હરામનો હશે. તે કપડું પહેરીને પઢેલી નમાઝ કબુલ થશે નહિં. (મિશ્કાત શરીફ)

૩૦—કિબ્લા તરફ થુંકવાથી ગુન્હો થાય છે.

૩૧—થુંકવું હોય તો, ડાબી તરફ થુંકવું જોઇએ. હઝરત અબૂબક્ર (૨૦ અ) સાહેબ ઈસ્લામ ધારણ કર્યા બાદ કદિપણ જમણી તરફ થુંક્યા નથી. (મિશ્કાત શરીફ)

૩૨—કુટુંબી માણસો પ્રત્યે સારો વિવેક કરવાથી ઉમ્મરમાં વધારો થાય છે. (દુર્રે મુખ્તાર)

૩૩—મુસલમાન ભાઇ પ્રત્યે ત્રણ દિવસથી વધુ વખત અદાવત રાખીને વાતચીત ન કરે, તો તે ગુન્હો છે. (મિશ્કાત શરીફ)

૩૪—વુઝુમાં દાતણ કરવાની તાકીદ ફરમાવેલી છે.

૩૫—પીલવા અને ઝયતુનનું દાતણ શ્રેષ્ટ છે. ઝયતુન બરકતી ઝાડ છે, તેમ કુર્આને પાકમાં ફર્માવ્યું છે. અંબીઆ (અ૦ સ૦) ઝયતુનનું દાતણ કરતા હતા.

૩૬—દાતણ કરવાથી આંખનું તેજ વધે છે. ખાણું હજમ થાય છે. જઠરની શક્તિ વધે છે બલ્ગમ દુર થાય છે દાતણ કરવામાં ૩૯ લાભ છે. તે પૈકી નાનામાં નાનો લાભ તો એ છે કે મ્હોંની દુર્ગંધ દૂર થાય છે અને મોટામાં મોટો લાભ એ છે કે, મરતી વખતે કલ્મા શરીફ યાદ આવી જાય છે. મોત સિવાયની તમામ બિમારીઓનો ઇલાજ દાતણ કરવું તે છે. (દુર્રે મુખ્તાર, શામી)

૩૭-નિશો ચઢે, તેટલા પ્રમાણમાં અફીણ ખાવું નાદુરસ્ત છે, અફીણનો કસુંબો પીવો તે હરામ છે (દુર્રે મુખ્તાર)

## —જડબાં અને દાઢીને લગતી બાબતો—

૩૮—એક મૂઠીથી વધુ દાઢી હોય, તે કાતરવી ઠીક છે. આખી દાઢી મુંડાવવી કે કાતરવી તે યહૂદીઓનો રિવાજ છે. (દુર્રે મુખ્તાર)

૩૯—ડરામણા દેખાવની દાઢી રાખવાની મનાઈ છે. એક મુઠીથી વધુ મોટી દાઢી રાખવી તે અક્કલની કચાશ છે.

## —હાથને લગતી બાબતો—

૪૦—ચાલિસથી વધુ દિવસ સુધી બગલના વાળ રહેવા

દેવાથી ગુન્હો થાય છે. અઠવાડિએ અઠવાડિએ સાફ કરવા જોઇએ. (આલમગીરી)

૪૧—જેના હાથ અને જીભથી મુસલમાનોને ચેન મળે, તે પાકો અને સાચો મુસલમાન છે.

૪૨—આપ (સ૦ અ૦ વ) સાહેબે સહાબાએ કેરામને પૂછયું કે, ગરીબ કોણ કહેવાય? સહાબાએ કેરામે જવાબ આપ્યો કે જેની પાસે ધન માલમતા ન હોય, તે ગરીબ કહેવાય. આપ (સ૦ અ૦ વ) સાહેબે ફર્માવ્યું કે, મારી ઉમ્મતનો માણસ નમાઝ, રોઝા વગેરે સર્વ નેકીઓ લઇને કયામતને દિવસે આવે, પણ તેણે કોઇને ગાળ દીધી હોય, કોઇના ઉપર હરામ કામનું તહોમત મૂકયું હોય, કોઇનો નાહક માલ ખાધો હોય, કોઇનું ખૂન કર્યું હોય. કોઇને માર્યો હોય. આ પ્રમાણેના જુલ્મને પ્રતાપે તેની નેકીઓ મઝલૂમોને વહેંચી આપવામાં આવશે અને તેમની બુરાઇઓ તેના ઉપર નાખવામાં આવશે, પરિણામે તેને દોઝખમાં ધકેલવામાં આવશે. આ ખરો ગરીબ છે. (મિશ્કાત શરીફ)

૪૩—ખરા કારણ સિવાય જાનવરને મારવું પીટવું તે ઝુલ્મ છે. જાનવર પર ઝુલ્મ કરવો, તે કોઇ બિનમુસ્લિમ પર ઝુલમ કરવા કરતાં પણ સખત છે.

૪૪—બિનમુસ્લિમ પર ઝુલ્મ કરવો, તે ખાસ કરીને મુસ્લિમ પર જુલ્મ કરવા કરતાં પણ વધુ ખરાબ છે. કયામતને દિવસે મઝલુમની બુરાઇઓ ઝાલિમ ઉપર નાખવામાં આવશે, ત્યારે બિન મુસ્લિમ તેના ઝાલિમ પ્રત્યે સખ્તાઇથી માગણી કરશે. (દુર્રે મુખ્તાર, શામી)

૪૫—હદીસ શરીફ ફર્માવે છે કે, અલ્લાહ સિવાય જેનો કોઈ મદદગાર નથી, તેના ઉપર જુલ્મ કરનારને સખ્ત અઝાબ થશે. (જાનવરની આ સ્થિતિ છે. દુર્રે મુખ્તાર શામી જિલ્દ–૫ પૃ. ૨૬૬)

૪૬—ઉપકાર કરીને કહી બતાવવાથી ઉપકાર અને તેનું ફળ બર્બાદ થાય છે.

૪૭—ઉપકાર કરીને તે કહી બતાવનાર ઉપર અલ્લાહ પાક કયામતને દિવસે રહમતની નજર કરશે નહિં. આવો માણસ જન્નતમાં જઈ શકશે નહિં. (તફસીર ઇબ્ને કસીર)

૪૮—શનીવારે નખ કપાવવાથી બીમારી મટે છે અને તંદુરસ્તી મળે છે. રવિવારે કપાવવાથી ગરીબી દૂર થઇને માલદારી આવે છે, સોમવારે કપાવવાથી ગાંડપણ દૂર થાય છે અને તંદુરસ્તી મળે છે. મંગળવારે કપાવવાથી બીમારી મટે છે. બુધવારે કપાવવાથી ભ્રાંતિ અને ડર દૂર થાય છે અને તંદુરસ્તી તથા શાન્તિ પ્રાપ્ત થાય છે. જુમેરાતે કપાવવાથી કોઢ મટે છે. જુમ્માને દિવસે નખ કપાવવાથી રહમત પ્રાપ્ત થાય છે અને ગુનાહ દૂર થાય છે. (શામી જિ. ૫. પૃ. ૨૬૮)

૪૯—નખ વધારે લાંબા થવા દેવાથી રોજીમાં ઘટાડો થાય છે. (આલમગીરી)

૫૦—ડાબે હાથે ખાવાપીવાનો શયતાની રિવાજ છે ખાતાં ખાતાં હાથમાંથી નવાલો પડી જાય, તો તેને જે કાંઈ (કચરો) વળગ્યો હોય, તે દૂર કરીને ખાવું જોઇએ. શયતાન માટે તે નવાલો રહેવા દેવો ન જોઇએ. ખાણાની

બરકત કયા ભાગમાં હોય છે, તેની ખબર હોતી નથી, માટે ખાધા પછી આંગળીઓ તથા પ્યાલું ચાટવાં જોઈએ. (મિશ્કાત શરીફ)

૫૧—રસૂલે ખુદા (સ૦ અ) સાહેબને દૂધીનું લાવણુ ઘણું પસંદ હતું.

## છાતી અને પીઠ સંબંધી

૫૨—માત્ર સુરવાલ પહેરે અને કોઈ બીજું વસ્ત્ર પહેર્યા કે ઓઢયા સિવાય જે માણસ રસ્તામાં ફર્યા કરતો હોય તે માણસની સાક્ષી શરીઅતે માન્ય રાખી નથી (ફતાવા કાઝીખાન)

૫૩—બે અથવા વધુમાં વધુ અઢી વરસ ઉપરાંત કોઈ પણ બાળકને માનું દૂધ પીવડાવવું ન જોઇએ. (શામી)

૫૪—સ્ત્રીએ ધણિની મંજૂરી સિવાય કોઈ બાળકને પોતાનું દૂધ ન પીવડાવવું ન જોઇએ, છતાં બાળકનો જીવ જવાનો સંભવ હોય; તો મંજૂરી સિવાય દૂધ પીવાડવામાં વાંધો નથી. (કાઝીખાન)

## —દિલ સંબંધી કેટલીક બાબતો—

૫૫—બુરા બાત્રાને બુરા જાણીને તેને અકીદાથી પણ ખોટા સમજવા તથા અલ્લાહનો ડર રાખીને જીભે પણ ન લાવવા તેનું નામ ઇમાન છે.

૫૬—નીયત એવી વસ્તુ છે કે, સર્વ કામ તેનાથી બગડે છે અને સુધરે છે. (મિશ્કાત શરીફ)

૫૭—જેનો પડોશી ભૂખ્યો રહે, તે પૂરો મુસલમાન નથી અલ્લાહતઆલાએ જેમ રોજી વહેંચી આપી છે. તેમ વિવેક પણ વહેંચી આપ્યો છે.

૫૮—માણસનું દિલ અને જીભ મુસલમાન ન થાય, ત્યાં સુધી તે મુસલમાન નથી. જ્યાં સુધી તે પોતાની લુચ્ચાઈઓથી પડોશીને શાન્તિ ન આપે, ત્યાં સુધી તે પૂરો ઈમાનદાર નથી. મખલુક અલ્લાહપાકના કુટુંબ પરિવાર માફક છે. જે અલ્લાહપાકના કુટુંબ પરિવાર પ્રત્યે કૃપા અને ઉપકાર કરે, તે માણસ અલ્લાહને ઘણો પ્રિય છે. (મિશ્કાત શરીફ)

૫૯—શરમ અને ઈમાનનું જોડું છે. એમાંથી એક નષ્ટ થાય, તો તેની સાથે બીજી પણ નષ્ટ થાય છે.

( મિશ્કાત શરીફ )

૬૦—જેનામાં શાન્તિ અને સહનશીલતા હોય, તે મૂર્ખ લોકોની મૂર્ખાઈને રદ કરી શકે છે. જેનામાં પરહેઝગારી હોય, તે હરામ કામથી બચી શકે છે. જેનામાં સદાચાર હોય, તે લોકોની સેવા ચાકરી કરે છે. જેનામાં આ ત્રણ ગુણ ન હોય, તે ઈમાનની મઝા ચાખી શકતો નથી

( તંબીહુલ્ગાફેલીન )

૬૧—અમુક લોકોનાં બુરાં કામને લીધે આખી કોમ ઉપર ખુદાપાક અઝાબ ઉતારે નહિ, પરંતુ તે રોકવાની લોકોમાં શક્તિ હોવા છતા તેમને રોકે નહિ તો બેશક અલ્લાહપાક બધી કોમ ઉપર અઝાબ ઉતારે છે. (મિશ્કાત શરીફ)

અગર બીનમકે નાબીના વ ચાહુસ્ત
અગર ખામોશ બનશીનમ ગુનાહસ્ત

૬૨—હલાલ રોઝી ખાવાથી અને આશાઓ ઘટાડવાથી પરહેઝગારી પ્રાપ્ત થાય છે. (મિશ્કાત શરીફ) જેની આશાઓ થોડી હોય છે, તેને અલ્લાહપાક ચાર પ્રકારની મોટાઈ આપે છે. ૧. બંદગી કરવાની દૃઢતા અર્પે છે. ૨. ચિંતાઓ ઘટી

જાય છે. ૩. થોડા ઉપર સંતોષ માને છે. તેનું દિલ રોશન થાય છે. દિલની રોશની ચાર બાબતોથી વધે છે. ૧. ભૂખ્યા રહેવાથી. ૨. નેક લોકોની સોબતથી ૩. પાછલા ગુન્હા યાદ રાખવાથી. ૪. આશાઓ ઘટાડવાથી. (તંબીહુલ્ગાફેલીન)

૬૩—આસમાન પર અને જમીન પર સર્વથી પહેલો ગુન્હો હસદ–અદેખાઈના પ્રતાપે થયો છે. શયતાને અદેખાઈથી હઝરત આદમ (અ૦ સ) સાહેબને સિજદો ન કર્યો, તેથી તે મલઉન થયો. કાબીલે અદેખાઈથી પોતાના ભાઈ હાબીલને કત્લ કરીને પૃથ્વી ઉપર ખુનરેઝીનો પ્રથમ ગુન્હો કર્યો.

૬૪—હરામનું ખાનાર, બીજાની નિંદા કરનાર અને મુસલમાનો માટે હસદ રાખનારની દુઆ કબૂલ થતી નથી. ( ફ્રીહુઅલુલ્લયસ )

૬૫–કુર્આન અને હદીસથી જે ગુન્હો ગણાય, તે ગમે તેટલો નહાનો મોટો હોય, છતાં તેને હલાલ અથવા સાધારણ જાણવો, તે કુફ્ર છે ખુદાથી નિરાશ અને નીડર થવું, તે કુફ્ર છે, ગયબની વાતો કરનાર ઉપર શ્રદ્ધા રાખવી, તે કુફ્ર છે. બુરી વાતને દિલથી બુરી ન જાણવી તે ઈમાનની કમજોરીની નિશાની છે.

૬૬—જે માણસ બીજી જગાએથી અનાજ લાવીને પોતાના શહેરમાં વેચે છે, તેની રોઝીમાં અલ્લાહપાક બરકત આપે છે, કારણકે તેથી લોકોને લાભ થાય છે, જે માણસ મોંઘો ભાવ લેવા અને લોકોને નુકસાન પહોંચાડવા અનાજ ખરીદીને સંઘરી રાખે તે માણસ ગુન્હેગાર છે.

# બોધદાયક વચનો

નવજવાનોનો અનુભવ ઘણો ઓછો છે, જેથી તેમણે અન્ય અનુભવી પુરૂષોની શિખામણો સાંભળવી જોઇએ. ઘણા અનુભવી પુરૂષોનાં બોધવચનનો અત્રે સંગ્રહ કરવામાં આવ્યો છે. આ બધાંજ બોધવચનો સત્પુરૂષો અને બુદ્ધિ તથા નીતિમાન પુરૂષોની શિખામણો છે, જે સમજી તેના ઉપર અમલ કરવાથી ઘણોજ લાભ થવાનો સંભવ છે, માટે આશા રાખીએ છીએ, કે પ્રિય વાંચક બંધુઓ જ્ઞાની પુરૂષોનાં આ વચનો મનનપૂર્વક વાંચશે.

(૧) જો તમો ખંતપૂર્વક કોઇપણ ધંધો કરશો, તો તેમાં જરૂર તમને ફતેહ મળશે.

(૨) તમારે કોઇ કામ સારી રીતે કરવું હોય, તો તે કામ જાતેજ કરજો.

(૩) તમો પોતે વિવેકી થશો, તોજ તમને માન મળશે, સુખે રોટલો ખાવો હોય, તો ઉદ્યોગી થજો.

(૪) તમારી ચંચળ બુદ્ધિને સારા કામમાં નહિ વાપરો, તો જીવલેણ રોગ સમાન થઇ પડશે.

(૫) જો તમારે તમારા મિત્રની કસોટી કરવી હોય, તો તમારા દુઃખને વખતે તેની પાસે મદદ માગવા જજો.

(૬) જો તું કંજુસ અને અમલદારોનો દેવાદાર થઈશ, તો પછી ઉડાઉ અને કરજદાર થતો બચીશ.

(૭) તમારો કોઈ દોસ્ત કે દુશ્મન ન હોય, તો તમારી જિંદગી નકામી છે.

(૮) તમો કોઈની એબ જાણી લો, તો તે ખુલ્લી કરવામાં મોટાઈ માનવી નહિ.

(૯) જો તમો તમારી નજરમાં આબરૂદાર ઠરશો, તો લોકો જરૂર તમને આબરૂદાર ગણશે.

(૧૦) જો તમો તમારી રહેણી કરણી સારી રાખશો, તો તમારી નિંદા કરનારની લવરી ઉપર લોકો ધ્યાન આપશે નહિ.

(૧૧) જો તમને વખતનો ઉપયોગ કરતાં ન આવડતું હોય, તો ઉદ્યોગી માણસ પાસે જઈને બેસો.

૧૨—જો તમારે કોઈ માણસના સ્વભાવની સાચી ઓળખ કરવી હોય, તો જ્યારે તે ભૂખ્યો હોય અને થાક્યો પાક્યો હોય, ત્યારે તેને જઈને મળજો.

૧૩—ઘર બહાર ભલો ગણાનાર માણસ ઘરમાં કેવી રીતે વર્તે છે, તે જાણવાથી તેની ભલાઈનું માપ નીકળી આવશે.

૧૪—જો તમારો મિત્ર પ્રમાણિક છે, તેવી તમને ખાતરી થાય, તો એક અમૂલ્ય જવાહિર જેટલો કીંમતી ગણી સદાને માટે તેને તમારા હૃદયમાં રાખજો.

૧૫—જો તમો ડાહ્યા હોવ, તો કદી કંજુસની મહેરબાની કબૂલ કરતા નહિ, કારણ કે માપે ઘણું પણ આપે

થોડું. તે કહેવત મુજબ કંજુસ ઉપકાર રૂપી છટકામાં એવી રીતે તમને પકડશે, કે તમો કદિ છુટી શકશો નહિ.

૧૬—જો તમારે તમારા બોલ સાચાકરી બતાવવા હોય, હોય, તો પ્રથમ તમો સાચું બોલવાની ટેવ પાડો.

૧૭—જો તમો તમારી સ્રી અને બાળકોને માનમર્તબાથી બોલાવશો, તો બીજાઓ પણ તેમને માન મર્તબાથી બોલાવશે.

૧૮—જો તમારી સ્રી અને ઓલાદ નીતિવાન હોય, તો જાણવું, કે તમો મહાસુખી છો.

૧૯—જો તમો એકદમ ઉંચે ચઢવા જશો, તો પછડાયા વગર રહેશો નહિ.

૨૦—જો તમો કોઈનું દુઃખ મટાડશો, તો ખુદા જરૂર તમારૂં દુઃખ મટાડશે.

૨૧—જો તમારે તમારી સુંદરતા વધારવી હોય, તો ડહાપણ રૂપી શણગાર પહેરો.

૨૨—જો તમારે કર્જદાર ન થવું હોય, તો તમારો પૈસો તમારા હાથમાં આવ્યા અગાઉ ખર્ચ કરશો નહિ,

૨૩—જો તમને કોઇ સોનાની બક્ષિસ આપે, તે કરતાં શિખામણ રૂપી બક્ષિસ આપે, તો તેને વધારે કીંમતી ગણજો.

૨૪—જો તમારે તમારૂં કામ પુરૂં કરવું હોય, તો મોત દૂર છે તેમ સમજવું.

૨૫—જે માણસ પોતાની ભૂલ કબૂલ કરે છે, તે પોતાની જાતને સુધારે છે.

૨૬—પઢવા ગણવામાં 'પૂછવાનું' આળસ રાખે, તે અજ્ઞાનતાના સમુદ્રમાં ડુબેલો રહે છે.

૨૭–જે માણુસ તમારી ભુલ બતાવે તેને પરમ મિત્ર માનજો.

૨૮-સૌથી હોશિયાર માણુસ બીજાની વધુ સલાહ લેનાર હોય છે.

૨૯–જે પોતાને ઠપકો આપતો નથી, તેને કોઈપણ પ્રકારનો ઠપકો અસર કરી શકતો નથી.

૩૦–આબરૂ મેળવવાના રસ્તા કરતાં બદનામી મેળવવાનો રસ્તો સહેલો છે.

૩૧–જેને આબરૂ જીવાડે છે, તે કદી મરતો નથી.

૩૨–મૂર્ખાનો છુટકારો બુદ્ધિમાનના હાથે થાય છે.

૩૩–મોત જેનું મિત્ર હોય છે, તે માણુસ અવિચારી પગલું ભરતો નથી.

૩૪–જે માણુસની ભૂલોની ગણુતરી કરી શકાય, તે મહાન પુરૂષ હોવો જોઈએ.

૩૫–માગેલી વસ્તુ પાછી આપવી, પણુ તે પચાવી પાડવી, તે ચોરી કહેવાય છે.

૩૬–વગર પૈસે ઘણી નેકીઓ થાય છે, માટે નેકી કરવામાં પાછા હઠશો નહિ.

૩૭–ઈલ્મનો વધારો કરવા કરતાં નફ્સ ઉપર કાબુ રાખવાથી ઘણો લાભ છે.

૩૮–જે માણુસ જલ્દીથી ગળી જાય છે, તે જલ્દી પચાવી શકતો નથી.

૩૯–અભિમાની માણુસને જીતવો હોય, તો તેનાથી દૂર રહેવું.

૪૦–સ્વાર્થ માટે થએલો મિત્ર સ્વાર્થ પૂરો થયા પછી તમને જરૂર છોડી દેશે.

૪૧–પોતાના કામને ઢીલમાં નાખનાર માણસ પારકાનો માનીતો થઈ શકતો નથી.

૪૨–જો તમારો વ્યવહાર ચોકખો હશે, તો તમારે તિજોરી ખરીદવાની જરૂર નથી.

૪૩–ડાહ્યા માણસની અટકળ મૂર્ખ માણસની ખાતરી કરતા વધુ વઝનદાર હોય છે.

૪૪–ઝુલ્મથી મેળવેલો લાભ ખરો લાભ નથી, પણ સંપૂર્ણ નુકસાન છે.

૪૫–જો તમારે લાંબી જિંદગી અને મોટું સુખ મેળવવું હોય, તો હમેશાં ઉદ્યોગરૂપી ઓસડ પીવું.

૪૬–જો તમારે તમારી પાછળ સારી કીર્તિ મૂકી જવી હોય, તો સાર્વજનિક કામ કરી જજો.

૪૭–જો તમો વચન પાળવા મરી જશો, તો તમો અમર થઇ જશો.

૪૮–જો તમો પૈસો ઉડાવો નહિં, તો માગનારનો તકાઓ થાય નહિં.

૪૯–ગરીબી એવી વસ્તુ છે, કે ગરીબ વિદ્વાનને મગરૂર માલદારને ઘેર ખેંચી જાય છે.

૫૦–ઇલ્મ એવી વસ્તુ છે, કે મૂર્ખ માલદારને ગરીબ વિદ્વાનને ઘેર ખેંચી જાય છે.

૫૧–ઇલ્મ એ ગરીબોની દોલત અને તવંગરોની શોભા છે.

૫૨–વિદ્વાન લોકો વિદ્યાના બળથી અભણ માનવી ઉપર સરસાઇ ભોગવે છે.

૫૩–તમારા મ્હોંનો બોલ તમારા મ્હોંમાં છે, ત્યાંસુધીજ તમારો છે, પરંતુ તમારા મ્હોંમાંથી નીકળ્યા પછી, તમો તેને પાછો લઇ શકતા નથી.

૫૪–જો તમે વર્તમાનકાળની કાળજી રાખશો, તો ભવિષ્યકાળ તમારી કાળજી રાખશે.

૫૫–ક્રોધ અને ઉતાવળ સારી સલાહ અને સારા વિચારોને વારંવાર રોકે છે.

૫૬–કરજ કરીને ફરવા કરતાં ભૂખ વેઠીને સૂવું તે બહેતર છે.

૫૭–વખાણુને પાત્ર માણસોજ ઠપકો સહન કરે છે.

૫૮–તમારા ભયંકર શત્રુને વશ કરવો હોય, તો નરમીની તલ્વાર સદા પાસેજ રાખજો.

૫૯–તમારો મિત્ર તમારે મુખે તમારાં વખાણુ કરે, તે કરતાં તમારી પીઠ પાછળ ટીકા કરે, તે બહેતર ગણુાય છે.

૬૦–કોઈ સારા માણસની નિંદા કરનાર પોતે પોતાનીજ નિંદા કરે છે, તેમ જાણવું.

૬૧–લોભી માણસ પોતાની લક્ષ્મીનો એક ટ્રસ્ટી તરીકે વહીવટદાર છે.

૬૨–જરૂર વીનાની સોંઘી વસ્તુને મોંઘીજ સમજવી.

૬૩–સૌ સાથે હળી મળીને ચાલનારની ભૂલો માફ થાય છે.

૬૪–મળેલી સંપત્તિમાં સંતોષ ન માને, તેને કદાચ આખી દુન્ય: મળે, છતાં તૃપ્ત થાય નહિ,

૬૫–કોઈ માણસની ચાલ તપાસવી હોય, તો તેના સોબતીઓ કેવા છે, તે પ્રથમ જોવું.

૬૬–મોતથી ડરનાર પાસે મોત જલ્દી આવે છે, પણ તે એક દિવસ આવનાર છે, તેમ સમજી સત્ય કામો કરનારને મોત ડરાવી શકતું નથી.

૬૭–તમારા નાનામાં નાના શત્રુને મોટામાં મોટો વિચારશો. તે તમારી પાછળ શું બોલે છે, તે ધ્યાનમાં રાખશો, તો તે કદિ તમને પહોંચે નહિં.

૬૮–હિતનાં વચનો કહેનાર કરતાં સાંભળનાર થોડા હોય છે.

૬૯–જેઓ વાંચી કે વિચારી શકતા નથી. તેઓને જેટલો થાક લાગે છે. તે કરતાં એક ગરીબ મજુર આખો દહાડો પોતાના ગુજરાન માટે જે મહેનત કરે છે તેને ઓછો થાક લાગે છે.

૭૦–જેઓ ઘણું બોલે છે અને વગર પૂછયે વચમાં લવારો કરે છે, તે પોતાની મૂર્ખાઇ જાહેર કરે છે.

૭૧–આબરૂ જતાં તમને જે મજા મળે છે, તે ખરેખર ઝેર છે.

૭૨–માતેલો મૂર્ખ કદમાં મોટો પણ કિંમતમાં ખોટો છે. દુબળો અક્કલવંત કદમાં નાનો પણ કિંમતમાં મોટો હોય છે, માટે બુદ્ધિમાનને નાનો ગણશો નહિ.

૭૩–એક મૂર્ખ અને અજ્ઞાન માણસ ઘોડા કે પાલખી ઉપર બેસે તે કરતાં એક વિદ્વાન માણસ પગે ચાલે, તે વધારે શોભે છે.

૭૪–એક નીચ માણસ મોટે મર્તબે પહોંચે, તે કરતાં એક ખુન્યાદી માણસ હજારગણે હલકે દરજ્જે નીચે ઉતરે, તોપણ તે વધારે બહેતર છે.

૭૫-ઘણા લોકોની વચમાં ઠપકો આપવો, તે અદાવતની આગ સળગાવવા બરાબર છે.

૭૬-તમે તમારી વાત બીજાને સંભળાવવા કરતાં તેની વાત સાંભળવાની વધુ ખંત રાખજો, કેમકે તમારી વાત ઉપરથી તમારી ખામીઓ બીજાઓ જાણી લેશે. પણ જો તમો બીજાની વાત ઉપર ધ્યાન રાખશો, તો ખચીત તમો પોતેજ સુધરી શકશો.

૭૭-સુખી થવાનો સરળ માર્ગ એ છે, કે દિવસે કામ ઉપર બેસવું અને રાત્રે વિચાર ઉપર બેસવું.

૭૮-જો તમો તમારી ઝિંદગી કુમાર્ગે લગાડશો નહિં, તો જન્નતનો રસ્તો જડી જશે.

૭૯-જે ધંધો કરવામાં મન અચકાતું હોય તે ધંધો ન કરવામાં જ લાભ છે.

૮૦-ધંધા રોજગારથી કંટાળેલા મનુષ્યને તેની પતિવ્રતા સ્ત્રીના સુંદર બોલો સિવાય બીજું એકે ઉત્તમ ઔષધ નથી.

૮૧-બોલ્યા પછી પસ્તાવો કરવો, તે કરતાં વિચારીને બોલવામાં વધુ સલામતી છે.

૮૨-દીકરા અને દોલત એ બંને કેળવ્યા સિવાય ભોગવી શકાતાં નથી.

૮૩-પાપી માણસ પાપનો દરવાજો બંધ કરવા જાય છે. પણ કરેલું પાપ બહાર આવી પાપીને તુરત પકડી પાડે છે.

૮૪-સામાનું મન દુ:ખાવીને દિલગીરી બતાવવા કરતાં દિલગીરી દેખાડવી જ નહિં તે વધારે બહેતર ગણાય છે.

૮૫–બડાઇના બોલ, બોલમાં ભારે, પણ તોલમાં હલકા હોય છે,

૮૬–પોતાને બધા કરતાં સુખી માનનાર ખચીત સુખી હોય છે, પરંતુ પોતાને બધાઓ કરતાં ડાહ્યો માનનાર મોટામાં મોટો મૂર્ખ છે.

૮૭–માબાપની મહેરબાની કરતાં શિક્ષકની ઇતરાજી વધારે સારી હોય છે.

૮૮–હરામના માલથી તવંગર થવા કરતાં હકના પૈસાથી ગરીબ રહેવું તે વધારે બહેતર ગણાય છે.

૮૯–શરમ વિનાનો માણસ ઈમાનદાર હોતો નથી.

૯૦–વિદ્વતા, નરમાશ અને નીતિવાળો મનુષ્ય સૌ કોઈનો સહેલાઈથી માનીતો થઈ શકે છે.

૯૧–જુદી જુદી જાતનું અધુરૂં જ્ઞાન મેળવવા કરતાં એક જ બાબતનું પણ સંપૂર્ણ જ્ઞાન મેળવવું તે વધારે બહેતર છે.

૯૨–રાજ્ય પ્રકરણીય બાબતોમાં માથું મારતાં અગાઉ આપણી શક્તિનો વિચાર કરવો જરૂરી છે.

૯૩–સંસારનો કાયદો તોડનારને સરકાર શિક્ષા કરે છે, તેમ તંદુરસ્તીનો કાયદો તોડનારને કુદરત શિક્ષા કરે છે.

૯૪–ઘાતકી કામો કરીને લક્ષ્મી મેળવવા કરતાં ગરીબ રહેવું બહેતર છે.

૯૫–રાજાની દોસ્તી કરવા કરતાં સાપની દોસ્તી કરવી તે વધારે ઠીક છે.

૯૬–અદેખા અને ખારીલા માણસ જેવા પોતાની જાતનેજ દુઃખ દેનારા ઘણા થોડા માણસ હોય છે.

૯૭–લખીને વિચારવા કરતાં વિચારીને લખવું તે બહેતર છે.

૯૮–કામમાં ગુંથાએલા માણુસને સુખ હોય છે પણ ભૂખ હોતી નથી.

૯૯–મોજશોખની વસ્તુઓનો વધારે સંગ્રહ કરનારને જરૂરની ચીજને માટે ફાંફાં મારવાનો વખત આવે છે.

૧૦૦–જે માણુસને પોતાના શત્રુઓ નિંદે અને મિત્રો વખાણે તે ખરેખરો નસીબદાર જાણુવો.

૧૦૧–મૂર્ખ માણુસો ડાહ્યા માણુસોથી જે જ્ઞાન મેળવે તે કરતાં ડાહ્યા માણુસો મૂર્ખાઓથી વધારે જ્ઞાન મેળવે છે.

૧૦૨–ખાઈએ મન ગમતું અને પહેરીએ ગામ ગમતું, કારણુકે મનને ગમતું ન ખાવાથી રોગ પેદા થાય છે અને ગામને ન ગમતું પહેરવાથી નિંદા થાય છે.

૧૦૩–જો તું તારી રમત ગમતોને માટે અતિશય ખર્ચ કરીશ, તો તેનાથી તને જે ગમ્મત મળશે તે કરતાં ખર્ચનો શ્રમ વધારે વેઠવો પડશે.

૧૦૪–જો તમારે તમારા મિત્રની કસોટી કરવી હોય, તો તમારા દુ:ખને વખતે તેની પાસે મદદ માગવા જજો.

૧૦૫–મૂર્ખ માણુસ બુદ્ધિની વાત કરે, તો તે ધ્યાનથી સાંભળજો, પણુ જો કોઈ બુદ્ધિમાન મૂર્ખતાની વાત કરે, તો તે ધ્યાન પર લેતા નહિ.

૧૦૬–અજ્ઞાન માણુસ સાથે મિત્રતા કરીશ નહિ, કારણુકે અજ્ઞાનને મિત્રતા અને શત્રુતાની કિંમત નથી.

૧૦૭–જે માણુસ બીજા લોકો આગળ તારી ભૂલો ખુલ્લી કરે, તેને તારો હિતેચ્છુ ગણુજે.

૧૦૮–તારા મિત્રના શત્રુને મિત્ર ન ગણીશ.

૧૦૯-નસિયાહ્ અખ્તીમે કુન કેહ કિસીકા સાથ દેતા હય
કે તારીકીમે સાયા ભી જુદા ઇન્સાંસે રહેતા હય
અધિકારીઓનાં વખાણ કરીને લોકો તેમને અસે હાથ મૂકે છે જે તું નથી જોતો? સમય પલટાય છે, ત્યારે તેજ લોકો તેમના માથા ઉપર પગ મૂકે છે.

૧૧૦-જો તારા શત્રુને થકવવો હોય, તો તારા કામમાં ઢીલ કરીશ નહિ. તું પાક રહે, કોઇથી ડરતો નહિ. ધોબી લોકો નાપાક કપડાંને જ ઘાટ ઉપર ધુએ છે.

તુ પાક બાશ વ સહાર અય બિરાદર અઝ કસ બાક
ઝનંદ જામએ નાપાક ગાઝરાન બર સંગ

૧૧૧-ગમે તેવું અઘરૂં કામ હોય. છતાં ધીરજ છોડતો નહિ; કારણકે અએ હયાતનો ઝરો અદૃશ્ય છે.

૧૧૨-માણસને જે વસ્તુની જરૂર હોય, તે પૂરી પાડનારી જેનામાં શક્તિ હોય, છતાં તે ઈર્ષાથી સંપૂર્ણ ન કરે, તો તેને નીચ સમજવો.

૧૧૩-જે માણસ હુન્નર જાણતો હોય, પરંતુ તેનામાં બુદ્ધિ ન હોય, તો તે હુન્નર શત્રુ થઇ જાય છે.

૧૧૪-જેનું જીવન ઈચ્છિત આશાઓને સાનુકુળ ન હોય, તેને જીવતો ન સમજવો.

૧૧૫-તારા જુસ્સેદથી તારા શત્રુને અજાણ રાખવો હોય તો તારો ભેદ તારા મિત્રને ન જણાવીશ.

૧૧૬-જો તારે નિરાશ થયા સિવાય શ્રીમંત થવું હોય તો ધંધારોજગાર પ્રત્યે ચાહના રાખ.

૧૧૭-હલકી પાયરીએથી ઊંચી પાયરીએ ચઢયા પછી લોકોને હલકી નજરે જોનાર મૂર્ખ ગણાય છે.

૧૧૮-સમયનો પ્રવાહ જેને સમજણાર ન બનાવે, તેને

સમજદાર કરવાની તાલીમ આપનાર બુદ્ધિમાનોની કોશિશ નિષ્ફળ જાય છે.

૧૧૯–જો તારે સમાજમાં વખણાઇ જવું હોય, તો તારો ભેદ કોઇ મૂર્ખ આગળ જાહેર કરીશ નહિં.

૧૨૦–અસ્વાદ સૂઇ રહે અને વરૂ બકરાંમાં ફરે તેમ વિદ્વાન માણસ પસંદ કરતો નથી.

૧૨૧–જેની પાસેથી તેં અનેક વખત ભલાઇ મેળવી હોય, તેની સાથે ભુંડાશ કરવી તે માણસાઇ નથી.

મુરવ્વત ન બાશદ બદી બા કસી
કઝુ નેકૂઇ દીદા બાશી બસી

૧૨૨–જ્યારે તારો નોકર ઘરડો થાય, ત્યારે તેનું વર્ષાસન ભૂલીશ નહિં. કારણકે તેના ઘડપણે તેના મજૂરી કરનાર હાથ બાંધી દીધા છે, પરંતુ તારો સખાવતી હાથ અસલ મુજબ કાયમ છે.

૧૨૩–અમાનત રાખનાર અલ્લાહથી ડરનારો હોવો જોઇએ. જે અમાનતદાર તારાથી ડરતો હોય, તેને અમીન સમજીશ નહિં.

ખુદા તર્સ બાયદ અમાનત ગુઝાર
અમીન કઝ તૂ તર્સદ અમીનશ મદાર

૧૨૪–એક જાતના અને સરખી વયના તથા એકજ ધંધાવાળા બે માણસોને અમુક જગ્યાએ સાથે મોકલવા જોઇએ નહિં. કદાચ એક ચોર અને બીજો તેને છુપાવનાર હોય, તો આ બંને મિત્ર બની જાય, તેની તને શું ખબર ?

૧૨૫–બે ચોર એક બીજાથી ડરતા હોય, તેમની વચ્ચે રહીને કાફલો સલામતી સાથે જતો રહે છે.

૧૨૬–મૂર્ખ માણસના હાથમાં પૈસો આવે છે, ત્યારે તે ઉડાઉ ખર્ચ કરીને તેને બર્બાદ કરી નાખે છે.

ઝર ચૂ જાહિલરા હમી આયદ બકફ
મી કુનદ ઈસ્રાફ વમી સાઝદ તલફ

૧૨૭–જ્યારે કોઇ તારી સલાહ માગે, તો દગો પ્રપંચ કર્યા સિવાય નેક સલાહ આપવી.

---

# એક નવજવાન મુસ્લિમ શું ન કરી શકે?

ખેંતોકો દેદો પાની, અબ બહ રહી હય ગંગા
કુછ કરલો નવ જવાનો ઉઠતી જવાનિયેં હંય

બહાદુર નવજવાનો ! તમોએ આ પુસ્તકમાં નવજવાન સહાબાએ કેરામ (૨૦ અ) સાહેબોનાં જીવન ચરિત્ર વાંચ્યાં છે, તેમના સદ્‌ગુણો ગ્રહણ કર્યા બાદ આપણે શું કરવું જોઈએ તે સંબંધી સહેજ ઉલ્લેખ કરીશું. આપણા વૃદ્ધ વડીલો આજ દિન સુધી આપણી સેવા કરતા આવ્યા છે. તેમનો ભાર હવે ઓછો કરવો જોઈએ. તેમની સલાહ પ્રસંગોપાત લેતા રહેવી, પરંતુ હવે મુસ્લિમ સમાજની ઉન્નતિનું કાર્ય નવજવાનોએ ઊપાડવું જોઇએ. નવજવાનોએ સમાજ સેવા માટે કેવી રચના કરવી જોઇએ, તેનો ટુંક પ્રોગ્રામ નીચે જણાવીશું.

## અંજુમનનો ઉપયોગ

દરેક શહેર, કસ્બા અને ગામડે ગામડે અંજુમનો હોવી જોઇએ. પ્રત્યેક અંજુમનનો ઉદ્દેશ એક સરખો હોવો

જોઈએ. દરેક અંજુમને નીચલી બાબતો ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

(૧) મુસ્લિમ ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો અને સ્કોલરશીપો આપવી.

(૨) યતીમ અનાથ બાળકોની કેળવણીની વ્યવસ્થા કરવી તેમજ યતીમખાનાં ખોલવાં જોઇએ.

(૩) દીની મદ્રસહ ખોલીને ફિકહ, હદીસ, તફસીરની નાની નાની કિતાબોની તાલીમ આપવી.

(૪) ઇસ્લામી કુતુબખાનું ખોલીને મઝહબી અને અખ્લાકી કિતાબોનો સંગ્રહ કરવો.

(૫) સ્થાનિક મસ્જિદ, કબ્રસ્તાન અને વકફ મિલકતની સંભાળ રાખવી, તેના સંબંધી કોઇ ઝગડો હોય તો તે દૂર કરવો.

(૬) બિન વારસ મૈયતના કફનદફનની દેખરેખ રાખવી.

(૭) મોત, મૈયત, શાદી વગેરેમાં થતા ઉડાઉ ખર્ચા અટકાવવા.

આ ઉપરાંત અંજુમન બીજાં અનેક કાર્યો કરી શકે છે. અંજુમનની આર્થિક-નાણાંની સ્થિતિ જેવી હોય, તે પ્રમાણે સેવા કરી શકશે. લાહોરની અંજુમને હિમાયતે ઇસ્લામનો સરસ દાખલો આપણી સામે મોજુદ છે નવજવાનોએ પોતાની અંજુમનને આ પ્રકારની ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવા પ્રયત્ન કરવો જોઇએ. બહાદુર નવજવાનો! ઇસ્લામનો દાવો ધરાવનાર કોઇપણ મુસ્લીમ અંજુમનથી અલગ ન રહેવો જોઇએ. તમારા શહેર કે કસ્બા અથવા ગામડામાં સાચી ઇસ્લામી અંજુમન હોય, અને તેના દફતરમાં તમારૂં નામ દાખલ ન હોય, તો ડરો. ખુદા આકેબતમાં તમારૂં

નામ વખતે ઈસ્લામના દફતરમાંથી છેંકી નાખશે, જો દુન્યામાં તમો ઇસ્લામની શાન્ત સેવાનો ઈન્કાર કરશો, તો ખુદાપાક કયામતમાં અને કબ્રમાં તમારી મદદ નહિં કરે, તેમ જરૂર સમજી લેજો.

## મદ્રસાહ સ્થાપો

અલ્હમ્દુલિલ્લાહ ! સરકારે સંસારિક વિદ્યા આપનાર કૉલેજ, હાઈસ્કુલ, શાળા વગેરે વગેરે સ્થાપન કરેલ છે. જેથી આપણા નવજવાનો સંસારિક વિદ્યામાં કાંઇક અંશે વધવા લાગ્યા છે, છતાં હજુ આપણે આ દિશામાં ઘણુંજ આગળ વધવાનું બાકી છે. હાલનો સમયમાં મુસલમાનો દીનીયાત તાલીમમાં ઘણાજ પછાત છે. જો આ સ્થિતિ ચાલુ રહેશે, તો ભવિષ્યમાં યાદ રાખજો, કે આપણે દીન અને દુન્યા બંને ગુમાવી દઈશું. અમો આજે નામના મુસલમાન કહેવાઈએ છીએ. પરંતુ ભય રહે છે, કે આપણી ઓલાદ ભવિષ્યમાં મુસલમાન રહેશે કે કેમ ? ગાડું હમેશાં બે પૈડાથી ચાલે છે. એકાદ પૈડું ખરાબ હોય, તો ગાડું ચાલી શકતું નથી. દીન અને દુન્યા એ બંને અમારી પાંખો છે, આ બંને પાંખોની મદદથી આપણે ધારેલે સ્થળે પહોંચી શકીશું. અફ્સોસ છે, કે અમો આજે એક પાંખથી ઉડવાની કોશિશ કરીએ છીએ. માત્ર સંસારિક વિદ્યાથી ઇસ્લામનો હેતુ સિદ્ધ થશે નહિ. બહાદુર નવજવાનો ! આપણે દીનીયાત તાલીમથી અંજાણ રહીને અલ્લાહ અને રસૂલને શું જવાબ આપીશું ! આજ કરતાં કાલે તમારી ઓલાદની સ્થિતિ ઘણીજ ખરાબ થશે. આપણે ઓલાદ માટે ખુદા પાસે માગણી કરીએ છીએ. ખુદા જ્યારે ઓલાદ આપે છે, ત્યારે આપણે તેમને જાહિલ

રાખીએ છીએ અને શયતાનને સોંપી દઈએ છીએ. એ કેટલું દુ:ખદાયક છે.

બહાદુર નવજવાનો ! તમારે ઘેર અવલાદ થશે, જે અવલાદ જાહિલ હોય, તે દુન્યા ઉપર ભારરૂપ છે. તેનાથી મુસલમાનને નુકસાન છે. જાહિલ ઓલાદ જંગલી જાનવર સમાન છે. તેવી જંગલી પ્રજા વધારવાથી શો ફાયદો ? તમો અને તમારી ઓલાદની તાલીમ માટે દરેકે દરેક સ્થળે મદ્રસહ કાયમ કરો. જો તમોએ અંજુમન સ્થાપી હશે, તો આવા મદ્રસહ ઘણીજ સહેલાઈથી કાયમ કરી શકશો. જો કોઇ સ્થાનિક શ્રીમંત મદ્રસહ ખોલી આપે, તો તે ઘણુંજ ખુશ થવા જેવું છે. આ બાબત માટે રાંદેરના આલિમોને ધન્યવાદ ઘટે છે.

## ઈસ્લામી લાયબ્રેરીઓ સ્થાપો

પ્રત્યેક ઇસ્લામી આબાદીમાં ઇસ્લામી કુતુબખાનહ સ્થાપવાની ઘણીજ જરૂર છે. જે આબાદીમાં ઇસ્લામી કુતુબખાના–લાયબ્રેરી ન હોય. ત્યાં દીનદારી નથી, તેમ જરૂર માની લેજો. ત્યાં ઇસ્લામને તરક્કી નથી, બલ્કે ઇસ્લામની પડતી છે તેમજ જાણજો. કારણકે ઇસ્લામી કિતાબો સિવાય ઇસ્લામી જીવન ઘડાતું જ નથી. જુના સમયમાં દરેક મસ્જિદ સાથે ઇસ્લામી કુતુબખાનાની ગોઠવણ કરવામાં આવતી હતી, ચાલુ સમયમાં જેમ સાર્વજનિક લાયબ્રેરીઓ હોય છે, તેમ ઇસ્લામી કુતુબખાનાં કાયમ કરીને નવજવાનોની અમુક કમીટીઓ તેની દેખરેખ રાખવી જોઇએ. આ ઇસ્લામી કુતુબખાનાઓમાં ઉર્દૂ ભાષાની કિતાબોનો સંગ્રહ કરવો જોઇએ.

## ઇસ્લામી યતીમખાનાં સ્થાપો

મુસલમાનોમાં યતીમખાનાં અહોળા પ્રમાણમાં

નથી, આ કારણથી ઘણાં બિન વારસ મુસ્લિમ બાળકો રખડી જાય છે. જો હજુ પણ આંખો ઉઘાડવામાં નહિં આવે, તો ભવિષ્યમાં બુરૂં પરિણામ આવશે. દરેક મુસલમાન એકેક યતીમ બાળકનું ભરણપોષણ ખુશીથી કરી શકે છે. દરેક ઘર દીઠ એકેક વાસણ રાખવામાં આવે અને તેમાં દરરોજ એકેક મુઠી અનાજ નાખવામાં આવે, તો એક અઠવાડિઆમાં મણ બંધી અનાજ એકઠું થઇ શકે છે. આ એવી સરળ પદ્ધતિ છે કે વગર અડચણે એક ભવ્ય યતીમખાનું નભાવી શકાય છે. ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય છે. તે પ્રમાણે ઘણું જ સરસ કામ થઇ જશે. જે મુસલમાન શ્રીમંત પાસે પાંચ દસ મકાન હોય, તે મકાન મફત આપે અથવા તો મફત ભાડે યતીમખાનાને વાપરવા આપે, તો તેમાં કાંઇ તે શ્રીમંત ગરીબ થઇ જશે નહિ, બલ્કે યતીમને મદદ આપવાથી ખુદા તેને ભારે મદદ આપશે.

## ઇસ્લામી પેપરનું પ્રકાશન

ગફલતકી છા રહી હય, કુછ કવમ પર ઘટાસી
બેફિક્રો બે ખબર હંય, બુળહે હંય યા જવાં હય

બહાદુર નવજવાનો! મુસલમાનોનું એક પણ ગુજરાતમાં મોટું પેપર નીકળતું નથી. તે ઘણુંજ શરમાવા જેવું છે. પેપરથી શો ફાયદો છે? તે હવે ખુલાસાવાર જણાવવાની જરૂર નથી. ચાલુ સમયમાં તોપ, તલવાર, અને બંદૂકનું કામ કલમ કરી શકે છે. જેની પાસે કલમ હોય છે. તે મયદાન જીતી જાય છે. હાલ જે કોમ પાસે પેપર હોય છે, તેનોજ અવાઝ બુલંદ થાય છે. શું અમદાવાદમાં એકાદ આપણું દર્દનીક

પેપર છે? શું મુંબાઈમાં એકાદ દૈનિક ગુજરાતી ઇસ્લામી પેપર છે? પાલણપુર, સચીન, જુનાગઢ જેવાં ઇસ્લામી દેશી રાજ્યોમાં પણ શું ઈસ્લામી પેપર છે? આખા મુંબાઈ ઈલાકામાં એક પણ ગુજરાતી દૈનિક ઇસ્લામી પેપર નથી. માત્ર ગણ્યાં ગાંઠયાં અઠવાડીક ઇસ્લામી પેપરો છે, તે પણ બીચારાં ટગમગ ટગમગ નભી રહ્યાં છે.

બહાદુર નવજવાનો! ઇસ્લામી પેપરના પ્રકાશનમાં કવમી હમદર્દી સિવાય કમાણીનો લાભ પણ રહેલો છે. જો મુસલમાન વેપારીઓ, મુસ્લિમ પબ્લિક જાહેરખબરો અને ગ્રાહક વધારીને આ ઇસ્લામી પેપરને ટેકો આપે, તો હમ-ખુર્મા વહમ સવાબ માફક દીન અને દુન્યાનો લાભ થવાનો સંભવ છે. કોઇ કહેશે, કે અમો બહારના પ્રાંતમાંથી પેપરો મંગાવીએ છીએ તે પેપર ઘણાં સારાં હોય છે, માટે અમારે સ્થાનિક પેપર શામાટે ખરીદવું જોઇએ? અમો કહીશું કે તમો ભલે બહારનાં પેપર મંગાવતા હોય, છતાં પોતાના ઇલાકા, પ્રાંતના પેપરને જરૂર ટેકો આપો.

—હુબ્બુલ વતન અઝ મુલ્કે સુલયમાં ખુશ્તર
ખારે વતન અઝ સુંબલો રીહાં ખુશ્તર—

જો સ્થાનીક પેપરો તમને દિલચસ્પ ન લાગતાં હોય, તો તે સુધારવાની તમો કોશિશ કરો, પરંતુ આવા પેપરોને ઉત્તેજન નહિ આપવાથી કદિ આપણી ઉન્નતિ થનાર નથી સારા એડિટરો અને લેખકોની ચૂંટણી કરીને આ કામ તેમને સોંપો. કવમી પેપર કવમની ઢાલ છે. માટે આ ઢાલને જેટલી મજબૂત કરશો, તેટલો કોમનો બચાવ થશે.

### મઝહબી કિતાબોના તર્જુમા કરો

સ્થાનિક ભાષામાં મઝહબી કિતાબોના તર્જુમા થવા જોઇએ. આ કામ ઇસ્લામી ઉન્નતિના પાયારૂપ છે, છતાં મુસલમાનો આ દિશામાં કાંઇજ કામ કરતા નથી. ફિકહ, હદીસ અને તફસીરની નાની નાની કિતાબોનો પ્રાંતિક ભાષામાં તર્જુમો થવો જરૂરી છે. આ કામ ન થવાથીજ દિનપ્રતિદિન કવમની પડતી થાય છે. પ્રજા જાહિલ રહે છે, ઇલ્મે ગયબનો ઝઘડો કાઠિયાવાડ ગુજરાતથી લઇને રંગુન સુધી પહોંચાડયો, પરંતુ આ કામ કરવાની કોઇએ હિમ્મત કરી નહિં. બતાવો ફિકહ, હદીસ અને તફસીરની કઇ કિતાબનો તર્જુમો ગુજરાતી, મરાઠી કે હિંદી ભાષામાં થયો છે ? મિશ્કાત શરીફ ચાર જિલ્દ, શર્હે વકાયા ચાર જિલ્દ, અકાઇદ નસ્ફીની શર્હ, તફસીરે મવઝેહુલ્કુર્આન વગેરે વગેરે ઘણીજ ઉપયોગી કિતાબો છે, છતાં તેનો આજ દિન સુધીમાં ગુજરાતી, મરાઠી કે હિન્દી ભાષામાં તર્જુમો થયો છે ? ઉર્દૂ આપણી માદરી ઝબાન છે, છતાં હજુ ઘણા ખરા ઉર્દૂ વાંચી જાણતા નથી. તેમને ઉર્દૂ શીખવવું જરૂરી છે, તેમ છતાં આ કિતાબોનો ગુજરાતી તર્જુમો થવાથી કોઇ નુકસાન તો નથીજ થવાનું, બલ્કે જરૂર ફાયદોજ થશે. આ કામમાં ખરેખર નાણાંની ઘણી જરૂર છે, પરંતુ જો કૌમના શ્રીમંતો ધારે, તો આ કામ બની શકે તેમ છે, વળી તે નાણાં બેરબાદ પડવાનો સંભવ પણ નથી. ટુંક સમયમાં અસલ રકમ વસૂલ થઇ જશે.

### ઇસ્લામી બુક ડિપો સ્થાપો

હરેક ઇસ્લામી વસ્તીમાં ઇસ્લામી બુક ડિપો ખોલી

જોઈએ. મઝહબી કિતાબોનું વેચાણ કરવું જોઇએ. મઝહબી કિતાબો ઉપરાંત બીજી કિતાબો. પુસ્તકોનું વેચાણ ભલે કરે છતાં જે પુસ્તકોથી સમાજના આચાર વિચાર ઉપર ખોટી છાપ પડે, તેવાં પુસ્તકો ઈસ્લામી બુક ડિપોએ કદિ વેચવાં કે રાખવાં ન જોઇએ. ઇસ્લામી પેપરો માર્ફતે આ બુક-ડિપોની જાહેરાત કરવી જોઇએ. તે ઉપરાંત શહેરમાં ફેરી-આઓ માર્ફતે ઇસ્લામી કિતાબોના વેચાણનો પ્રચાર કરવો જોઇએ. મસ્જિદોમાં જાહેર ખબરો ચોંટાડીને પબ્લિકને ખબર આપવી જોઇએ. રેલ્વેના જંક્શનો આગળ આ પ્રમાણેની ઇસ્લામી બુકડિપોની શાખાઓ ખોલવી જોઇએ.

## ઈસ્લામી પ્રેસ સ્થાપો

હરેક શહેરમાં ઈસ્લામી પ્રેસ હોવાં જોઇએ. જ્યાંસુધી ઇસ્લામી પ્રેસ ન હોય, ત્યાંસુધી ઇસ્લામી પેપર લંગડું ગણાય છે. પોતાનું પ્રેસ ન હોય, ત્યાંસુધી મનપસંદ લખાણો નિયમિત સ્વતંત્રતાથી પ્રગટ થઇ શકતાં નથી. જે કોમની પાસે પોતાનું પ્રેસ હોતું નથી, તે કવમને બીજાની ખુશામદ કરવી પડે છે. તેમ છતાં પણ ધાર્યું કામ થતું નથી. હાલમાં મુસલ-માનોની પડતીનાં અનેક કારણો પૈકી એક કારણ ઇસ્લામી પ્રેસની અછત છે. મુસ્લીમ શ્રીમંતોએ ઈસ્લામી પ્રેસ વસા-વવાં જોઇએ. જો તેઓ ન ચલાવી શકે, તો યોગ્ય માણસોને ભાડે આપી કામ કરાવવું જોઇએ.

જો અપને ઑઅફ્કા કુછ કરતે નહીં તદારૂક
કવમેં વોહ ચંદ રોઝા દુન્યામેં મેહમાં હૈય

## હુન્નર ઉદ્યોગની તાલીમ

મુસ્લીમ નવજવાનો ! દીન અને દુન્યવી તાલીમ લીધા

પછી આ તાલીમનો સદ્‌ઉપયોગ કરો. દુન્યવી તાલીમ વડે હુન્નરઉદ્યોગ, ધંધો રોઝગાર ખીલવો, જે દુન્યવી તાલીમથી તમારી જવાંમર્દી હિમ્મત નાબુદ થઇ જાય, સુસ્તી પેદા થાય, શરીર પંપાળી રાખવાની આદત પડે, ગરીબો ઉપર હુકમ કરવાની ટેવ પડે, તેવી દુન્યવી તાલીમને લાત મારો. જે તાલીમથી શરીર કેળવાય, ઇસ્લામનાં જવહર બતાવાય, હિમ્મત વધે, ચુસ્તી અને ચાલાકી આવે, ગરીબોનું રક્ષણ કરવાનો જોશ પેદા થાય, તેવી તાલીમ લો. આજકાલ હુન્નર ઉદ્યોગની તાલીમ લેવી જરૂરી છે. સાયન્સ બળથી ચાલતા હુન્નરઉદ્યોગમાં આગળ વધો. આજકાલ સરદારી કે અમલદારી શ્રીમંતાઇ કે સુખ વૈભવને માન નથી. હુન્નરઉદ્યોગને માન છે. હુન્નર જ્યાં ત્યાં પૂંજાય છે.

મુસ્લિમ નવજવાનોએ ગમે તે જાતના હુન્નર ઉદ્યોગમાં પ્રવિણતા પ્રાપ્ત કરવી જોઇએ. અમલદાર એક કુટુંબનો નીભાવ કરે છે, પરંતુ હુન્નરી નવજવાન આખી કવમ અને દેશનો નીભાવ કરે છે ? આ દુન્યાના કયા હુન્નર ઉપર મુસલમાનોનો કાબૂ ન હતો ? સર્વ હુન્નરોમાં મુસલમાનોએ યોગ્ય ફાળો આપ્યો છે. ખેતીવાડી, શિલ્પકળા, શસ્ત્રવિદ્યા, વઇદીક, કિમિયાગીરી, ખગોળવિદ્યા, વણજ વેપાર વિગેરે વિગેરે વિષયોને લગતા હુન્નરોમાં સામાન્ય મુસલમાનો ઉપરાંત હઝરાત અંબીઆએ કેરામ ( ૨૦ અ ) સાહેબોએ સંપૂર્ણ ફાળો આપ્યો હતો. નાના નાના ધંધા રોજગાર લુહાર સુતાર, મોચી, દરજી, વણકર, રંગરેઝ અને તેવા અનેક નાના રોઝગાર બલ્કે મજુરીઆત ધંધા રોઝગાર પણ બુઝુર્ગોને દીન સાહેબોએ કર્યા હતા, તો આપણે શા માટે

આ પ્રકારના હુન્નર ઉદ્યોગ, ધંધો રોઝગાર અને મજૂરી તરફ ધ્યાન ન આપવું જોઈએ ?

હુન્નર ઉદ્યોગનાં કળા ભુવનો. મીલો વગેરે સંસ્થાઓ સ્થાપવી જોઇએ. આ કહેવું સહેલ છે. પરંતુ કરવું કઠણુ છે. જો સમગ્ર કવમ એક સંપીથી આ કામ ઉપાડે, તો કાંઈ મુશ્કેલ નથી. દસ કરોડ મુસલમાનોમાંથી પાંચ કરોડ મુસલમાનો એકેક રુપીઆનો ફાળો આપે, તો આવી સંસ્થાઓ તાકીદે તઈયાર થઇ જાય. કોમના મોટા મોટા વેપારીઓ, સરદારો, નવાબો ઉદાર દિલથી ફાળો આપે, તો અનેક કળાભુવન અને અનેક મીલો તઈયાર થઈ જાય. મુસ્લિમ નવજવાનો આ કામ ઉપાડે. અને કવમના આગેવાનો જો શ્રીમંતો અને સરદારોને તથા નવ્વાબોને શરમાવે, તે આ કામ કાંઈ મુશ્કેલ નથી.

બહર કારે કેહ હિમ્મત બસ્તહ ગર્દદ
અગર ખારે બુવદ ગુલ્દસ્તા ગર્દદ

## કોમકોમ વચ્ચે ભાઇચારો

મુસ્લિમ નવજવાનોએ હિંદુ મુસ્લિમ ભાઇચારો પેદા કરવાના બનતા પ્રયત્નો કરવા જોઈએ. મુસલમાન રાજકર્તાઓ બિન મુસ્લિમ પ્રજાનું હક રક્ષણુ મુસ્લિમ પ્રજાના હક સમાન કરતા હતા. મહાન પયગંબરે ઈસ્લામ (સ૦ અ૦ વ૦) સાહેબે ફર્માવ્યું છે, કે જેણે બિન મુસ્લિમ પ્રજાને સતાવી હોય. તે અમારામાંથી નથી. ઇસ્લામી રાજ્યમાં મુસ્લિમ પ્રજાને જેવું માન ન મળે, તેવું માન બિન મુસ્લિમ પ્રજાને મળતું હતું. તેવા પણુ દાખલા મળે છે.

આ તર્કે અમો એક અમૂલ્ય દાખલો રજુ કરીએ છીએ.

મુસલમાનોએ ઈસ્કંદ્રિયા જીત્યું હતું, ત્યારે ઈસ્લામી લશ્કરના એકાદ તીરથી હઝરત ઇસા (અ૦ સ)ની મૂર્તિની આંખ તુટી ગઇ હતી. ખ્રિસ્તિઓ, મુસ્લિમ સરદાર હઝરત ઉમ્રો બિન આસ (ર૦ અ) સાહેબ પાસે આવી કહેવા લાગ્યા, કે જેવી રીતે અમારા પયગંબરની મૂર્તિની આંખ તમારા માણસે ફોડી નાંખી છે, તેવી રીતે તમો તમારા પયગંબરની મૂર્તિની આંખ અમને ફોડવા દો. હઝરત ઉમ્રો બિન આસ (ર૦ અ) સાહેબે ફરમાવ્યું. તમારૂં કહેવું અયોગ્ય છે. તમો અમારામાંથી ગમે તે મુસલમાનની આંખ ફોડી શકો છો. એક ખ્રિસ્તિ આ કામ કરવાને તૈયાર થયો. હઝરત ઉમ્રો બિન આસ (ર૦ અ) સાહેબે પોતાનું ખંજર તેના હાથમાં આપીને ફરમાવ્યું, કે મારી આંખ હાઝર છે. તમો ફોડી નાખો. મુસલમાનોનો આ ઇન્સાફ જોઈને પેલા ખ્રિસ્તિના હાથમાંથી ખંજર પડી ગયું.

આ દાખલા ઉપરથી મુસલમાનો—સામાવાળાઓ સાથે કેવો સરસ ઇન્સાફ કરતા હતા, તે જણાઇ આવે છે !

## ઈસ્લામ પ્યારો છે કે દલવત ?

અલ્લાહપાક દલવત વડે દરેક ઝમાનામાં પોતાના બંદાઓની કસોટી કરે છે, કે તમને ઈસ્લામ પ્યારો છે, કે દલવત પ્યારી છે ! આપ ( સ૦અ૦વ ) સાહેબના પવિત્ર સમયમાં હઝરત ઉસ્માનગની ( ર૦ અ ) અને હઝરત ખદીજહ (ર૦ અ) ની દલવતે ઇસ્લામને ઘણીજ મદદ પહોંચાડી હતી. તે ઉપરાંત જે સહાબાએ કેરામ ( ર૦ અ ) સાહેબો પાસે દલવત ન હતી. તેમણે પોતાના તન અને મનથી ઇસ્લામને અપાર મદદ આપી હતી. આપ (સ૦અ૦વ૦)

સાહેબે જ્યારે હિજરત કરી, ત્યારે હઝરત અલી (ક૦ અ૦ વ૦) સાહેબે હથેલીમાં શીર રાખીને આપ (સ૦અ૦વ૦) સાહેબના બિસ્તર ઉપર સૂઇ રહ્યા હતા. આપ (સ૦ અ૦ વ૦) સાહેબ સૂતા હતા ત્યાં તેઓ સૂઇ રહ્યા હતા. હઝરત અબુબક (ર૦ અ) સાહેબે સાપના દર આગળ પગ ધરી રાખીને આપ (સ૦અ૦વ૦) ની ચોકી કરી હતી. તે સમયે ઝેરી સાપ ડસ્યો. પરંતુ તેમણે પગને હલાવ્યો સરખો નહિં. આ ઇસ્લામી સેવાના પ્રતાપે આજે તેમના નામ અમર થઇ ગયાં છે, અને તેમને રદીયલ્લાહો અન્હુમનો ખિતાબ મળ્યો છે.

મહેરબાન દોસ્તો! દુન્યાની દવલત અમારી જિંદગી સુધીજ સહાય દેશે. આખેરત કે જ્યાં અમારે સદાને માટે રહેવાનું છે, ત્યાં સાથ આપે નહિં. જો આ ક્ષણિક સંસારની દવલત વડે જો કાયમ રહેનાર દુન્યા છે. તેની દવલત હાથ લાગે, તો તે કેવો સર્વોત્તમ સોદો ગણાય? દુન્યાની દવલતનો જરૂર હિસાબ લેવાશે. જો ઇસ્લામની સેવામાં આ દવલતનો ઉપયોગ કર્યો હશે, તો નેકીનું પલ્લુ નમી જશે. જો માત્ર સ્વાર્થ અને સુખ વઇભવના બુરા રસ્તે દવલત વાપરી હશે, તો બદીનું પલ્લુ નમી જશે. જો બદીનું પલ્લુ નમી જશે, તો દોઝખ અને નેકીનું પલ્લું નમશે, તો જન્નત મળશે. શ્રીમંતોએ સમજવું જોઇએ, કે તેમને મળેલી દવલત ખુદાની રહમત છે. આ રહમતનો દૂર ઉપયોગ કરવાથી સજાપાત્ર થશો. ઉડાઉ ખર્ચ અને બુરે રસ્તે દવલત વાપરવાથી ભલે અત્રે કોઇ ન પૂછે, પરંતુ ખુદાપાક જરૂર એક દિવસ તેનો હિસાબ લેશે.

જો ઇસ્લામની સેવા કરવી હોય, તો ઇસ્લામી અંજુ-

મનો, મદ્રસહ, કુતુબખાના, યતીમખાના, હુન્નર ઉદ્યોગની સંસ્થાઓમાં તમારી દવલતનો ઉપયોગ કરો. જો ઈસ્લામ પ્યારો હોય, તો આ કામોમાં દવલતનો ઉપયોગ કરો અને જો દોલત વહાલી હોય, તો પછી તેઓ ગમે તે કરી શકશે. જેનાં પરિણામ આખરે તેમને ભોગવવાં પડશે. ફઅતબેરૂ યા ઓલિલઅબ્સાર

સંભલો વગરના રહુના યાં ઈસ તર્હ પળેગા
ભીલ ઓર ગોંડ જયસે ગુમમાનો બે નિશાં હંય

સમાપ્ત.

---

# ગાડવારસ વનસ્પતિથી



તૈયાર કરેલા તમારા ભોજન સ્વાદિષ્ટ બની પુરતી તાકાત આપે છે. ભેળસેળ વાળા દેશી **ઘી** કરતાં ઉત્તમ નીવડી તમારા વધારે થતા પૈસાનો બચાવ કરે છે, માટે હમેશના ચાલુ ખોરાક અને લગ્નો તથા મિત્રોની મિજબાનીઓમાં ગાડવારસ વનસ્પતિ વાપરી વાનીઓ સ્વાદિષ્ટ બનાવો.

ગાડવારસ વનસ્પતિમાં ચરબી જેવા હલકા પદાર્થો અને સુગંધ માટે એસન્સ વાપરેલ છે. તેવું સાબિત કરનારને તેના બનાવનાર તરફથી રૂપીઆ પાંચસો રૂ. ૫૦૧ ઈનામ જાહેર કરેલ છે.

મળવાનું ઠેકાણું:-

સોલ એજન્ટ—

**ઉમેદઅલી રહીમ બાલીઆ** પ્રેમ દરવાજા સામે

સ્ટોકિસ્ટ—

**ગાડવા રસ વનસ્પતિ ડીપો**

કાલુપુર ચકલા ધુપેલવાળાની પોળ પાસે અમદાવાદ.

શ્રીમંત—

કે ગરીબ—

સૌ કોઈ

# હાઉદી છાપ

## કાથો

પસંદ કરે છે.

કારણ કે:—

હાઉદી છાપ કાથો કવોલીટી અને ગુણમાં ઉંચો હોવા છતાં કીંમતમાં બીલકુલ વ્યાજબી છે.

નોટઃ—ઈનામની લાલચમાં લલચાઈને સત્ય વસ્તુને ભુલતા નહિ.

બનાવનાર—

એસ. જી. ગાંધી અમદાવાદ.